ગેનરીખ વોલકોવ

# પ્રતિભાનો ઉદય

કાર્લ માર્ક્સના વ્યક્તિત્વ
અને
વિશ્વ દૃષ્ટિકોણનો વિકાસ



પ્રગતિ પ્રકાશન
મોસ્કો



પીપલ્સ બુક હાઉસ
અમદાવાદ

અનુવાદ — અતુલ સવાણી

Г. Волков

РОЖДЕНИЕ ГЕНИЯ

*на языке гуджарати*

**Genrikh Volkov**

BIRTH OF A GENIUS

*in Gujarati*



## અનુક્રમણિકા

# મારા તરુણ વાચકને

તમે હાથમાં લીધેલું પુસ્તક કાર્લ માર્ક્સની જીવનકથાનું કે માર્ક્સવાદી સિદ્ધાંતના સરળ વિવરણનું નથી. તેની રચના માર્ક્સવાદના એક જાતના "પરિચય" તરીકે, માનવજાતિના ભાવિ ઉપર બીજા કોઈ પણ સિદ્ધાંત કરતાં વધારે અસર પાડનારા એ મહાન સિદ્ધાંતના ઉદય તથા વિકાસના વર્ણન તરીકે, કરવામાં આવી છે.

આ પુસ્તકના લેખકે વાચકને પોતાની સાથે યુવાન માર્ક્સની શોધખોળ, વિચારો, તથા ભાવાવેગોના જગતમાં, તેમના જુસ્સાદાર વિચારોનું ઘડતર જ્યાં થયું હતું એ સર્જનાત્મક પ્રયોગશાળામાં, લઈ જવાની, વાચકને એ જગતમાં ડૂબકી મારવાનું પ્રોત્સાહન આપવાની, કોશિશ કરી છે કારણ કે પ્રતિભા જોડેના સાયુજ્યથી, ભલે મધ્યસ્થી મારફતના સાયુજ્યથી, તેણે કરેલી શોધખોળનો પંથ અપનાવવાથી, આપણે જેટલા સમૃદ્ધ બનીએ છીએ એથી વધારે સમૃદ્ધિ બીજી કોઈ પણ બાબત આપણને નથી બક્ષતી.

જાણીતી હકીકત છે કે માર્ક્સવાદ જડ મતવાદ નહિ પરંતુ પ્રવૃત્તિનો માર્ગદર્શક છે. તેમાંથી ફલિત થાય છે કે માર્ક્સવાદનો અભ્યાસ "તૈયાર" તથ્યોના, જેને ખાલી મોઢે કરી લેવાની તથા પોપટની જેમ બોલી જવાની જરૂર હોય

પ્રક્રિયામાં, ગતિની સ્થિતિમાં, પ્રવૃત્તિની સ્થિતિમાં, કરવો જોઈએ.

આપણે માર્ક્સવાદના છેક હાર્દમાં કેવી રીતે પહોંચવું? જગતના સંબંધમાં આપણી સમજણમાં તેના ફાળાની મુલવણી કેવી રીતે કરવી? અગાઉના દાર્શનિક તથા સામાજિક-આર્થિક સિદ્ધાંતોથી તેને નોખો તારવનારી બાબત કઈ છે? એ સમજવા માટે આપણે આપણાં મનમાં માર્ક્સવાદના પ્રણેતાઓના પંથે કદમ માંડવાં જોઈએ. તેને માટે આવશ્યક છે કે આપણે પોતે જ નવા વિશ્વ દૃષ્ટિકોણમાં પરિણમેલા સર્જનાત્મક ચિંતનની જહેમતોના અનુભવનું "પુનરાવર્તન" કરીએ, અને સૌપ્રથમ તો માર્ક્સવાદના સ્રોતની કામગીરી બજાવનારી માનવીય સંસ્કૃતિના વારસાની ઉસ્તાદી હાંસલ કરીએ તથા તેને ટીકાત્મક દૃષ્ટિએ નવો ઘાટ આપીએ. એમ કરવા માટે આપણે માર્ક્સવાદને સિદ્ધાંતમાં તેમ જ અમલમાં લાગુ કરવાની આવડત કેળવી લેવી જોઈએ.

એ કામ બેશક બહુ મુશ્કેલ છે અને મોટા પ્રમાણમાં શક્તિનો ઉપયોગ, પ્રયાસો, તથા સમય માગી લે છે, પરંતુ "વિજ્ઞાનનો કોઈ શાહી માર્ગ છે નહિ, અને જે લોકોને તેની ઊંચી કેડીઓના થકાવી દેનારા ચઢાણની બીક ન લાગતી હોય તેઓ જ તેનાં ઝળકતાં શિખરો સર કરી શકે" *

એથી આસાન પંથો સામાન્ય રીતે માર્ક્સવાદને અતિ સરળ તથા વિકૃત બનાવી દેવામાં પરિણમે છે. તેઓ એક તરફ મતાગ્રહીઓને અને બીજી તરફ "ભ્રમભંજન"ને પેદા

* Karl Marx, *Capital*, Vol. I, Moscow, 1977,

કરે છે. પાઠ્યપુસ્તકો તથા લોકભોગ્ય પુસ્તિકાઓમાં સામેલ તૈયાર નિષ્કર્ષો તથા સૂત્રોના આધારે માર્ક્સવાદના (સામ્યવાદના) "અતિ સરળીકૃત" અભ્યાસની સામે લેનિને તરુણ સામ્યવાદી સંઘની ત્રીજી કોંગ્રેસના પ્રખ્યાત પ્રવચનમાં ચેતવણી આપેલી ત્યારે તેમનો નિર્દેશ એ બાબત તરફ હતો.

માર્ક્સે પોતે "માનવ ચિંતને સર્જેલી દરેક બાબતની પુનઃવિચારણા કરી, તેનું ટીકાત્મક અવલોકન કર્યું, અને તેને કામદાર વર્ગીય આંદોલનમાં ચકાસી જોઈને પછી તેમાંથી એવા નિષ્કર્ષો નિરૂપિત કર્યા જેને મૂડીવાદી મર્યાદાઓથી જકડાયેલા અથવા મૂડીવાદી પૂર્વગ્રહોથી બંધાયેલા લોકો તારવી શકે એમ નહોતા." *

આપણે જાણવું હોય કે માર્ક્સ કયા પંથે માર્ક્સવાદ સુધી પહોંચ્યા હતા, અને માનવીય પ્રતિભાની મહાનતમ સિદ્ધિઓમાંની એક કેવી રીતે શક્ય બની હતી, આપણે માર્ક્સવાદને તેના ઉદ્‌ભવની પ્રક્રિયાના જ આધારે, તેના ઘડતરના આધારે, સમજવા માટે એ બાબતનો તાગ મેળવવો હોય, તો સ્વાભાવિક રીતે જ પહેલાં માર્ક્સની આરંભની કૃતિઓનું, તેમના જીવન અને પ્રવૃત્તિના આરંભના ગાળાનું, પરીક્ષણ કરીએ.

એમ કેવી રીતે બન્યું કે તત્ત્વજ્ઞાનમાં ક્રાંતિ આણનાર માનવી માર્ક્સ હતા, અને એ ક્રાંતિના પરિણામે માનવજાતિને નવી "દૃષ્ટિ" સાંપડી તથા તેની સામે નવી ક્ષિતિજો મોકળી

* વ્લા. ઈ. લેનિન, 'તરુણ મંડળોનાં કર્ત્તવ્યો', 'સંસ્કૃતિ અને સાંસ્કૃતિક ક્રાંતિ', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૭૦, પૃ. ૮૩.

થઈ ગઈ? તેને માટે કેવા વ્યક્તિગત માનવીય ગુણો જરૂરી હતા? સ્પષ્ટ છે કે માર્ક્સના તત્ત્વજ્ઞાન તથા જીવનને સમજવાની મંછા ધરાવતા લોકો માટે એ સવાલો ગૌણથી વધારે મહત્ત્વના છે.

જો એ સાચું હોય કે માનવીની મુલવણી તે જે કંઈ કરે તેના આધારે થાય, તો એ વાત માર્ક્સની બાબતમાં એથીયે વધારે સાચી છે કારણ કે તે અદ્ભુત એકનિષ્ઠ અને ધ્યેયલક્ષી માનવી હતા.

જેમ જેમ માર્ક્સનું ક્રાંતિકારી તત્ત્વજ્ઞાન ઘાટ ધારણ કરતું ગયું અને વિકાસ પામતું ગયું તેમ તેમ તેમના વ્યક્તિત્વનું ઘડતર થતું ગયું. તેમની માનસિક પ્રયોગશાળાની અંતરતમ ગૂઢતાઓની, વિદ્વાન તથા ક્રાંતિકારી તેમ જ નાગરિક તરીકેના તેમના નૈતિક ચારિત્રને પ્રકાશમાં આણવાની, ઉત્તમ ચાવી તેમની કૃતિઓના પૃથક્કરણમાં અંકિત છે. એટલે આ પુસ્તકમાં માર્ક્સના વ્યક્તિત્વના વિકાસને તથા માર્ક્સવાદના વિકાસને એક જ પ્રક્રિયા તરીકે ગણવામાં આવી છે.

આ કૃતિમાં મુખ્ય ધ્યાન વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપકના જીવનના પ્રમાણમાં ટૂંકા ગાળા ઉપર, ૧૮૩૫થી ૧૮૪૪ સુધીના ગાળા ઉપર, કેંદ્રિત કરવામાં આવ્યું છે. તેમણે શાળાનો અભ્યાસ પૂરો કરી લીધો ત્યારથી લઈને તેમની પ્રથમ કૃતિઓની, જેમાં **ભૌતિકવાદ તથા વૈજ્ઞાનિક સામ્યવાદ સુધીનું સંક્રમણ હકીકત બની જાય** છે એ કૃતિઓની, રચના સુધીનો સમય તેમાં આવરી લેવામાં આવ્યો છે.

માનવીના જીવનમાં દસ વર્ષો બહુ મહત્ત્વનાં ન લાગે. તેમ છતાં, એ સમય દરમિયાન નિમ્ન-મૂડીવાદી પરિવારના [illegible] અને સમકાલીનોની

સરખામણીમાં માનસિક વિકાસનાં ઘણાં વધારે ઊંચાં શિખરો સર કરી લીધાં હતાં.

મેં યુવાન માર્ક્સના માનસિક વિકાસનું વિગતવાર અથવા પરિપૂર્ણ ચિત્ર આલેખવાની કોશિશ નથી કરી. આ સંક્ષિપ્ત કૃતિના હેતુ માટે તેમના વ્યક્તિત્વ અને વિશ્વ દૃષ્ટિકોણના વિકાસની કેવળ મુખ્ય દિશાઓની જ છણાવટ પૂરતી છે. આ પુસ્તકનું લક્ષ્ય માર્ક્સની કૃતિઓના અંતસ્તત્ત્વનું વિવરણ તથા વિવેચન કરવાનું બહુ નહિ પરંતુ વધારે તો વાચકના મનમાં તેમને વિશે દિલચસ્પી પેદા કરવાનું અને તેને પોતાને વિચાર તથા તપાસ કરવા ઉત્તેજવાનું છે.

તરુણ વાચકને અહીંયાં કદાચ એવાં નામો, શબ્દો, તથા સમસ્યાઓ જોવા મળશે કે જેને વિશે તે પરિચિત ન હોય, અને તેને કદાચ બધું તરત નહિ સમજાઈ જાય. ઘણુંબધું તેને વિચારમાં ગરકાવ કરી દેશે, અને ઘણુંબધું તેના મનમાં સવાલો ઊભા કરશે તથા તેમના વધારે બારીક અભ્યાસની ઉત્કંઠા પેદા કરશે. પ્રાથમિક સ્રોતોના સંદર્ભો, વિચાર માટે વધારે સામગ્રી પૂરી પાડે એવાં પુસ્તકોના સંદર્ભો, અહીં ઉઠાવવામાં આવેલા સવાલોના જગતના સ્વતંત્ર પરીક્ષણમાં માર્ગદર્શન માટે, આપવામાં આવ્યા છે.

અને આ પુસ્તક વાંચી લીધા પછી વાચકને માર્ક્સના વિચારોના જગતમાં વધારે ઊંડી ડૂબકી મારવાનું મન થાય, માર્ક્સને પગલે પગલે તે પણ પ્લૅટો તથા એરિસ્ટોટલ, કાંટ તથા ફીખ્ટે, અને હેગેલ તથા ફાયરબાખના તત્ત્વજ્ઞાન તરફ વળે, સેં-સિમોન તથા ફુરિયે તેમ જ રિકાર્ડોની કૃતિઓ તરફ વળે, અને શેક્સપિયર તથા બાલઝાક તેમ જ ગેટે તથા હાઈનેનાં લખાણો તરફ વળે, તો તે એવી સમજણના પંથે

આગળ ધપવા લાગ્યો હશે કે માર્ક્સવાદનો ઉદય કેવી રીતે થયો હતો અને તેમાં શું સંઘટિત છે.

અમે લલિત સાહિત્યનો ઉલ્લેખ પણ કેમ કર્યો છે? હકીકત એમ છે કે માર્ક્સવાદના વિકાસમાં કેવળ દાર્શનિક તથા સામાજિક-આર્થિક આધારોએ જ નહિ પરંતુ રસલક્ષી આધારોએ પણ મહત્ત્વની ભૂમિકા ભજવી છે. તરુણ માર્ક્સની દૃષ્ટિમાં આઝાદીની ચાહના વ્યક્ત કરતી કલાની દુનિયા પોતાની પ્રતીતિઓની પ્રથમ શાળાના સ્થાને હતી. તેમને કલાએ જ વાસ્તવિકતા અંગે ટીકાત્મક વલણ અપનાવવા, તથા આત્મસંતોષી અહંમન્ય કૂપમંડૂકતાને વખોડી કાઢવા, પ્રેર્યા હતા. માર્ક્સની કલાત્મક ચેતનાનો વિકાસ તેમની રાજકીય ચેતનાના વિકાસ જોડે ભળી ગયો હતો. કૂપમંડૂકતાની તેમણે કરેલી ટીકા તેને ઉત્પન્ન કરનારા સમાજના પાયાની ટીકા બની રહી.

કલામાં માર્ક્સનો આવેશમય રસ, તેમની રસલક્ષી રુચિઓનું આરંભિક ઘડતર, અને પદ્ય તથા ગદ્યના ક્ષેત્રમાં તેમના પોતાના પ્રયોગો—એ બધાંએ આગળ જતાં તેમનાં લખાણો ઉપર ખૂબ લાભદાયક અસર પાડી હતી. તેમાં ગહન વૈજ્ઞાનિક ચિંતન સાથે નિરૂપણના તેજસ્વી કલાત્મક રૂપનો સમન્વય સધાયો હતો.

## ૧

## “કારમી સુસ્તી”ની પકડમાં

ખરી વાત છે કે પુરાણી દુનિયા કૂપમંડૂકની છે. પરંતુ કૂપમંડૂકને એવો હાઉ ન ગણવો જોઈએ કે જેનાથી ડરીને છળી જવાય. એથી ઊલટું, આપણે તેની ઉપર નજર રાખવી જોઈએ. દુનિયાના એ સ્વામીના પરીક્ષણની તકલીફ લેવા જેવી છે.

**કાર્લ માર્ક્સ***

હા, કૂપમંડૂકની દુનિયાનું નિરીક્ષણ કરવાની તકલીફ લેવા જેવી છે, કંઈ નહિ તો માત્ર એવી હકીકતને કારણે કે ખુદ માર્ક્સની પ્રતિભાને, લડવૈયા, ચિંતક, અને ક્રાંતિકારી તરીકેના તેમના વ્યક્તિત્વને, એ દુનિયા સામેના સંઘર્ષે જ તીક્ષ્ણ બનાવ્યાં હતાં અને વિકસાવ્યાં હતાં. માર્ક્સની પ્રતિભા જે પૃષ્ઠભૂમિમાં ખીલી ઊઠી હતી તેનું વધારે સ્પષ્ટ નિરૂપણ કરવા માટે કંઈ નહિ તો તેની આછી રૂપરેખા આપવાની તકલીફ લેવા જેવી છે.

---

* Karl Marx, "Letters from the *Deutsch-Französische Jahrbücher*". Marx, Engels, *Collected Works*, Vol. 3, Moscow, 1975, p. 134.

હાઈનેના વેધક વ્યંગ અને માર્ક્સ તથા એંગેલ્સના ઘાતક કટાક્ષ થકી ફજેતીનો શિકાર બનેલી જર્મન કૂપમંડૂકતા જાણીતી થઈ ગયેલી છે. માર્ક્સને આત્મસંતોષી કૂપમંડૂકતા જેટલું ઘૃણાસ્પદ બીજું કંઈ નહોતું લાગતું, પછી તે ભલે ગમે એવા ક્ષેત્રમાં કે રૂપમાં દેખા દેતી હોય: વ્યક્તિગત સંબંધોમાં, રોજિંદી જિંદગીમાં, વિજ્ઞાનમાં, કવિતામાં, રાજકારણમાં, અથવા ક્રાંતિકારી સંઘર્ષના અમલમાં.

પરંતુ કૂપમંડૂકતા કેવળ "રાષ્ટ્રીય" બનાવટ કોઈ રીતે નથી. તે નિમ્ન-મૂડીવાદી આત્મસંતોષ, દંભી ધાર્મિક નૈતિકતા, અને મનમાં ખાંધિયા તરીકે ચાલુ રહેલા માજી ખાંધિયાની દાસવૃત્તિની સ્વાભાવિક પેદાશ છે. તેમાં એવી સામાજિક પદ્ધતિનું અનિવાર્ય પરિણામ અંકિત છે કે જે 'આઝાદી, સમાનતા, અને બંધુભાવ'ના "માનવતામય" સૂત્રના ઓઠા તળે માનવીના હાથે માનવીનું નિર્દય શોષણ ચલાવે છે, લોકોને નાણાથેલીના ગુલામો બનાવી દે છે, અને એવી સ્થિતિને માનવજાતિની મોટામાં મોટી "સિદ્ધિ" ગણાવે છે.

કૂપમંડૂકતાનો વિકાસ જુદાજુદા દેશોમાં ઐતિહાસિક સંજોગો તથા રાષ્ટ્રીય રૂપલક્ષણો મુજબ થયો હતો. જર્મન કૂપમંડૂકતા પણ પોતાની આગવી વાસ ધરાવતી હતી—અને તેનાં ખાસ કારણો હતાં.

ઓગણીસમી સદીના આરંભમાં "જર્મન રાષ્ટ્રના પવિત્ર રોમન સામ્રાજ્ય"માં—એ સમયે તે બહુ આડંબરી રીતે એવા નામે ઓળખાતું હતું—સારી પેઠે મોટાં (પ્રશિયા તથા ઑસ્ટ્રિયા જેવાં) રાજ્યોથી લઈને સાવ નાનાં રજવાડાં, મતદાર પ્રદેશો, રાજ્યપ્રદેશો, ઠકરાતો, જાગીરો, તથા મુક્ત શાહી

હતાં. તેઓ બધાં ગણનાપાત્ર પ્રમાણમાં રાજકીય સ્વતંત્રતા ધરાવતાં હતાં અને કેવળ સમ્રાટ તથા રાજ્યસભાની સત્તાની—ક્યારેક સાવ ભ્રમણા બની રહેતી સત્તાની—તાબેદારીમાં રહેતાં. તેના પરિણામે સર્વત્ર નાગરિક વિખવાદ, ગોટાળા, અને ભારે અંધેરની આણ ફેલાયેલી રહેતી.

દરેક નાનકો રાજા તેની પ્રજાનો આપખુદ હાકેમ હતો. દરબારમાં સત્તા વજીરો તથા સરકારી અમલદારોના હાથમાં રહેતી. ફ્રેડરિક એંગેલ્સના વર્ણન મુજબ, તેઓ કદમની પૂરી આઝાદી અને સંપૂર્ણ સલામતી ધરાવતા હતા, શરત માત્ર એટલી રહેતી કે તેઓ માલિકનો ખજાનો ભરેલો રાખે અને તેના "જનાનખાના" માટે પૂરતા પ્રમાણમાં રૂપાળી રમણીઓ મેળવી આપતા રહે.

ધનદોલતના શિકારી કૂપમંડૂકોએ, મૂડીદારોએ, જુલમ અને અપમાનની હાલત સ્વીકારી લીધી, તેઓ માનતા હતા કે અંધેરના સંજોગોમાં સ્વાર્થ સાધી લેવાનું વધારે સહેલું છે, અને તેમણે સતત સામાજિક અવ્યવસ્થામાં દોલતની અખૂટ સરવાણીઓ શોધી કાઢી. અંગ્રેજ મૂડીદાર વર્ગે ૧૬૪૦ અને ૧૬૮૮ દરમિયાન જેમ કર્યું હતું તેમ, અને એ વખતે ફ્રાંસમાં જે બની રહ્યું હતું તે મુજબ, તેઓ જનતા સાથે એકતા સાધીને પુરાણી સત્તાને ઉથલાવી પાડી શક્યા હોત અને સામ્રાજ્યમાં રૂપાંતર આણી શક્યા હોત.

પરંતુ જર્મન મધ્યમ વર્ગો એવી શક્તિ નહોતા ધરાવતા, અને એવી હિંમતનો ઢોંગ તેમણે ક્યારેય નહોતો કર્યો. "કિસાન સમુદાયો, વેપારીઓ, અને કારખાનદારો લોહી ચૂસતી સરકારનું અને મંદ વ્યાપારનું બેવડું દબાણ સહી રહ્યા હતા, ઉમરાવો તથા ઠાકોરોની હાલત એવી હતી કે તેઓ પોતાનાથી

ઊતરતા લોકોને નિચોવી લેતા હોવા છતાં તેમની આવકો વધતા જતા ખર્ચને આંબી નહોતી શકતી, બધું ખોટું થઈ રહ્યું હતું, અને આખા દેશમાં સર્વસામાન્ય બેચેની ફેલાયેલી હતી. શિક્ષણ નહિ, લોકસમુદાયોનાં માનસને કેળવવાનો કોઈ ઉપાય નહિ, મુક્ત અખબારો નહિ, પ્રજાકીય ભાવના નહિ, બીજા દેશો જોડે વિસ્તૃત વ્યાપાર પણ નહિ — પામરતા અને સ્વાર્થ — આખી પ્રજામાં હલકટ, કાયર, કંગાલ દુકાનદારીની વૃત્તિ ઓતપ્રોત થઈ ગયેલી હતી."*

એ ચિત્ર ગેટેની *Faust* નામે કૃતિમાં આપવામાં આવેલા વર્ણનને બહુ મળતું આવે છે. તેમાં વજીર સમ્રાટને અહેવાલ આપતી વેળા ફરિયાદ કરે છે કે સર્વત્ર કંગાલિયત અને યાતના ફેલાયેલી છે, એક અનિષ્ટ બીજા અનિષ્ટને પેદા કરી રહ્યું છે:

સૌથી ઊંચા આ શિખરેથી નાખતાં નજર,
ભાસે રાજમાં આખા, ઘેરા સ્વપ્નની અસર,
વિકૃતિ એક બીજીને ઘડે છે,
કાનૂન ખુદ બેકાનૂનીને રક્ષે છે,
જાણે જમાનો ભૂલોનો ફેલાતો જાય છે!..
નેકદિલ ઈન્સાન આખરે,
ખુશામતિયાને અને રુશવતના ઉસ્તાદને નમી પડે છે;
સજાની સત્તા વગરનો ઈનસાફદાર,
ડૂબતાં પહેલાં સંગાથી ગુનેગારનો બને છે.

* Frederick Engels, "The State of Germany". Marx, Engels, *Collected Works*, Vol. 6, Moscow, 1976, p. 17.

ચિત્ર મેં દોર્યું છે કાળું,
કિન્તુ દૃશ્ય છે એવું,
કે આડશ વધુ ઘેરી,
કરવી મારે પડે.*

પછી એકાએક ઘેરી નીંદર તથા બંધિયાર ગંદવાડના એ રાજ ઉપર ફ્રેંચ ક્રાંતિ વીજળીની જેમ તૂટી પડી. હતાશા અને લાચારીનું સ્થાન સર્વસામાન્ય ઉત્સાહે લઈ લીધું. ઉદારમતવાદી જર્મન મૂડીદારે "જોરદાર ફ્રોંદપંથી" કદમો ઉઠાવવાની હિંમત પણ કરી: તેમણે સુરાનાં ભાંડકિયાંમાં 'માર્સેઈયેઝ'ના જુસ્સાદાર લલકાર કર્યા અને ફ્રેંચ રાષ્ટ્રીય પરિષદને અભિવાદનના સંદેશાઓ મોકલ્યા. જર્મન કવિઓએ એકીઅવાજે ફ્રેંચ પ્રજાનાં ગુણગાન ગાયાં. જેકોબીનના સમર્થકો જર્મનીમાં નજરે પડયા અને ક્રાંતિની હાકલ કરવા લાગ્યા.

પરંતુ પશ્ચિમની ગાજવીજનો નશો અલ્પજીવી નીવડયો. જેકોબીનના ત્રાસે જર્મન મૂડીદાર વર્ગને થથરાવી નાખ્યો. ખાનગી ઉદ્યોગધંધાની આઝાદીનું અને જાગીરદારો તથા ઠાકોરો સાથે સમાનતા અને બંધુભાવનું સ્વપ્ન જોવા લાગેલા આબરૂદાર કૂપમંડૂકો હવે ફ્રાંસના સમાચારો સાંભળીને કાયરતાથી ધ્રૂજવા લાગ્યા તથા ખીજે ભરાવા લાગ્યા. તાજેતરમાં ક્રાંતિના દોસ્તો બની ગયેલા માણસો તેના કટ્ટર અને ઝનૂની દુશ્મનો બની રહ્યા હતા.

અને પછી નેપોલિયને લશ્કરો લઈને જર્મન ભૂમિ ઉપર

* J. W, Goethe, *Faust*, Vol. II. The Second Part, Boston and New York, 1871, pp. 10-11.

ચડાઈ કરી. તે વસ્તુગત દૃષ્ટિએ જર્મની માટે ક્રાંતિનો પ્રતિનિધિ હતો કારણ કે તેણે ક્રાંતિના સિદ્ધાંતો ફેલાવ્યા. તેણે પુરાણા સામંતી રીતરિવાજોને સાફ કરી નાખીને પોતાના આગવા કાનૂનોની—નિ:શંક વધારે પ્રગતિશીલ કાનૂનોની—સ્થાપના કરી, સડેલા સામ્રાજ્યને ખતમ કરી નાખ્યું, અને નાનકડાં રાજ્યોમાંથી વધારે મોટાં રાજ્યોની રચના કરીને તેમની સંખ્યા ઘટાડી નાખી.

પરંતુ જર્મનોને નેપોલિયન તરફ ખાસ અહેસાનની લાગણી ન થઈ. એ વાત સમજી શકાય એવી હતી: તેમનું રાષ્ટ્રીય અભિમાન ઘણાં વરસોના લશ્કરી પરાજયોને લીધે તેમ જ એવી હકીકતને લીધે ઘવાયું હતું કે સામંતશાહીની સડેલી રસમોને, કૂપમંડૂકના દિલને બહુ પ્યારી રસમોને, "લેભાગુ સત્તાધારીએ" બૂટની એક ઠોકર વડે ખતમ કરી નાખી હતી. જર્મન કૂપમંડૂક પોતાના માલિક તરફ વફાદારી બતાવવાનું તજી દેવા કરતાં મરવાનું વધારે પસંદ કરે એવો હતો.

નેપોલિયનની હાર પછી જર્મનીને ફરી કારમી સુસ્તીની હાલતમાં, જેમાંથી તેને તોછડાઈથી જગાડી દેવામાં આવ્યું હતું એ હાલતમાં, પહોંચી જવાનો મોકો મળી ગયો, લાંબા વખતથી જેની વાટ જોવાતી હતી એ મોકો મળી ગયો. જર્મન દરેક ઠેકાણે પ્રત્યાઘાતની વિજયી આણ ફેલાઈ ગઈ. જર્મન ઠાકોરોમાંનો એક તો સિપાહીઓની ચોટલા રાખવાની પ્રથા ફરી ચાલુ કરવા જેટલી હદે ગયો. અગાઉ ફ્રાંસવાસીઓના નાપાક હાથોએ ચોટલા કાપી નાખીને એ પ્રથા રદ કરી નાખી હતી.

ખરા. વુર્ટેમ્બેર્ગના રાજાએ પોતાની પ્રજાને બંધારણની ભેટ આપવાનું નક્કી કર્યું. તેમાં સંસદની સ્થાપનાની જોગવાઈ હતી. એવા આશયે તેણે જાગીરોના પ્રતિનિધિઓને એકઠા કર્યા. પરંતુ પછી કશુંક એવું બની ગયું કે જે માત્ર જર્મનીમાં જ બની શકે એમ હતું. જાગીરોના પ્રતિનિધિઓએ રાજાનાં ઉદારમતવાદી આગેકદમોને નકારી કાઢ્યાં અને "રૂડા મઝાના પુરાણા કાનૂનો" ફરી સ્થાપવાની માગણી કરી. બરાબર હાઈનેની 'ચીનના સમ્રાટ' નામે કૃતિમાં બનેલું એમ જ:

બોલી ઊઠ્યા ઉમદા મંચૂઓ,
ક્રાંતિની હાલતથી મુક્ત થઈને:
"જોઈએ કેવળ માર ડંગોરાનો,
બંધારણ ના ખપે અમને!"*

કોઈ પણ ઝાંખુંઝાંખુંયે મૂળગામી રાજકીય આંદોલન એવા સંજોગોમાં ઉદય પામી શકે ખરું? લોકો પોતાના દેશના અંજામની બાબતમાં વચ્ચે પડીને કદમ ઉઠાવે, પોતાની મરજી મુક્ત રીતે વ્યક્ત કરે, એવી કોઈ આશા એવા સંજોગોમાં રાખી શકાય ખરી?

જર્મન મૂડીદાર વર્ગે પોતાની બધી આશાઓ પ્રશિયન રાજાશાહીમાં કેંદ્રિત કરી, તેને દેશમાં આર્થિક તથા રાજકીય કેંદ્રીકરણ સાધવા શક્તિમાન એકમાત્ર પરિબળ તરીકે ગણી. એ વખતે ફેલાયેલા પરસ્પર ઝઘડાઓ તથા ખંડનના સંજોગોમાં સંયુક્ત મૂડીવાદી રાજ્યના આદર્શે કૂપમંડૂકની નજરમાં રાષ્ટ્રીય

---

* The Poems of Heine, London, 1878, p. 175

આકાંક્ષાઓ તથા આશાઓના તાવીજનું સ્થાન લઈ લીધું. "સરકારી નોકરના ઈમાનનો, બીજે ક્યાંય જોવા ન મળતા ઈમાનનો, તેમ જ જર્મનીમાં રાજ્ય વિશે પ્રચલિત બધા ભ્રમોનો, બન્ને બાબતોનો, ખુલાસો રાજ્યની એવી સ્થિતિમાંથી મળી રહે છે."*

જર્મન કૂપમંડૂકને કેવળ હયાત સત્તાધારીઓ તરફની તાબેદારીથી પૂરતો સંતોષ નહોતો થતો. તે ઈશ્વરનો તાબેદાર પણ હતો, તેને "પોતાના હૃદયમાં સંઘરી રાખતો હતો". ધર્મસુધારણા અને પ્રોટેસ્ટંટ પંથનો ઉદય જર્મનીમાં થયો હતો, અને "નૈતિક શુદ્ધતા" તેમ જ ઈશ્વર તરફનો પ્રેમ માગી લેતી ધર્મનિષ્ઠા ત્યાં ખાસ જોરદાર હતી.

ગુલામી (બધાં રૂપોની ગુલામી) અને ધર્મનો, ઢોંગી નૈતિકતા તેમ જ નૈતિક બેડીઓના નિયમો ધરાવતા ધર્મનો, ઔરસ વંશજ કૂપમંડૂક માતા અને પિતા બન્નેની મહોર પોતાના કપાળમાં ધરાવતો હોય છે. તે ઘણી ભૂમિકાઓમાં જોવા મળતો હતો. તે માલિક કે નોકર હોઈ શકે, ચીંથરાં ભેગાં કરનારો નમાલો માણસ કે સસ્તા વિચારોનો ફેરિયો હોઈ શકે. પરંતુ બધા દાખલાઓમાં તે પોતાના ઉપરીના પગ ચાટવાની તથા તાબેદારીની બાબતમાં નોંધપાત્ર હોય છે, પછી ઉપર ભલે માલિક હોય, રાજા હોય, કે ઈશ્વર હોય. સદીઓ દરમિયાન વિકસેલી અને રીઢી બની ગયેલી એ દાસવૃત્તિ કૂપમંડૂક માટે આંતરિક અભાન જરૂરત, તેની મનોવૃત્તિ, તેનું માનસિક જગત, બની જાય છે. તેના

* Marx, Engels, "The German Ideology", *Collected Works*, Vol. 5, Moscow, 1976, p. 195.

વિચારો અને લાગણીઓ ઉપર મતાગ્રહોની આડશ બંધાઈ જાય છે, તેનું દિલ અને માથું બેડીઓમાં જકડાયેલાં હોય છે અને તે એ બેડીઓને આદરની નજરે નીરખતો હોય છે તે અમુક નિયમો વગર, ઉપરથી આવતા પરિપત્રો અને સૂચનાઓ વગર, પોતાની જિંદગીની કલ્પના કરી શકતો નથી. સ્વતંત્ર કદમ ઉઠાવવાની જરૂરત ઊભી થાય ત્યારે તે અકળામણમાં અટવાઈ જાય છે. તેને પસંદગીની આઝાદી મળે તો તે આઝાદીને કદી પસંદ નહિ કરે.

એ જમાનાના પ્રશિયન કૂપમંડૂકને શિસ્ત બહુ પ્યારી હતી. "નામદાર શહેનશાહ"ની બૅરેકોમાં લશ્કરી તેમ જ માનસિક તાલીમ પામેલો કૂપમંડૂક ડંડાની શિસ્તનું પાલન રાજીખુશીથી કરતો અને ખરા દિલે માનતો કે આખી દુનિયાનો મદાર એ શિસ્ત ઉપર જ છે. તેના મનમાં ડંડા તરફ ખરેખરું "કૂતરા જેવું" હેત ઊભરાતું, અને તેને હાથ અડાડનારા કોઈ પણ માણસની ગરદનમાં બટકું ભરવા તે તૈયાર રહેતો, પોતાના એવા કૃત્યને તે માલિક તરફની નિષ્ઠાની સાબિતી ગણતો. તે પોતે શિસ્તબદ્ધ ડંડાની ભૂમિકા રાજીખુશીથી ભજવતો, અને "ધાંધલ કરનારાઓને" સજા કરતો.

કૂપમંડૂકને પોતાની ધર્મનિષ્ઠાનો, પોતાના વર્તનની નિષ્કલંક "નૈતિકતાનો", એટલો બધો નશો હોય છે કે તે ગમે તેવા તમામ લોકોને "નૈતિકતાનો ઉપદેશ આપવાની", સૌને સાચા માર્ગે વાળવાની, બાબતને પોતાની પવિત્ર ફરજ ગણે છે. માણસને સગવડભરી જિંદગી ગાળવામાં મદદગાર ન બને એવી દરેક વસ્તુ વિશેના અજ્ઞાનને તે સદ્ગુણ માનતો હોય છે.

માર્ક્સે એક કૂપમંડૂકનું ચિત્ર નીચે મુજબ આલેખ્યું

છે: "કાલે હાસ્સે ગ્રાઈફ્સ્વાલ્ડથી આવ્યો. તેના સંબંધમાં મને એક જ વસ્તુ વખાણવા જેવી લાગી છે—તેના જબ્બર કદના ઊંચા બૂટ, ગામના પાદરીના બૂટ જેવા છે. અને તેણે વાત પણ ગામના પાદરીના ઊંચા બૂટની જેમ જ કરી. તેને કોઈ પણ બાબતની કશી જાણકારી નથી, કંટાળાજનક કેન્ટરબરીના ઍન્સેલ્મ વિશે કેટલાય ખંડોના પુસ્તકના પ્રકાશનની તૈયારી કરે છે, એ વિશેનું કામ દસ વરસથી કરતો રહ્યો છે. તેના ખ્યાલ મુજબ હાલના ટીકાત્મક વલણમાં એવી ઘડી અંકિત છે કે જેને પહોંચી વળવું જ જોઈએ. તે ધાર્મિકતાનો ઉલ્લેખ જીવનના અનુભવની પેદાશ તરીકે કરે છે, એમાં તેનો મતલબ કદાચ તેનાં બાળકોના ઉછેરનો અને તેના જાડા પેટનો છે કારણ કે જાડાં પેટને જાતજાતના અનુભવો થતા હોય છે, અને કાંટના શબ્દોમાં: તે દબાય તો ગંદકી પેદા કરે, ફૂલે તો ધાર્મિક પ્રેરણા બની જાય. ધાર્મિક અપચો ધરાવતો આ ધર્મનિષ્ઠ હાસ્સે કેવો આદમી છે!"*

હાસ્સેના પ્રકારના કૂપમંડૂકો આડંબરી ભાષણો કરવાના શોખીન હોય છે, અને પોતાની પામર તથા મર્યાદિત જરૂરિયાતોની દુનિયાને "મસ્તક અને હૃદયની" જરૂરિયાતો તરીકે ગણાવી દેતાં અચકાતા નથી. વળી તેઓ, પ્રાસંગિક ઉલ્લેખ કરીએ તો, "મોત સુધી" નહિ પરંતુ "પેટને ખાતર" લડનારાઓ જ હંમેશાં રહેતા હોવા છતાં, લડવૈયા હોવાનો દેખાવ કરતાં પણ અચકાતા નથી.

* Karl Marx, "To Arnold Ruge, April 27, 1842". Marx, Engels, *Collected Works*, Vol. 1, Moscow, 1975, pp. 387-88.

પોતાના વિચારોની ચળકતી લંપટતાને સત્યની શોધમાં કૌતુકમય ભ્રમણ તરીકે ગણાવી દેતા એ કૂપમંડૂકો ચિંતકો હોવાનો દેખાવ કરવા મથે છે, પરંતુ સામાન્ય રીતે "દૈવી નિયતિ"થી આગળ પહોંચતા નથી. તેઓ પોતાની નીરસતાને ચવાયેલાં નમાલાં સાધારણ કથનો તથા "ઉપદેશિયા" નકામા લવારાની નિરર્થકતાઓનો ઓપ ચડાવે છે.

માર્ક્સે અંગ્રેજ નીતિવાદી જેરેમી બેન્થમને (૧૭૪૮-૧૮૩૨) "કૂપમંડૂકોનો બાપ" ગણાવ્યો હતો—૧૯મી સદીના મૂડીવાદી તર્કનો ગંભીર વિદ્યાદંભી અને કંટાળાજનક વાતોડિયો ઉપદેશક, "મૂડીવાદી રીતની બાબતમાં પ્રતિભાવાન માણસ".* બેન્થમે "ભોળપણભરી જડતા" બતાવીને કૂપમંડૂકને, પોતાના અહંભાવી હિતને સમાજના "ઉપયોગી" સર્વકંઈના માપદંડ તરીકે ગણાવનારા માણસને, આદર્શ માનવી ઘોષિત કર્યો હતો.

માર્ક્સે 'મૂડી' ગ્રંથમાં લખ્યું છે કે "કવિઓમાં ટાપ્પેરનું જે સ્થાન છે એ જ સ્થાન તત્ત્વજ્ઞાનીઓમાં બેન્થમનું છે".** ગઈ સદીના મધ્યમાં ટાપ્પેર અંગ્રેજ કૂપમંડૂક વર્તુળોમાં ખૂબ માનીતો બની ગયો હતો, તેના પદ્યની આડંબરી અણઘડતા અને નકલી ગહનતા તેમની રુચિને માફક આવતી હતી. માર્ક્સે 'એકરારો'માં, ૧૮૬૫માં તેમની મોટી પુત્રીઓએ તેમને માટે તૈયાર કરેલી પ્રશ્નાવલીમાં, "તમારો અણગમો" એવા સવાલના જવાબમાં "માર્ટીન ટાપ્પેર" લખેલું.*** માર્ક્સને આખી જિંદગી ક્રૂરતાથી પજવનારા કલમશૂરાઓ, ગલીચ

* K. Marx, *Capital*, Vol. I, p. 571.

** K. Marx, *Capital*, Vol. I, p. 571.

*** *Reminiscences of Marx and Engels*, Moscow, 1957, p. 266.

રાજકીય કારસ્તાનીઓ, અને પ્રતિભા વગરના શેખીખોરોની આખી ટોળકીમાંથી તેમણે જરાય ભૂલ કર્યા વગર એક નામ પસંદ કર્યું હતું — એવા માણસનું નામ કે જેની સાથે તેમને કોઈ જાતના વ્યક્તિગત સંબંધો નહોતા પરંતુ જે તેમની નજરમાં કૂપમંડૂકની અધમ રુચિઓ સંતોષતી સસ્તી સફળતાને, સાહિત્યિક કૂપમંડૂકતાને, મૂર્ત કરતો હતો.

એવો કૂપમંડૂક સિદ્ધાંતકાર "ઉદાત્ત, રંગદર્શી, આદર્શ" સર્વકંઈની પૂજા કરતો હોય છે અને "કઢંગા ભૌતિકવાદ"ને ધૃણા કરતો હોય છે. "કૂપમંડૂકની સમજણમાં ભૌતિકવાદ શબ્દ એટલે અકરાંતિયાપણું, દારૂડિયાપણું, દૃષ્ટિની વાસના, દૈહિક વાસના, ઉદ્ધતાઈ, અતિકામના, લોભ, લાલસા, નફાખોરી, અને શૅરબજારની છેતરપિંડી હોય છે, ટૂંકમાં એવી બધી ગલીચ બદીઓ હોય છે કે જેમાં તે પોતે ખાનગી રીતે રાચતો રહે છે. તેની સમજણમાં આદર્શવાદ શબ્દ એટલે સદાચારમાં નિષ્ઠા, સમગ્ર માનવજાતિના કલ્યાણની ભાવના, અને સામાન્ય રીતે 'બહેતર જગત'નું ધ્યેય હોય છે. તે બીજા લોકોની હાજરીમાં એવી બાબતોની શેખી મારતો હોય છે ખરો પરંતુ પોતે તો જ્યાં સુધી ગમગીનીમાં અટવાયેલો હોય અથવા પોતાના રોજિંદા 'ભૌતિકવાદી' અતિરેકોના પરિણામે નાદારીની હાલતમાંથી ગુજરતો હોય ત્યાં સુધી જ તેમાં નિષ્ઠા રાખે છે. તે એવે વખતે જ પોતાનું માનીતું ગીત ગાતો હોય છે — માનવી એટલે શું? અરધો પશુ અને અરધો દેવદૂત."*

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૮૩, પૃ. ૩૬

હાઈનરીખ હાઈનેએ નીચેની પંક્તિઓ લખી ત્યારે તેના મનમાં કદાચ કૂપમંડૂકનું એ ગીત હોય:

હું બૂરો નથી, હું સારો નથી,
નથી વેગીલો, કે ધીમો નથી;
ગઈકાલે ધપેલો ભલે આગે,
સરકવાનો છું પાછળ આજે;
અંધારામાં અટવાતો, પ્રકાશ વેરું છું,
નથી કોઈ ઘોડી, કે ઘોડો પણ નથી હું,
સોફોક્લીસ અને ચાબુક બન્નેમાંથી,
પ્રેરણા સદા પામું છું.*

અરે, "સોફોક્લીસ અને ચાબુકને" ઊંડા ઉમંગથી ચાહનારા એ લોકો બહુ લાગણીપ્રધાન હોય છે! "જે કૂપમંડૂક પામરતાને સર્વહારામાં ધૃણાસ્પદ ભ્રષ્ટ ચીંથરેહાલ રખડુ સિવાય બીજું કંઈ નથી દેખાતું, અને ૧૮૪૮ના જૂનમાં પૅરિસની કતલેઆમમાં એવા ૩૦૦૦ 'ચીંથરેહાલ રખડુઓને' રહેંસી નાખવામાં આવ્યા ત્યારે જે સંતોષથી હથેળી ઉપર હથેળી ફેરવતી હતી — એ જ પામરતા પશુઓ ઉપરની ક્રૂરતા અટકાવવા માટેના લાગણીવશ સમાજોની દિશામાં લક્ષ્યાંકિત ઠઠ્ઠામશ્કરી જોઈને ખીજે ભરાઈ જાય છે."**

---

* *The Works of Heinrich Heine, New Poems*, Vol. X, London, 1904, p. 189.

** "Reviews from the *Neue Rheinische Zeitung. Politisch-Ökonomische Revue No. 2*". Marx, Engels, *Collected Works*, Vol. 10, Moscow, 1978, p. 242.

બેશક, કૂપમંડૂકતા ઘણી સૂરતો ધરાવે છે. તે પરિષ્કૃત સંસ્કારી રૂપો ધારણ કરી શકે છે, અને એવાં રૂપોમાં તે સહેલાઈથી પારખી નથી શકાતી. તે ચાલુ ઢબને અપનાવી લે છે અને દરેક યુગમાં પોતાનો વેશ બદલાવી નાખે છે.

૧૯મી સદીના આરંભમાં કૂપમંડૂકતા જર્મન સમાજનાં સઘળાં છિદ્રોમાં મક્કમ રોપાઈ ગયેલી હતી: તેણે વિજ્ઞાન, કવિતા અને રાજકારણને ચેપ લગાડી દીધો હતો.

પરંતુ કૂપમંડૂક જર્મની કંઈ આખું જર્મની બેશક નહોતું જ. ઉદય પામી રહેલા સર્વહારા વર્ગનું, "ખોટી પિતૃભૂમિ ઉપર શાપ" (હાઈને) વણનારા "સાઈલેશિયન વણકરોનું", જર્મની પણ અસ્તિત્વમાં હતું. લેસીંગ, ગેટે, કાંટ, ફીખ્ટે અને હેગેલનું જર્મની અસ્તિત્વમાં હતું. પરંતુ પોતાના યુગથી, કૂપમંડૂકતાના કળણથી, ખૂબ ઊંચાં શિખરો અંકિત કરનારા ગેટે અને હેગેલ જેવાં વિરાટ માનસોના પગ પણ ક્યારેક ક્યારેક એ કળણમાં ભરાઈ જતા હતા. તેમ છતાં, "પૃથ્વી ઉપર સ્વર્ગ રચવાનું" "નવું ગીત શરૂ કરનારાઓએ" પોતાની આશાઓ તેમની ઉપર કેંદ્રિત કરી હતી.

૧૯મી સદીના પાંચમા દાયકા સુધીમાં, એટલે કે માર્ક્સ અને એંગેલ્સ સામાજિક પ્રવૃત્તિના મેદાનમાં આવ્યા ત્યાં સુધીમાં, જર્મની "કારમી સુસ્તી"ની હાલતમાંથી બહાર નીકળવા લાગ્યું હતું. તેની કૂખમાં ક્રાંતિ સળવળી રહી હતી, અને જર્મન ક્લાસીકલ તત્ત્વજ્ઞાને તેની એક જાતની સૈદ્ધાંતિક તૈયારીની કામગીરી બજાવી.

જેવી રીતે શિરચ્છેદનું સાધન રાજાના માથા ઉપર પડતાં પહેલાં વોલ્તેરનું હાસ્ય રણકી ઊઠ્યું હતું, ફ્રાંસમાં અઢારમી સદીના અંતમાં રાજકીય ક્રાંતિ થતાં પહેલાં ફ્રેંચ સામાજિક ચેતનામાં ક્રાંતિ આણનારા વિચારો—મોન્તેસ્ક્યે, રુસો અને દિદરોના વિચારો — નિરૂપિત થયા હતા, એવી જ રીતે ગેટેના ગમગીન મેફીસ્ટોફીલિયન મલકાટે અને કાંટ તથા હેગેલનાં ભારેખમ સૈદ્ધાંતિક વિધાનોએ જર્મનીની આગામી ક્રાંતિની ઘોષણા દુનિયા સમક્ષ કરી હતી.

કાંટના તત્ત્વજ્ઞાનને એક તરફ ફ્રેંચ ક્રાંતિના વિચારોથી અને બીજી તરફ એ જમાનાનાં પ્રકૃતિ વિજ્ઞાનોની સિદ્ધિઓથી પોષણ મળ્યું હતું. જ્ઞાનસંગ્રહ સમા તેના માનસે સમગ્ર વિશ્વને આવરી લેવાની, ખગોળવિજ્ઞાન અને ગણિતવિજ્ઞાનથી લઈને રસશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર સુધીના સમગ્ર પુરોગામી ચિંતને પેશ કરેલા તમામ સવાલોના જવાબો પૂરા પાડવાની, કોશિશ કરી.

કાંટે રુસોને અનુસરીને જાહેરાત કરી કે માનવી જ સામાજિક વિકાસનું અંતિમ લક્ષ્ય છે, તે બીજાં લક્ષ્યોને સિદ્ધ કરવાનું સાધન નથી. તેણે અહંભાવી માલિકીમૂલક હિતોના સંઘર્ષની સામે નૈતિક ફરજની સર્વોપરી આવશ્યકતાને મૂકી: દરેક માણસે તર્કના તકાદા મુજબ જેવું આચરણ કરવું જોઈએ એવું આચરણ કરો. તેણે લોકોની સત્તાની સર્વોપરીતા અને કાનૂન સમક્ષ સૌની સમાનતાના વિચારો વિકસાવ્યા.

કાંટે માનવીની તર્કબુદ્ધિને, સમજવા તથા સર્જન કરવાની તેની શક્તિને, દાર્શનિક પરીક્ષણના કેંદ્રીય લક્ષ્ય તરીકે સ્થાપી. તેણે શંકાના—"ઈશ્વરે આપેલાં" સત્યોની અંતિમતા અને નિરપેક્ષતા અંગેની શંકાના, સંપૂર્ણ અને સર્વાંગી જ્ઞાન કદીયે હાંસલ કરવાની આપણી શક્તિ અંગેની શંકાના—દાનવને ચિંતનની એકહથ્થુ સત્તાવાદી ધાર્મિક પદ્ધતિની બેડીઓથી

છૂટો કર્યો. કાંટે અનુભૂતિ ન પામી શકાય એવી "વસ્તુઓ નિજરૂપ"માં ઈશ્વરને પણ સામેલ કરી દીધો, અને એ રીતે જર્મનીમાં ધર્મની દાર્શનિક ટીકાનો પાયો નાખ્યો.

પરંતુ કાંટની ઉપર ચિંતનની વધારે પડતી હિંમત અને ખામીરહિત સુસંગતતાનો આક્ષેપ મૂકવાનું કામ મુશ્કેલ બની રહેશે. અફસોસ. તે સિદ્ધાંતના ક્ષેત્રમાં પણ જન્મજાત ક્રાંતિકારી નહોતો. તે એક ડગલું આગળ ભરતાં પહેલાં હંમેશાં પાછળ નજર નાખતો. તેણે ફ્રેંચ ક્રાંતિ થકી અને પ્રકૃતિ વિજ્ઞાનોમાં આવેલી ક્રાંતિ થકી પ્રેરિત તેજસ્વી વિચારોને જર્મન તત્ત્વજ્ઞાનમાં છાની રીતે, "પાછલે બારણેથી", દાખલ કરી દેવાની, સંકુચિત માનસ ધરાવતા જર્મન કૂપમંડૂકને આઘાત ન લાગે એવા રૂપમાં તેમને રજૂ કરવાની, કોશિશ કરી. તેણે પોતાની અંદર મૂડીવાદી ઉદારમતવાદી અને રાજશાહી-વાદીનો, સંશયવાદી અને તર્કબુદ્ધિવાદીનો, ભૌતિકવાદી અને આદર્શવાદીનો, નિરીશ્વરવાદી અને ધર્મના પરિષ્કૃત સમર્થકનો, સમન્વય બિલકુલ માની ન શકાય એવી રીતે સાધી લીધો.

હાઈનેએ કાંટની મર્યાદાઓ અધકચરું વલણ, અને સાવચેતીની વ્યંગાત્મક ટીકામાં એ "ચિંતનના જગતની અંદર વિનાશ આણનારાની" સરખામણી ફ્રેંચ જેકોબીનોના આગેવાન મેક્સીમીલીયન રોબેસપ્યેર સાથે, જેનું નામ જ ફ્રેંચ ઉમરાવ વર્ગને ત્રાસમાં જકડી લેવા માટે પૂરતું હતું એ આદમી સાથે, કરી હતી. પરંતુ હાઈનેને એ બન્નેમાં કશુંક સમાન જોવા મળ્યું હતું. સૌપ્રથમ તો એકસરખી અદમ્ય, અટલ, શુષ્ક, ગંભીર પ્રમાણિકતા. એ ઉપરાંત, બન્નેમાં "અવિશ્વાસની શક્તિ" હતી, ફરક માત્ર એટલો જ હતો કે એક તેને વિચારો ઉપર લાગુ કરીને ટીકાનું નામ આપતો, અને બીજો તેને ઈન્સાનો ઉપર લાગુ કરીને પ્રજાસત્તાકીય સદ્‌ગુણનું નામ આપતો. અને છેલ્લે, "પરંતુ બન્નેમાં વધારેમાં વધારે પ્રમાણમાં નજરે પડતી બાબત કૂપમંડૂકતાની ભાતની હતી—કુદરતનો આશય તેમને કૉફી તથા ખાંડ તોળતા જોવાનો હતો, પરંતુ ભાગ્યે તેમને માટે નિર્ધારિત કર્યું કે તેઓ બીજી વસ્તુઓ તોળે, એકની બાબતમાં રાજાને અને બીજાની બાબતમાં ઈશ્વરને ત્રાજવામાં મૂકી દીધા..."*

એવું વિધાન રોબેસપ્યેરની બાબતમાં કદાચ વધારે પડતું જોરદાર ગણાય, પરંતુ કાંટની બાબતમાં તો બરાબર બંધબેસતું છે, તેના એક હાથમાં ઈશ્વરને "મોતની સજા" છે અને બીજા હાથમાં "માફી" છે.

હાઈનેએ નીચેનું રમૂજી દૃશ્ય રજૂ કર્યું છે, તેમાં પહેલાં કરુણાંતિકા અને પછી પ્રહસનનું આલેખન છે. ઈમાનુએલ કાંટ નિષ્ઠુર તત્ત્વજ્ઞાનીનું પાત્ર ભજવે છે, સ્વર્ગની ઉપર હલ્લો કરે છે, તલવાર વડે આખી ગૅરીસનને વાઢી નાખે છે, ઈશ્વરના અસ્તિત્વ અંગેની બધી દલીલોનું ખંડન કરી નાખે છે, અને ખંડનનો ભોગ બનેલો જગતનો સર્વોપરી સ્વામી તેના પોતાના લોહીમાં ડૂબકાં ખાય છે. હવે સર્વવ્યાપી દયાળુ ઈશ્વર, પિત્રીય માયામમતા, અને આ દુનિયામાં આત્મસંયમ જાળવવાથી બીજી દુનિયામાં બદલા જેવું કશું બાકી નથી રહ્યું; આત્માની અમરતા આખરી યાતનામાં અટવાઈ ગયેલી છે, છેલ્લા શ્વાસ ભરી રહી છે અને ઊંહકારા કરી રહી છે. કાંટનો વફાદાર ચાકર બુઢ્ઢો લામ્પે, પ્રોફેસરની

---

* Heinrich Heine, *Works of Prose*, New York, 1943, p. 198.

છત્રી ઉપાડીને આખી જિંદગી ફરતો રહેનારો આદમી, ત્રાસમાં જકડાઈ જઈને એ બધું જોતો રહે છે, તેને ટાઢો પરસેવો છૂટે છે અને તેના ચહેરા ઉપરથી આંસુ ટપકતાં રહે છે.

પછી ઈમાનુએલ કાંટને દયા આવે છે અને તે બતાવે છે કે પોતે કેવળ મહાન તત્ત્વજ્ઞાની જ નહિ પરંતુ ભલો માનવી પણ છે. તે વિચારમાં પડી જાય છે અને પછી અરધા સદ્‌ભાવમાં તથા અરધા વ્યંગમાં બોલે છે: "બુઢ્ઢા લામ્પે કને ઈશ્વર તો હોવો જ જોઈએ, બિચારા આદમીને તેના વગર સુખ ન જ મળે, અને માનવી પૃથ્વી ઉપર સુખી હોવો જોઈએ, એ બાબત વ્યવહારુ તર્ક જોડે બંધબેસતી છે; ભલે, વ્યવહારુ તર્કને ઈશ્વરનું અસ્તિત્વ પ્રમાણિત કરવા દો."*

કાંટમાં, તેના દાર્શનિક નિષ્કર્ષોમાં પણ, કૂપમંડૂક મોખરે આવી ગયો ખરો, પરંતુ તેનાં લખાણોમાં સમાયેલી ટીકાની ભાવનાથી જર્મનીમાં ભારે બૌદ્ધિક જુસ્સો પેદા થયો, અને એ જુસ્સો ફીખ્ટે, શેલીંગ તથા ખાસ કરીને હેગેલના તત્ત્વજ્ઞાનમાં સમાપન પામ્યો.

કાંટે શરૂ કરેલી દાર્શનિક ક્રાંતિને હેગેલે તર્કસંગત સમાપનમાં પહોંચાડી. તેનાં લખાણોમાં સૈદ્ધાંતિક ચિંતનના ટીકાત્મક બળને, તેણે વિકસાવેલી દ્વંદ્વાત્મક પદ્ધતિની મદદથી, જોરદાર હથિયાર હાંસલ થયું. હેગેલપંથી દ્વંદ્વવાદે એવા વિચારનું દૃઢતાથી ખંડન કર્યું કે કોઈ પણ સૈદ્ધાંતિક મત નિરપેક્ષ તથા અવિનાશી હોય છે, અને સાથોસાથ એવા વિચારનું ખંડન પણ કર્યું કે કોઈ પણ સામાજિક વ્યવસ્થા

---

* Heinrich Heine, *Works of Prose*, p. 200

અવિનાશી તથા સનાતન હોય છે. હેગેલે વિકસાવેલા દ્વંદ્વવાદી તત્ત્વજ્ઞાનનું વર્ણન કરતી વેળા એંગેલ્સે નોંધ લીધી કે એ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ કશું અંતિમ તથા પવિત્ર નથી. "તે દરેક વસ્તુના અને દરેક વસ્તુની અંદર અસ્થાયી સ્વરૂપને છતું કરી દે છે."*

"જે કંઈ વાસ્તવિક છે એ બધું તર્કસંગત છે, અને જે કંઈ તર્કસંગત છે એ બધું વાસ્તવિક છે"—હેગેલના એ પ્રખ્યાત વિધાનનો અર્થ એવો પણ ઘટાવી શકાય કે માનવીય ઈતિહાસના ક્ષેત્રમાં વાસ્તવિક બધું સમયના વહેણ સાથે તર્કશૂન્ય બની જાય છે અને એટલે ક્રાંતિ થકી નષ્ટ થઈ શકે છે.

હાઈનરીખ હાઈને કેવળ મહાન કવિ જ નહિ પરંતુ ગહન તત્ત્વજ્ઞાની પણ હતો, તેણે ખુદ હેગેલના માર્ગદર્શન હેઠળ તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો હતો. તેણે વર્ણન કર્યું છે કે ઉસ્તાદ જ્યારે દ્વંદ્વવાદી વિધાનોના સંગીતની રચના કરી રહ્યો હતો ત્યારે પોતે કેવી રીતે "તેની પાછળ ઊભો રહેતો".

"ખરેખર, તે બહુ અસ્પષ્ટ અને ખાસ સંકેતોમાં નોંધો લખતો, જેથી કોઈ ઉકેલી ન શકે—ક્યારેક મને જોવા મળતું કે કોઈ તેના વિચારો સમજી જાય એવી બીકને લીધે ચિંતાભરી નજર આસપાસ ફેરવતો હોય. હું તેને બહુ ગમતો, તેને ખાતરી હતી કે હું તેની જોડે વિશ્વાસઘાત કદી નહિ કરું; એ વખતે મને તેનામાં દાસવૃત્તિ જેવું પણ લાગતું. એક

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૮૩, પૃ. ૧૦

દિવસે મેં તેના એવા શબ્દો સામે વાંધો ઉઠાવ્યો કે 'જે કંઈ વાસ્તવિક હોય એ બધું તર્કસંગત હોય છે', તેણે અજબ રીતે હસી પડતાં કહ્યું: 'તેનો અર્થ એવો પણ થઈ શકે કે જે કંઈ તર્કસંગત હોય એ બધું વાસ્તવિક હોવું જોઈએ.' તેણે ઝટપટ આસપાસ નજર ફેરવી, પણ પછી શાંત થઈ ગયો કેમ કે તેના શબ્દો માત્ર હાઈનરીખ બેરે જ સાંભળ્યા હતા. એવા અલંકારો મને તો ત્યાર પછી આગળ જતાં સમજાવા લાગેલા. વળી મને આગળ જતાં જ સમજાયેલું કે તેણે ઇતિહાસના તત્ત્વજ્ઞાનમાં એવું કથન કેમ કરેલું કે ખ્રિસ્તી ધર્મનો ઉપદેશ મૃત્યુ પામેલા ઈશ્વર વિશે હોવાથી એ ધર્મ પ્રગતિશીલ હતો, અવરધર્મીઓને તો મૃત્યુ વિશે કશી ખબર જ નહોતી. એટલે, ઈશ્વર અસ્તિત્વમાં જ ન હોય તો કેવી પ્રગતિ ગણાય!..."*

*Faust* કૃતિમાં મેફીસ્ટોફીલીસે કહેલું એમ હેગેલ કહી શક્યો હોત: "હું એવું ચિત્ત છું કે જે નિરંતર વધારે ને વધારે નકારે છે—અને સમુચિત રીતે જ—કારણ કે જે કંઈ ઉદય પામે છે તે નષ્ટ થવાને પાત્ર છે."

પરંતુ હેગેલ પોતે તેના દ્વંદ્વવાદમાંથી જગતને છિન્નભિન્ન કરી નાખનારા "મેફીસ્ટોફીલિયન" નિષ્કર્ષો તારવવાની સ્થિતિથી વેગળો રહ્યો હતો. તે વધારે પડતા પ્રમાણમાં આદરપાત્ર નાગરિક અને પ્રશિયન રાજાનો વફાદાર સેવક હતો.

હેગેલ કાંટની જેમ જ વિજ્ઞાનમાં કૂપમંડૂક રહ્યો હતો.

---

* *Gedichte und Gedanken von Heinrich Heine.* Aus dem Nachlasse des Dichters. Hamburg, 1875,

તેણે દ્વંદ્વવાદની તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને તરત પાછી પોતાની પદ્ધતિના કાટેલા મ્યાનમાં છુપાવી દીધી હતી, મ્યાનને હોઠ સુધી ઊંચું કર્યું હતું, અને પોતાના સમ્રાટ ફ્રેડરિક વિલ્હેલ્મ ત્રીજાની સામે "પ્રેમશૌર્યની ભાવનામાં" ગોઠણ વાળી દીધા હતા તથા પ્રખ્યાત રાત-ટોપી વડે ઢંકાયેલું ધોળું માથું નમાવી દીધું હતું, અને બદલામાં તેને સત્તાવાર તત્ત્વજ્ઞાનીનું પદ મળ્યું હતું.

જર્મન ક્લાસીકલ તત્ત્વજ્ઞાનના વારસામાંથી શબ્દોના સાચા અર્થમાં "ક્રાંતિના બીજગણિત"નું સર્જન કરવા માટે નિરાળાં મસ્તકોની, નિરાળી વ્યક્તિઓની, જરૂર હતી. તેને માટે એવા લોકો જરૂરી હતા કે જે પુરાણા સમાજની બધી કૂપમંડૂક બેડીઓથી મુક્ત હોય, પોતાના યુગથી ખૂબ ઊંચા શિખરે હોય, પોતાના ચિંતનનાં પરિણામોથી ડરતા ન હોય અને તેમને નીડરતાથી અમલમાં મૂકે, કેવળ જ્ઞાન તથા ક્રાંતિ અંગેની નિષ્ઠાને જ વફાદારીની બાબત ગણતા હોય.

જ્યારે અને જ્યાં મહાન માનવીઓનાં મહાન કૃત્યો માટે સંજોગો પાકી જાય ત્યારે અને ત્યાં તેમનો ઉદય થાય છે. હેગેલના અવસાનના વરસે કાર્લ માર્ક્સ નામનો તેર વરસનો કિશોર ત્રીરની શાળામાં અભ્યાસ કરતો હતો, અને ફ્રેડરિક એંગેલ્સ નામનો અગિયાર વરસનો બાળક ત્યાંથી નજીકના શહેર બાર્મેનમાં રહેતો હતો.

બન્ને રાઈનભૂમિના વતની હતા. એ હકીકતમાં શું નર્યો સંયોગ જ હશે?

રાઈનભૂમિ બે મહાન સંસ્કૃતિઓના—જર્મન અને ફ્રેંચ—પ્રભાવમાં હતી. નેપોલિયનના જમાનામાં તે ફ્રાંસનો હિસ્સો પણ બની ગઈ હતી. ત્યાં જર્મનીના બાકીના પ્રદેશથી નિરાળી

પરિસ્થિતિ હતી, સામંતી રીતરિવાજો તદ્દન ખતમ થઈ ગયા હતા.

પરંતુ રાઈનભૂમિના રહેવાસીઓ પછાત પ્રશિયન આપખુદશાહીની આણમાં લપેટાઈ ગયા ત્યારે તેમની હતાશા ઘણી વધારે ઘેરી બની ગઈ હતી. વિષમતા બેહદ સચોટ હતી! એવા સંજોગોમાં સાવ સ્વાભાવિક હતું કે રાઈનભૂમિમાં રાજ્યના કેટલાક અમલદારો પણ ઉદારમતવાદ અને ઉગ્રમતવાદ જાહેર કરતા હતા.

પાડોશી દેશ ફ્રાંસને ખળભળાવી દેનારાં ક્રાંતિકારી તોફાનોની વીજળીના કડાકા રાઈનભૂમિમાં એકદમ સાફ સંભળાતા હતા. ફ્રેંચ ભૌતિકવાદના વિચારો અને જ્ઞાનપ્રકાશનો પ્રવાહ તેમની મારફત જર્મનીમાં પહોંચતો હતો. ત્યાં બીજા કોઈ પણ સ્થળ કરતાં વધારે સ્વાભાવિક રીતે જર્મન ક્લાસીકલ તત્ત્વજ્ઞાનના વિચારો તરંગી સમાજવાદના (ખાસ કરીને સેં-સિમોનના) વિચારો જોડે ટકરાતા હતા. ત્યાં લાગણીપ્રધાન કવિતા, મધ્યયુગીન રજવાડી પ્રેમકિસ્સાઓ, અને દેવળના ગાનના વાતાવરણમાં ઊછરેલા જર્મનોના વિચારો તથા લાગણીઓ ઉપર તેમના પાડોશીઓની ચતુરાઈભરી, મોજીલી, અને વ્યંગાત્મક કલાની ભાવના ચેતનદાયક અસર પાડતી હતી.

એ ઉપરાંત, રાઈનભૂમિ જર્મનીમાં વધારેમાં વધારે વિકસિત અને બહુવિધ ઉદ્યોગ ધરાવતી હતી, અને તેના પરિણામે વધારેમાં વધારે મોટી સંખ્યાનો ઔદ્યોગિક સર્વહારા વર્ગ, પુરાણા સમાજની "કબર તૈયાર કરનારો" વર્ગ, પણ ધરાવતી હતી.

ના, જર્મનીની રાઈનભૂમિ માર્ક્સ અને એંગેલ્સની જન્મભૂમિ હતી એ હકીકતમાં કેવળ સંયોગ જ હોય એમ નહોતું.



## વ્યવસાયની શોધમાં

સુખ વિશે તમારો ખ્યાલ?
સંઘર્ષ
કાર્લ માર્ક્સ લિખિત 'એકરારો'માંથી *

વસંતનો દિવસ હતો. તડકો નીકળ્યો હતો. બેઠી દડીનો અને કાળા વાળવાળો એક આદમી કપડામાં લપેટેલા શિશુને હાથમાં લઈને ઝડપથી માર્ગ કાપતો ત્રીરના નગરપતિની કચેરીમાં પહોંચ્યો. તેના મોં ઉપર ખુશીનો મલકાટ હતો. થોડીક મિનિટોમાં તે એક અમલદારને મળ્યો. અમલદારે તેને પ્રસંગને લગતા સવાલો રાબેતા મુજબ પૂછ્યા અને કાયમ ઘસરકા કરતા પીંછા વડે કાગળ ઉપર લખ્યું:

"અઢાર સો અને અઢારના વર્ષમાં, મે માસના સાતમા દિવસે, બપોર પછી ચાર વાગ્યે, ત્રીરનો રહેવાસી સાડત્રીસ વરસનો, વ્યવસાયે અપીલની ઉપલી અદાલતનો વકીલ, મિસ્ટર હાઈનરીખ માર્ક્સ, મારી પાસે, ત્રીર જિલ્લામાં ત્રીરના નગરપતિની કચેરીમાં જન્મ, લગ્ન, અને મૃત્યુના નોંધણી અધિકારી પાસે, આવ્યો, તેણે મને નરજાતિનું એક બાળક બતાવ્યું અને જણાવ્યું કે એ બાળકનો જન્મ

---

* *Reminiscences of Marx and Engels*, p. 266.

ત્રીરમાં, મે માસના પાંચમા દિવસે સવારે બે વાગ્યે, વ્યવસાયે વકીલ, ત્રીરના રહેવાસી, મિસ્ટર હાઈનરીખ માર્ક્સ અને તેની પત્ની હેનરીએટ પ્રેસબોર્ગને ત્યાં થયો હતો, અને તેમણે પોતાના એ બાળકને કાર્લ નામ આપવાની ઇચ્છા જાહેર કરી હતી."*

અમલદારે સહી કરીને જન્મનું પ્રમાણપત્ર પિતાને આપ્યું. તેને જરાય ખ્યાલ નહોતો કે એ તો ઐતિહાસિક દસ્તાવેજ હતો અને દુનિયામાં એવા માનવીના જન્મની સાબિતી રજૂ કરતો હતો કે જે પુખ્ત ઉંમરે પહોંચીને પોતાના વતનની ભૂમિમાંથી હદપાર થવાનો હતો, અને તેને બીજા કોઈ પણ માણસ કરતાં વધારે કીર્તિ અપાવવાનો હતો. સુખી પિતાને પણ એવો કશો ખ્યાલ બેશક નહોતો. તે પાછો વળીને ચાલતો બ્રુકેનગાસે માર્ગના ૬૬૪ નંબરના બે માળના નાનકડા ઘરમાં પોતાના કુટુંબ પાસે પહોંચી ગયો. રસ્તે મળતા બધા માણસોનાં વિનયી નમનો તથા અભિવાદનોના જવાબ તે માંડ આપી શક્યો હતો.

એ શહેરમાં હાઈનરીખ માર્ક્સ તેની સરસ કેળવણી, નિષ્કલંક નીતિમત્તા, ભલમનસાઈ, અને પરેશાનીમાં અટવાઈ ગયેલા કોઈ પણ નિર્દોષ માણસને પોતાની પૂરી કાનૂની કાબેલિયત થકી મદદ કરવાની તત્પરતાને કારણે જાણીતો હતો અને માનમોભો ધરાવતો હતો.

યહૂદી ધર્મશાસ્ત્રીઓના પરિવારમાંથી ઊતરી આવેલા હાઈનરીખ માર્ક્સે યહૂદી ધર્મ તજી દીધો હતો અને લ્યૂથેરાન ધર્મ અપનાવી લીધો હતો.

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 635.

પરંતુ માર્ક્સ પરિવારમાં એકલા ખ્રિસ્તી સંતોની જ પૂજા થતી હોય એમ નહોતું, તેમની તરફ બહુ નહિ પરંતુ વધારે તો વોલ્તેર, શીલેર, રાસીન, રુસો, લેસીંગ, સ્પિનોઝા તથા કાંટ તરફ નિષ્ઠાભર્યો ભક્તિભાવ દાખવવામાં આવતો. હાઈનરીખ માર્ક્સે યુરોપી સંસ્કૃતિની સમૃદ્ધ પરંપરા અપનાવી હતી અને પોતાના વહાલા પુત્ર કાર્લને ભેટ કરી હતી. "અધિષ્ઠાત્રી દેવીઓએ તેના પારણામાં મૂકેલી" અનેક પ્રતિભાઓને એ કારણે છેક બાળપણથી જ વિકાસનું પૂરું ક્ષેત્ર મળ્યું હતું.

બાળક માર્ક્સને ખુશનસીબીનો સંજોગ સાંપડયો હતો કે તેના કુટુંબને શાહી સલાહકાર બૅરોન લુડવિગ ફોન વેસ્ટફાલેનના પરિવાર સાથે મિત્રતાના સંબંધો હતા. વેસ્ટફાલેન પરિવારમાંથી ત્રણ માણસો તેના જીવનમાં મહત્ત્વની ભૂમિકા ભજવવાનાં હતાં: એક, પરિવારનો વડો પોતે, તેણે માર્ક્સના બીજા પિતાનું સ્થાન લઈ લીધું હતું; બે, તેનો સૌથી નાનો પુત્ર એડગર—માર્ક્સની બાળપણની રમતો અને શાળાની રુચિઓમાં સરસ મિત્ર (૧૯મી સદીના પાંચમા દાયકાના અંતમાં એક સમયે તે સામ્યવાદી સંઘના ગાઢ સંપર્કમાં આવ્યો હતો); અને છેલ્લે, એડગરની બહેન જેની, માર્ક્સની ભાવિ પત્ની અને જીવનભર વફાદાર સંગાથી.*

લુડવિગ ફોન વેસ્ટફાલેન ઓજસ્વી વ્યક્તિત્વ ધરાવતો હતો. તે સ્કોટલૅંડી તથા જર્મન પરિવારોના ઉમરાવ વંશવેલામાં ઊતરી આવેલો હતો, તેના જમાનાના અત્યંત સુશિક્ષિત માણસોમાં સામેલ હતો, અને ખૂબ કવિતાપ્રેમી હતો. કાર્લના પિતાએ

---

* જેનીનો મોટો ભાઈ ફર્દીનાન્ડ આગળ જતાં ૧૯મી સદીના છઠ્ઠા દાયકાની પ્રત્યાઘાતી પ્રશિયન સરકારના ગૃહપ્રધાન તરીકે માર્ક્સનો કટ્ટર રાજકીય વિરોધી બની ગયો હતો.

પુત્રને વોલ્તેર તથા રાસીનનાં સર્જનોનો પરિચય કરાવ્યો હતો, અને લુડવિગ ફોન વેસ્ટફાલેને તેને (જેની તથા એડગરના સંગાથમાં) હોમર તથા શેક્સપિયરની કૃતિઓ સંભળાવી હતી. એ કૃતિઓ લુડવિગ ફોન વેસ્ટફાલેનને મોઢે હતી. વૃદ્ધ વેસ્ટફાલેને માર્ક્સમાં કવિતામય અંગેની રુચિ કેળવી અને રસલક્ષી વૃત્તિઓ વિકસાવી. માર્ક્સને સેં-સિમોન વિશે પહેલી વાર તેની પાસેથી સાંભળવા મળ્યું હતું.

માર્ક્સના માનસને સામાજિક વિષયો તરફ વાળનારો અને હયાત વ્યવસ્થા અંગે ટીકાત્મક વલણ પ્રેરનારો પહેલો માણસ ઘણું કરીને વેસ્ટફાલેન હતો. માર્ક્સે વિજ્ઞાનના ક્ષેત્રમાં પોતાના પ્રવેશનું સર્જન — ડૉક્ટરની ડિગ્રી મોટેનો મહાનિબંધ — 'મારા વહાલા પિતાતુલ્ય મિત્ર' તરીકે તેને અર્પણ કર્યું હતું. તેમાં આકસ્મિક કંઈ નહોતું. તેમણે અર્પણમાં વેસ્ટફાલેનનું વર્ણન "જમાનાના દરેક આગેકદમને ઉત્સાહથી અને સત્યની ધીરતાથી આવકારનારા", "પ્રતિગામી ભૂતોના ઘેરા પડછાયા જોઈને કદી પાછા ન હઠનારા", માનવી તરીકે કર્યું હતું.* બાળક માર્ક્સને પોતાના કુટુંબમાં કે શાળામાં જેવું માનસિક પોષણ મળ્યું હતું એવું જ સમૃદ્ધ માનસિક પોષણ "જૂના વેસ્ટફાલેન ઘરમાં" પણ મળ્યું હતું, એ વિશે જરાય શંકા રાખી શકાય નહિ.

શાળા એકલી તો માર્ક્સને માનસિક વિકાસની બાબતમાં બહુ ઝાઝું નહોતી આપી શકી. એ જમાનામાં શિક્ષણની શાળાપદ્ધતિ સખત મહેનત અને ગોખણપટ્ટીની "મઝાની પુરાણી પરંપરાઓ" મુજબ ચાલતી હતી. શિક્ષકો તૈયાર જ્ઞાનને — ધાર્મિક વાચનાઓ, ઐતિહાસિક હકીકતો, ગણિતના નિયમો — યાદ કરી લેવાની તથા તેને ચોકસાઈથી ફરી રજૂ કરવાની વિદ્યાર્થીની આવડતનું મૂલ્ય સૌથી વધારે આંકતા. પોતે શીખેલું બધું જરાય અચકાયા વગર દોહરાવી શકે, અને 'બાઈબલ'નાં અવિકારી સત્યોને સારા અક્ષરે લખી શકે, એવો વિદ્યાર્થી તેમની દૃષ્ટિમાં સર્વોત્તમ ગણાતો. સ્વતંત્ર અભિપ્રાય, સાહસી તરંગવિહાર, સમસ્યાઓ ઉકેલવામાં મૌલિક વલણ — એ બધું ખૂબી તરીકે નહિ પરંતુ વધારે તો ખામી તરીકે જ ગણવામાં આવતું.

શિક્ષણની શાળાપદ્ધતિ વ્યક્તિત્વને વિકસાવવાનું કામ બહુ નહિ પરંતુ દબાવવાનું કામ વધારે કરતી. તે વિજ્ઞાનો અંગેનો પ્રેમ નહિ પરંતુ કંટાળાજનક મતાગ્રહોના સંગ્રહ તરીકે તેમની તરફ કેવળ ઘૃણા જ પેદા કરી શકતી. જે કંઈ શીખવવામાં આવે તેનું નિર્વિવાદ, સ્પષ્ટ, અને નિરપેક્ષ સ્વરૂપ વિદ્યાર્થીઓનાં માનસોને ભ્રષ્ટ કરી દેતું, વિચારની પ્રમાદી અને પરજીવી રીત વિકસાવતું, બીજા લોકોના વિચારોને દોહરાવવાની અને જે કંઈ "સ્વીકાર્ય" હોય તેની સામે નમવાની ટેવ પાડતું. એમ, શાળા વિદ્યાર્થીઓની નજરમાં વિજ્ઞાનની અધિકારિતાને ઢીલી પાડી દેતી કારણ કે ચિંતનની પ્રમાણભૂત રીત — સૂત્રોમાં ચિંતન કરવાની રીત — કેળવતી. તે સત્ય પ્રત્યેની નિષ્ઠાને બદલે સાચી દેખાતી બાબતોના અવિકારી સ્વરૂપમાં નિષ્ઠા કેળવતી. તે સ્વતંત્ર ઉકેલોની શોધમાં પરીક્ષણલક્ષી "ચિંતન યાતના"ને બદલે નિરર્થક ગોખણપટ્ટીનો અત્યાચાર લાદતી.

ત્રીરની જે શાળામાં માર્ક્સ ભણતા હતા તેને સર્વોત્તમ શાળાઓમાંની એક ગણાવી શકાય કેમ કે તેમાં વધારે કે ઓછા પ્રમાણમાં ઉદારમતવાદી ભાવના ફેલાયેલી રહેતી. માર્ક્સના

* Karl Marx, "Difference Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 28.

શાળાશિક્ષકો પોતપોતાનાં ક્ષેત્રોમાં સારી પેઠે જાણીતા માણસો હતા. દાખલા તરીકે, જોહાન્ન હ્યુગો વીટ્ટેનબાખ (મુખ્ય શિક્ષક) ફ્રેંચ જ્ઞાનપ્રકાશના વિચારોનો અનુયાયી અને ત્રીરનો ઈતિહાસકાર હતો. તેને ગેટે જોડે વ્યક્તિગત પરિચયનો ગર્વ હતો. તે વિદ્યાર્થીઓમાં પ્રગતિ અને ઉમદાઈ અંગેની પવિત્ર નિષ્ઠા સીંચવાની કોશિશ કરતો. ગણિત અને ભૌતિકવિજ્ઞાનના શિક્ષક જોહાન્ન સ્ટાઈનીનગેરને પોલીસના જાપતામાં રહેવું પડતું.

પરંતુ એ શિક્ષકો શિક્ષણના સ્વરૂપ, લક્ષ્યો, તથા રીતોમાં કશાં તાત્ત્વિક પરિવર્તનો આણી શકે એમ બેશક નહોતા. પ્રશિયન સરકાર શિક્ષકો અને વિદ્યાર્થીઓની વિચારની રીતને સરખી દિશામાં રાખવા માટે તેમની ઉપર બારીક નજર રાખતી. તેણે એવા આશયે કોઈ વીટુસ લ્યોર્સ નામના માણસને શાળાના સહ-સંચાલક તરીકે નીમ્યો હતો. એ માણસ પ્રત્યાઘાતી વિચારો બદલ જાણીતો હતો. ત્રીરની શાળા માટે જરૂરી બનાવવામાં આવ્યું હતું કે તે રાજ્યને શિક્ષિત કૂપમંડૂકો પૂરા પાડે, રાજા અને દેશનો ગઢ પૂરો પાડે. અને શાળા બરાબર એમ જ કરતી.

માર્ક્સે શાળા છોડી ત્યારે તેમના વર્ગમાં બત્રીસ વિદ્યાર્થીઓ હતા, તેમાંથી મોટા ભાગના શાળાની ઉંમરથી સારી પેઠે મોટા હતા, ઓગણીસથી સત્તાવીશ વરસની ઉંમરના હતા. એ મોટા વિદ્યાર્થીઓ આળસુ હતા અને લગભગ દરેક ધોરણમાં બે વરસ ગાળતા. તેમાંના તેર વિદ્યાર્થીઓ જેમતેમ કરીને છેલ્લા ધોરણ સુધી તો ટકી રહ્યા હતા પરંતુ શાળાની અંતિમ પરીક્ષામાં નિષ્ફળ રહ્યા હતા.

માર્ક્સના ઘણા સહપાઠીઓ નિમ્ન-મૂડીવાદી ખેડૂત કુટુંબોમાંથી આવેલા હતા અને ધાર્મિક અંધશ્રદ્ધાની પકડમાં પૂરેપૂરા જકડાયેલા હતા. પાદરીનું પદ તેમનાં સ્વપ્નોમાં શિખરના સ્થાને રહેતું. શાળાંત નિબંધોના આધારે મુલવણી કરીએ તો વર્ગમાં પચીસ કેથોલિક વિદ્યાર્થીઓમાં અરધાથી વધારે વિદ્યાર્થીઓ ધર્મશાસ્ત્રનો અભ્યાસ અપનાવવા આતુર હતા.

તેમનાં સ્વપ્નો સાકાર થયાં. ત્રીરની શાળાનો અભ્યાસ ૧૮૩૫માં પૂરો કરનારા વિદ્યાર્થીઓએ પ્રશિયાને તેર કેથોલિક પાદરીઓ, સાત વકીલો તથા ઊંચી કક્ષાના અમલદારો, તેમ જ બે ડૉક્ટરો પૂરા પાડયા હતા. એ વખતે કોઈને ખ્યાલ કેવી રીતે આવ્યો હોય કે શાળાનો અભ્યાસ પૂરો કરનારું એ જ જૂથ દુનિયાને કાર્લ માર્ક્સ ભેટ કરવાનું હતું.

તેમના શિક્ષકોને તો એવો ખ્યાલ બેશક નહોતો કેમ કે કાર્લને તેજસ્વી વિદ્યાર્થી કોઈ રીતે નહોતો ગણવામાં આવતો. તેમને બધા વિષયોમાં મધ્યમ કક્ષાના માર્ક મળ્યા હતા. ઐતિહાસિક ભૌતિકવાદના ભાવિ સર્જકને શિક્ષકોએ ઓછામાં ઓછા માર્ક ઈતિહાસની પરીક્ષામાં તેમના જ્ઞાનના સંબંધમાં આપ્યા હતા.

તેમાં આશ્ચર્ય થાય એવું કંઈ નહોતું. શિક્ષકોએ માર્ક્સના સંબંધમાં અપનાવેલા માપદંડો તેમની બાબતમાં માફક નહોતા. તેમના વિચારોની મૌલિકતા શિક્ષકોને ગભરાટમાં નાખી દેતી. સમસ્યાના મૂળ સુધી પહોંચી જવાની, દરેક વિષયની બહોળી સમજણ હાંસલ કરી લેવાની, અને પોતાના વિચારોને નમાલી રીતે નહિ પરંતુ ઝળકતી રીતે વ્યક્ત કરવાની તેમની કોશિશોને શિક્ષકો વખોડી કાઢતા. તેમાં તેમને "વિરલ અભિવ્યક્તિઓનો અતિરેક", "બિનજરૂરી અતિ બોજ", અને "શબ્દાડંબર" દેખાતા. માર્ક્સના અસ્પષ્ટ અક્ષરો જોઈને તેમને ખાસ ચીડ ચડતી. લૅટીન ભાષાના શિક્ષકે ફરિયાદ કરેલી કે "આ તે કેવું ચિતરામણ!" અને બીજા શિક્ષકો તેની જોડે સહમત થયેલા.

માર્ક્સ શાળાને બાંકડેથી એ "તરુણોના માર્ગદર્શકો "ના વિદ્યાદંભ અંગેની ઘૃણા ભેગી લઈને ગયા હતા અને તે ત્યાર પછીનાં વર્ષોમાં ટકી રહી હતી. તેમણે એ વિદ્યાદંભીઓમાંના એકનું વર્ણન ૧૮૬૨માં એંગેલ્સને લખેલા પત્રમાં આપ્યું છે. એ માર્ગદર્શક બાહ્ય દૃષ્ટિએ મોભાદાર માણસ છે, પોતાની વિદ્વત્તાનો ગર્વ ધરાવે છે, પરંતુ ગોખણપટ્ટી મારફત અભ્યાસ અને અધ્યાપનથી આગળ કદી નથી જતો. તેની વિદ્વત્તામાં તૈયાર જવાબો ગોતી કાઢવાની વૃત્તિથી વધારે કશું જ નથી. તેને ગણિતના પૂરા સાહિત્યની જાણકારી છે પરંતુ ગણિતની સમજણ નથી. એ વિદ્યાદંભી પ્રમાણિક હોત તો વિદ્યાર્થીઓને ઉપયોગી બની શક્યો હોત. અગર જો તેણે ખોટી ચાલાકીનો આશરો ન લીધો હોત અને વિદ્યાર્થીઓને ખુલ્લંખુલ્લા કહી દીધું હોત: અહીંયાં પરસ્પર વિરોધી વિચારો છે, કેટલાક લોકો આમ કહે છે, બીજા લોકો આમ કહે છે: આ સવાલના સંબંધમાં હું કશો વ્યક્તિગત અભિપ્રાય નથી ધરાવતો; તમે પોતે જ પરીક્ષણ કરો અને તળિયે પહોંચી જવાની કોશિશ કરો! "એવું વલણ અપનાવવામાં આવે તો વિદ્યાર્થીઓને એક તરફ તો અમુક સામગ્રી મળે, અને બીજી તરફ જાતે કાર્ય કરવાનું પ્રોત્સાહન મળે."* પરંતુ માર્ક્સ તરત નિર્દેશ કરે છે કે પોતે વિદ્યાદંભીનાં રૂપલક્ષણોથી ઊલટી આવશ્યકતા રજૂ કરી રહ્યા છે.

કહેવું મુશ્કેલ છે કે માર્ક્સના શાળાશિક્ષકો એ ચિત્ર જોડે કેટલા પ્રમાણમાં સામ્ય ધરાવતા હતા. શક્ય છે કે તેઓ વ્યક્તિગત કક્ષાએ વિદ્યાદંભી ન હોય. બાબત માણસના વ્યક્તિગત માનસિક

---

* Marx, Engels, *Werke*, Bd. 30, Berlin, 1964, S. 628.

ઘડતરની નહિ પરંતુ પદ્ધતિની હતી, અને એ પદ્ધતિ અનિવાર્ય રીતે વિદ્યાદંભને તથા શાળાશિક્ષણના અસહ્ય કંટાળાને પેદા કરતી હતી.

કાર્લ માર્ક્સના માનસિક જગતનું ઘડતર શિક્ષણની શાળાપદ્ધતિને કારણે બહુ નહિ પરંતુ વધારે તો એવી પદ્ધતિ હોવા છતાં થયું હતું—સ્વતંત્ર અને બહુ ગહન બૌદ્ધિક કાર્ય દરમિયાન, સારી કવિતા અને સારી મજાકની મોજ માણનારા મિત્રોના નાનકડા વર્તુળના સંગાથમાં, વેસ્ટફાલેન પરિવાર તથા બેશક તેમના પિતાના સંગાથમાં, થયું હતું.

ત્રીરની ઉપલી અદાલતના વકીલ હાઈનરીખ માર્ક્સને પોતાના કારોબારને કારણે રાજકીય સ્વરૂપના મુકદ્દમાઓમાં ભાગ લેવો પડતો, તે સામાજિક અન્યાયની ભયંકર હકીકતોની ઊંડી જાણકારી ધરાવતો હતો, અને જણાય છે કે એ વિશે પુત્રને વાત કરતો.

કાર્લ માર્ક્સે ૧૮૪૩માં *Rheinische Zeitung* અખબારમાં પ્રગટ કરેલા એક લેખમાંથી ખ્યાલ મેળવી શકાય છે કે એ હકીકતો કેવી હતી. લેખનું મથાળું 'મોઝેલના સંવાદદાતાનું સમર્થન' હતું. તેમાં માર્ક્સે સાબિત કરવાની કોશિશ કરી છે કે મોઝેલની વસતિ પોતાનો અભિપ્રાય નિખાલસતાથી તથા જાહેર રીતે વ્યક્ત નથી કરી શકતી, અને તેમણે ઓગણીસમી સદીના ચોથા દાયકાના, એટલે કે તેમના તારુણ્યનાં વર્ષોના, કેટલાક અદાલતી મામલાઓનું વર્ણન કર્યું છે.

"સારા સ્વભાવને કારણે લોકોને ખાસ ગમતા એક નાગરિકે જિલ્લા પ્રમુખની કામવાળીને ટોળમાં કહ્યું કે 'તારો માલિક કાલે રાતે જરાક છકી ગયેલો'. પ્રમુખ આગલી રાતે રાજાની વરસગાંઠ મોજીલી મંડળીમાં ઊજવતી વેળા બાટલી જોડે મશગૂલ થઈ ગયો હતો. નાગરિકની એવી નિર્દોષ ટકોર બદલ તેને જાહેર

રીતે ત્રીરની પોલીસ અદાલતમાં પેશ કરી દેવામાં આવ્યો હતો, પરંતુ ધારણા થઈ શકે તે મુજબ તેને નિર્દોષ ઠરાવવામાં આવ્યો હતો."*

એ અદાલતી મામલો માર્ક્સની યાદમાં તાજો રહી જવાનું કારણ એવું હોઈ શકે કે તેમના પિતાએ વકીલ તરીકે તેમાં ભાગ લીધો હતો, અને તેની "નિષ્કલંક પ્રમાણિકતા" તેમ જ "કાનૂન સંબંધી પ્રતિભાઓ" ગેરઈનસાફના શિકાર માણસને નિર્દોષ ઠરાવવામાં મદદગાર બની હતી.

ત્રીરના વહીવટી જિલ્લાના કેટલાક ખેડૂતોએ પ્રાંતીય સભામાં પોતાના પ્રતિનિધિ મારફત યુવરાજને અરજી મોકલવાનું નક્કી કર્યું. તેના પરિણામે એ પ્રતિનિધિ વિરુદ્ધ અદાલતી કારવાઈ શરૂ કરવામાં આવી. "કેટલાંય વર્ષો પહેલાં" રાઈન વિસ્તારના અખબારમાં "કેમેરાલીસ્ટીક્સના પ્રોફેસર મિસ્ટર કાઉફમાને 'મોઝેલ પ્રદેશમાં અંગૂરની ખેતી કરનારાઓની કંગાલ હાલત' વિશે લખેલા લેખ ઉપર સરકારના હુકમ મુજબ પ્રતિબંધ લગાવવામાં આવ્યો હતો."**

એ હકીકતો તરુણ માર્ક્સની આસપાસના રાજકીય વાતાવરણનું ચિત્રણ કરે છે.

૧૯મી સદીના ચોથા દાયકામાં ત્રીરમાં બુદ્ધિજીવી વર્તુળોમાં પ્રશિયન સરકારનો ઉદારમતવાદી વિરોધ કરતી પ્રવૃત્તિ અસ્તિત્વમાં આવી હતી. માર્ક્સના પિતાએ તેમાં સક્રિય ભાગ લીધો હતો. ૧૮૩૪ના આરંભમાં ઉદારમતવાદીઓએ સભાઓ ભરીને તથા દેખાવો કરીને 'માર્સેઈયેઝ' ગીતના સૂર રેલાવ્યા હતા અને પ્રવચનો કર્યાં હતાં. પોલીસના સરવા કાનોએ તેમાંથી ફ્રેંચ ક્રાંતિના પડઘા પારખી કાઢ્યા હતા. હાઈનરીખ માર્ક્સે પણ "રાજદ્રોહી" ગીતો ગાયાં હતાં અને પ્રવચનો કર્યાં હતાં, જે વાસ્તવમાં તો સાવ નરમ સ્વરૂપનાં હતાં. પરંતુ તેની વિરુદ્ધ કાનૂની કારવાઈ શરૂ કરવા માટે એટલું કારણ પૂરતું હતું.

કાર્લ માર્ક્સને પિતા પ્રત્યે અનહદ વહાલ હતું. પિતાનાં પ્રેમભર્યાં સ્મરણો પુત્રના પીઢ જીવનમાં તાજા રહ્યાં હતાં. માર્ક્સ પિતાની તસવીર હંમેશાં ભેગી રાખતા અને મૃત્યુની ઘડીએ પણ એ તેમની પાસે જ હતી. હાઈનરીખ માર્ક્સના ધાર્મિક અને રાજકીય ઉદારમતવાદ છતાં તે પ્રશિયન દેશભક્ત અને શ્રદ્ધાળુ ખ્રિસ્તી હતા. તે શીલેરના પ્રશંસક હતા, અને શીલેરના એક પાત્ર મૂરને મળતા આવતા હતા. મૂરને પોતાના કુટુંબ અને બાળકોની સુખાકારીમાંથી પૂરી ખુશી મળી રહેતી. વહાલો પુત્ર બહુ નાનો હતો ત્યારથી જ તેના ઓજસ તથા પ્રતિભાને તેમણે પારખી લીધાં હતાં, પરંતુ તેમને આશા હતી કે કાર્લ પિતાને પગલે પગલે ચાલીને સાધારણ પરંતુ "ઉમદા" વ્યવસાય, તેને માટે મોભાદાર નાગરિકોમાં "છાજતું સ્થાન" મેળવવાનું શક્ય બનાવે એવો વ્યવસાય, અપનાવશે અને કુટુંબનો ઉદાહરણીય વડીલ બની રહેશે.

તરુણ માર્ક્સ એવા જીવનના સંબંધમાં પિતા કરતાં બહુ ઓછા ઉત્સાહી હતા. તેમને છેક શાળાનાં વર્ષોમાં જ કૂપમંડૂક અસ્તિત્વના — બાહોશીથી પરિષ્કૃત રૂપમાં પણ — સુખદ આદર્શ તરફ સખત અણગમાની લાગણી થવા લાગી હતી.

---

* Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 355.

** Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx. Engels, *Collected Works*, Vol. 1, p. 357.

આપણને તેની પહેલી સાબિતી માર્ક્સના શાળાંત નિબંધમાં જોવા મળે છે. 'વ્યવસાયની પસંદગી વિશે એક તરુણના વિચારો' નામે એ નિબંધ તેમણે સત્તર વરસની ઉંમરે લખ્યો હતો.

રસપ્રદ હકીકત છે કે માર્ક્સે, પોતાના મોટા ભાગના સહપાઠીઓથી નિરાળી રીતે, એ નિબંધને 'મને શું થવાનું ગમે' એવા નર્યા વ્યક્તિગત વિષયની છણાવટની તક તરીકે નહિ, પરંતુ વ્યવસાયની પસંદગીમાં સંકળાયેલા વસ્તુગત અને ભાવગત સંજોગોની, તેમ જ વ્યવસાય જોડે વ્યક્તિગત આવડતની અનુરૂપતાની, સામાજિક છણાવટની તક તરીકે ગણ્યો હતો. છેક એ સમયે તરુણ માર્ક્સના મનમાં "ઉનાળાની વીજળીની જેમ ઝબકી ઊઠેલા" (મેહરીંગ) વિચારોને તેમણે પુખ્ત ઉંમરે પહોંચ્યા પછી પૂર્ણ તથા તેજસ્વી રૂપમાં વિકસાવ્યા હતા.

તેમણે લખ્યું છે કે "આપણી માન્યતા મુજબ જે સ્થિતિ આપણને સાદ પાડતી હોય તેને સિદ્ધ કરી લેવાનું હંમેશાં શક્ય નથી હોતું, સમાજમાં આપણા સંબંધોને નિર્ધારિત કરવાની સ્થિતિમાં આપણે પહોંચીએ ત્યાર પહેલાં જ તેઓ અમુક પ્રમાણમાં ક્યારના સ્થપાવા લાગ્યા હોય છે."*

તેમના સહપાઠીઓ વેપારી કારોબારની સરખામણીમાં લશ્કરી વ્યવસાયના ફાયદાઓની તેમ જ ધર્મશાસ્ત્રી તથા પાદરીના પદથી મળતી ન્યામતોની આડંબરી છણાવટ કરી રહ્યા હતા ત્યારે માર્ક્સે વ્યવસાયોના ખોટા ચળકાટ વિશે, મિથ્યાભિમાન પેદા કરતા અને મહત્ત્વાકાંક્ષાના દાનવને પોકારતા ખોટા ચળકાટ વિશે, ભાવિ

---

* Karl Marx, "Reflections of a Young Man on the Choice of a Profession". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 4.

વ્યવસાયને કલ્પનામાં શણગાર સજાવતા "ભ્રમો" વિશે, લખ્યું. તેમના અભિપ્રાય મુજબ, એ જ કારણ છે આપણી આવડતો અંગેની ભ્રમણાઓનું, "એવી ખામીનું કે જે આપણી પોતાની ઉપર વેર વાળે છે, અને તેને બહારની દુનિયા તરફથી ધુતકારવામાં ન આવે તોયે, એવો ધુતકાર જેટલી પીડા પેદા કરી શકે તેનાથી વધારે ભયંકર પીડા આપણાં દિલોમાં ભરી દે છે", એવી ખામીનું કે જે આત્મતિરસ્કાર પેદા કરે છે, અને એ આત્મતિરસ્કાર "સદા છાતીને કરડી ખાતો રહે છે, હૃદયમાંથી જીવનદાયક રક્ત ચૂસતો અને તેને માનવદ્વેષ તથા હતાશાના ઝેર સાથે ભેળવતો રહે છે."*

વ્યવસાયની પસંદગી કરતી વેળા જો પસંદગી ખોટા વિચારો ઉપર આધારિત હોય તો સહેલાઈથી "આત્મવંચના"ના ભોગ બની જવાય છે. જે તરુણ કશા મક્કમ સિદ્ધાંતો, કશી મજબૂત અડગ પ્રતીતિઓ, હજી ન ધરાવતો હોય તેને માટે એવા વ્યવસાયો વધારેમાં વધારે જોખમી હોય છે કે "જે અમૂર્ત સત્યો સાથે જેટલો સંબંધ ધરાવતા હોય એટલા ખુદ જિંદગીમાં સંડોવાયેલા ન હોય."**

એ રસપ્રદ ઘોષણા માર્ક્સના એ સમયના માનસિક જગત ઉપર પ્રકાશ પાથરે છે. તેમાં ઘણું કરીને પંડિતાઈ ભરેલા વિજ્ઞાન અંગે તેમના અસંતોષની, અને "ખુદ જિંદગીમાં સંડોવણી"

---

* Karl Marx, "Reflections of a Young Man on the Choice of a Profession". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 7.

** Karl Marx, "Reflections of a Young Man on the Choice of a Profession". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 8.

સાથે "અમૂર્ત સત્યો"નો સમન્વય સાધવાની તેમની વધતી જતી ઝંખનાની, સાબિતી છે.

માર્ક્સ વ્યક્તિગત સુખાકારીના કૂપમંડૂક આદર્શને નીચેના શબ્દોમાં પડકારે છે: "જો તે (માણસ) માત્ર પોતાને ખાતર કામ કરતો હોય તો કદાચ પ્રખ્યાત વિદ્વાન, મહાન સંત, કે સરસ કવિ બને ખરો, પરંતુ પરિપૂર્ણ, ખરેખરો મહાન, માનવી કદી ન બની શકે."*

હા, લક્ષ્ય બેશક વ્યક્તિની આત્મ-પરિપૂર્ણતાનું છે અને દરેક વ્યવસાય તેના સંબંધમાં સાધનની કામગીરી બજાવે છે. પરંતુ માનવી કેવળ "પોતાના સાથી માનવીઓની પરિપૂર્ણતા ખાતર, તેમના ભલા ખાતર, કામ કરીને જ ખુદ પોતાની પરિપૂર્ણતા સાધી શકે". માનવજાતિના કલ્યાણની (અને એટલે આપણી પરિપૂર્ણતાની પણ) બાબત જ વ્યવસાયની પસંદગીમાં આપણને દિશા બતાવનાર "મુખ્ય માર્ગદર્શક"ના સ્થાને છે.

માર્ક્સે પોતાના વિચારના સમર્થનમાં એવા મહાન માનવીઓના ઐતિહાસિક ઉદાહરણો ટાંક્યાં છે કે જેમણે સૌના ભલા ખાતર કામ કરીને ઉમદાઈ હાંસલ કરી છે. "અનુભવ એવા માણસને સૌથી વધારે સુખી જાહેર કરે છે કે જેણે વધારેમાં વધારે મોટી સંખ્યાના લોકોને સુખ આપ્યું હોય".**

---

* Karl Marx, "Reflections of a Young Man on the Choice of a Profession". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 8.

** Karl Marx, "Reflections of a Young Man on the Choice of a Profession". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 8.

માર્ક્સે પોતાના સ્વતંત્ર પંથની શરૂઆતમાં નિરૂપેલું વિધાન તેમના સમગ્ર જીવનનો મુદ્રાલેખ બની રહેવાનું હતું: 'માનવજાતિને ખાતર કામ કરવું.' તેમણે કબૂલ કર્યું છે કે એ પંથે ગુલાબો વેરાયેલાં નથી, કાંટા પથરાયેલા છે, પરંતુ તેમને એ વાતની ફિકર નથી. એવી પસંદગીમાં સમાયેલી "મોટી જવાબદારી"નો પૂરો બોજો તેમની જાણમાં છે.

પસંદગી કરી લેવામાં આવી છે. "જો આપણે જીવનમાં એવી સ્થિતિ પસંદ કરી હોય કે જેમાં વધારેમાં વધારે કામ માનવજાતિને ખાતર કરી શકીએ તો કોઈ પણ જાતના બોજાઓ આપણને નમાવી ન શકે કારણ કે તેઓ સૌના લાભ ખાતર બલિદાનો બની રહે." અહીંયાં માર્ક્સે ફરી વાર કૂપમંડૂક જીવનની "તુચ્છ, મર્યાદિત, સ્વાર્થી ખુશી"ની વિરોધદર્શી તુલના એવા જીવન સાથે કરી છે કે જેમાં "લાખોકરોડો ઈન્સાનોને" સુખ મળતું હોય.*

બેશક, એ નિબંધ મહદંશે તો એક શાળાબાળકનો જ છે. તેમાં આપણને માર્ક્સનો સમગ્ર પુરોગામી માનસિક વિકાસ કેંદ્રીકૃત રૂપમાં દેખાય છે, કાંટ અને ફ્રેંચ જ્ઞાનપ્રકાશનો પ્રભાવ વરતાય છે, કેટલીક લાગણીપ્રધાન અને રંગદર્શી છાયાઓ પણ છે, અને "સર્વસામાન્ય લક્ષ્ય" આપતા "દેવતા" વિશેના ઉલ્લેખો તથા "દેવતાની હાકલ" જોવા મળે છે, પરંતુ તેની સાથે સાથે જ આખી હસ્તપ્રતમાં લેખકની આગવી છાપ અંકિત થઈ ગયેલી છે, માર્ક્સના ચારિત્ર્યમાં સુખદ વિશિષ્ટતા બની રહેલી માનસની

---

* Karl Marx, "Reflections of a Young Man on the Choice of a Profession". Marx, Fngels, *Collected Works*, Vol. 1, p. 8.

મૌલિક શક્તિ અને સહેતુકતાનાં કિરણો શૈલી અને અંતસ્તત્ત્વમાંથી ફેલાતાં રહે છે.

તરુણ માનવીની એ કૃતિમાં જીવનનો આખો કાર્યક્રમ, ભલે સામાન્ય રૂપમાં વ્યક્ત થયેલો કાર્યક્રમ, સમાયેલો છે. માર્ક્સે જાણે પોતાના હૃદયની "જન્મકુંડલી" મુજબ પોતાનું ભવિષ્ય ભાખ્યું છે.

વ્યવસાયની પસંદગી વિશેના એ શાળાનિબંધમાં એવો કોઈ નિર્દેશ હજી જોવા નથી મળતો કે માર્ક્સની રાજકીય આકાંક્ષાઓ ઉદય પામી ચૂકી હોય. પરંતુ એ નિબંધ પ્રત્યાઘાતી સર્વકંઈ તરફ તેમનો અણગમો જરૂર બતાવે છે. આપણે જોઈ ગયા કે એ અણગમાની લાગણી તેમણે કેવળ પુસ્તકોમાંથી જ નહિ પરંતુ તેમની આસપાસના વાતાવરણમાંથી પણ મેળવી હતી.

દાખલા તરીકે, આપણે જાણીએ છીએ કે છેક ૧૮૩૩ જેટલા વહેલા સમયે ત્રીરની શાળામાંથી પ્રતિબંધિત સાહિત્ય તથા રાજકીય કાવ્યો મળી આવ્યાં હતાં, અને એક વિદ્યાર્થીને ગિરફતાર પણ કરવામાં આવ્યો હતો. એ હકીકતે ચોક્કસ વિદ્યાર્થીઓનાં મનમાં ખળભળાટ પેદા કર્યો જ હોય અને જીવનના સંબંધમાં માર્ક્સના વલણને પ્રભાવિત કર્યું જ હોય. માર્ક્સ શાળાંત પ્રમાણપત્ર મેળવી લીધા પછી વતનના શહેરમાંથી બોન યુનિવર્સિટી જવા નીકળ્યા ત્યારે તેમણે જાણીજોઈને શાળાના સહસંચાલક વીટુસ લ્યોર્સની વિદાય લેવા જવાનો ઈનકાર કર્યો હતો કારણ કે એ માણસ શાળાના વિદ્યાર્થીઓ ઉપર પોલીસનો જાપતો રાખવાનું ખાસ કામ કરતો હતો. તેને મળવા જવાનો ઈનકાર કરીને માર્ક્સે ચારિત્રબળ દાખવ્યું હતું, અને શક્ય છે કે એ ઈનકાર પિતા સાથે ઘર્ષણમાં પણ પરિણમ્યો હોય.

હાઈનરીખ માર્ક્સે પુત્રને શરૂઆતમાં લખેલા પત્રોમાંના એકમાં એવા કૃત્ય બદલ ઠપકો આપ્યો હતો. એ પત્રમાંથી આપણને જાણવા મળે છે કે કાર્લની સાથે બીજા એક શાળાવિદ્યાર્થી હાઈનરીખ ક્લેમેન્સે પણ લ્યોર્સને મળવા જવાનો ઈનકાર કર્યો હતો. પુત્રના "અપરાધ"થી લ્યોર્સને બહુ માઠું લાગ્યું હતું, અને કોશિશ કરીને મામલાને સુધારી લેવા માટે હાઈનરીખ માર્ક્સને "નર્યા જૂઠાણા"નો આશરો લેવો પડયો હતો, કહેવું પડયું હતું કે "અમે આવેલા પરંતુ તમે બહાર ગયા હતા".*

પરંતુ જીવન અને જ્ઞાન જોડે માર્ક્સની ખરી ટક્કરના સંજોગો તો હજી આવવાના બાકી હતા.

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 647.

## "વ્યંગનું જોશ"
## અને
## "કાવ્યાત્મક આવેશની જહેમતો"

તમારો માનીતો મુદ્રાલેખ?
De omnibus dubitandum.
(દરેક બાબત વિશે શંકા ઉઠાવવી)

કાર્લ માર્ક્સ લિખિત 'એકરારો'માંથી*

માર્ક્સ ૧૮૩૫માં કાયદાનો અભ્યાસ કરવા બોન યુનિવર્સિટીમાં ગયા. પરંતુ માર્ક્સની દૃષ્ટિમાં દુનિયા કેવળ કાયદાશાસ્ત્રથી ઘણું વધારે અંકિત કરતી હતી. તેમણે તારુણ્યસભર જોમથી સ્વતંત્ર જીવનના વમળમાં ઝંપલાવ્યું, પહેલાં માનસિક પ્રવૃત્તિના એક ક્ષેત્રમાં અને પછી બીજા ક્ષેત્રમાં હાથ અજમાવ્યો, પરંતુ નિરંકુશ મોજ, મહેફિલો, દ્વંદ્વો, અને તરેહવાર સાહસોને આવરી લેતા બેફિકરા વિદ્યાર્થી મેળાવડાઓને પણ તે ચૂકતા નહિ. કાર્લ એક દ્વંદ્વમાં જખમી થયા હતા, અને એક વાર તો "રાતની વેળાએ શાંતિમાં ભંગ" બદલ ગિરફતાર પણ થયા હતા. તેમના મિત્રો અખૂટ વિનોદ બદલ તેમને ખૂબ ચાહતા, પરંતુ શાળામાંયે કાર્લને

* *Reminiscences of Marx and Engels*, p. 266.

નામના અપાવી ચૂકેલા વેધક કટાક્ષો તથા ખોફનાક ટુચકાઓથી ડરતા.

ભલા વૃદ્ધ હાઈનરીખ માર્ક્સ પુત્રને એવો સવાલ પૂછવાનું દેખીતું સબળ કારણ ધરાવતા હતા કે તે "તત્ત્વજ્ઞાન સાથે દ્વંદ્વોનો સમન્વય" કેવી રીતે સાધે છે. પિતાના પત્રોમાં પુત્રની શારીરિક અને માનસિક સુખાકારી અંગેની ચિંતા ઓતપ્રોત છે. તેમણે પુત્રને તબિયતનો ખ્યાલ રાખવાની તાકીદ કરી છે કારણ કે "માંદલો વિદ્વાન પૃથ્વી ઉપર સૌથી વધારે કમનસીબ જીવ હોય છે". તેમણે પુત્રને નૈતિક ઉપદેશ આપ્યો છે અને કોઈ મિસ્ટર ગ્યૂન્સ્ટેરનો દાખલો ટાંક્યો છે. એ માણસને પોતાનાં "જુવાનીનાં પાપો" બદલ "ભયંકર સજા" વેઠવી પડી હતી.*

પિતાને પુત્રના વિદ્યાર્થી જીવનના કેવળ નૈતિક પાસાની જ નહિ પરંતુ બૌદ્ધિક પાસાની ફિકર પણ હતી. સત્તર વરસના કાર્લે, બોન યુનિવર્સિટીમાંથી પિતાને લખેલા પ્રથમ પત્રોમાંના એકમાં, ધર્મ અંગે પોતાના મનમાં પેદા થયેલી નવી શંકાઓ, વિશે લખ્યું હોય એમ જણાય છે. હાઈનરીખ માર્ક્સે જવાબમાં લખ્યું છે:

"મને ખરેખર જરાય શંકા નથી કે તું નૈતિક દૃષ્ટિએ સારું વર્તન ચાલુ રાખશે. પરંતુ ઈશ્વરમાં નિર્મળ શ્રદ્ધા નૈતિકતાને મોટો ટેકો પૂરો પાડે છે. તને ખબર છે કે હું ધર્મની બાબતમાં ઝનૂની કોઈ રીતે નથી. પરંતુ એ શ્રદ્ધા વહેલી કે મોડી માનવી માટે ખરી આવશ્યકતા બની રહે છે, અને જીવનમાં એવી ઘડીઓ

* Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 647, 649.

આવે છે કે જ્યારે નાસ્તિક માણસ પણ અનાયાસે જ સર્વશક્તિમાનની પૂજાની દિશામાં ખેંચાઈ જાય છે.”*

હાઈનરીખ માર્ક્સે પોતાની દલીલને વધારે જોરદાર બનાવવા માટે ન્યૂટન, લૉક, અને લેઈબનિત્સનાં ઉદાહરણો ટાંક્યાં છે. પરંતુ તેમણે માત્ર શિખામણો ઉપર આધાર ન રાખતાં કાર્લને આગ્રહ કર્યો છે કે બોનનું અતિશય મુક્ત વાતાવરણ છોડી દઈને પ્રશિયન રાજના પાટનગર બર્લીનના સંયમી કડક વાતાવરણમાં જાય. એ સંબંધમાં વધારે સબળ કારણો પણ હતાં: એ જમાનાના જર્મનીનું સૈદ્ધાંતિક ચિંતન બર્લીન યુનિવર્સિટીમાં કેંદ્રિત હતું. લુડવિગ ફાયરબાખના શબ્દો ટાંકીએ તો “આ કાર્યભવનની સરખામણીમાં બીજી યુનિવર્સિટીઓ તો અસલ પીઠાં જેવી છે”.**

વાસ્તવિક વ્યવસાયની પસંદગીનો સવાલ કાર્લની સામે ફરીફરીને આવ્યો હતો. ત્રીરની સૌથી વધારે સુંદર કન્યા, “નૃત્યની રાણી”, બૅરોનેસ જેની ફોન વેસ્ટફાલેન સાથે માર્ક્સના સગપણ પછી એ સવાલ ખાસ તાકીદનો બની ગયો. જેની સાથેના સગપણમાં માર્ક્સનો “પ્રથમ અને અત્યંત આનંદદાયક વિજય” (મેહરીંગ) અંકિત હતો.

માર્ક્સના પિતા પોતાના પત્રોમાં પુત્રને યાદ કરાવતાં કદી થાકતા નહિ કે જેનીએ તેને ખાતર મોટી કુરબાની આપી છે. કાર્લે તદ્દન અગમ્ય રીતે જેનીનું હૈયું જીતી લીધું હતું, અને જેનીએ તેને ખાતર બીજા વધારે લાયક મુરતિયાઓને નકાર્યા

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 647.

** Auguste Cornu, *Karl Marx und Friedrich Engels. Leben und Werk*, Bd. 1, S. 73.

હતા, એટલે કાર્લે સમજી લેવું જોઈએ કે એ અદ્ભુત તરુણ નારીનું ભવિષ્ય તેના હાથમાં છે, એ કારણે તેણે “દુનિયાનો આદર” હાંસલ કરી લેવો જોઈએ તથા પોતાના ભાવિ પરિવારના ભૌતિક નિર્વાહની ચિંતા કરવી જોઈએ.

કાર્લ પોતે પણ એ વાત સમજતા હતા. તે ૧૮૩૬માં બર્લીન ગયા હતા, અને જેવા અદમ્ય ભરપૂર ભાવાવેગથી બોનના ખુશીઓના જીવનમાં ડૂબી ગયા હતા એવા જ ભાવાવેગથી બર્લીનમાં અભ્યાસમાં મશગૂલ થઈ ગયા હતા. તેમની માનસિક રુચિઓમાં અત્યંત વૈવિધ્ય હતું. તેમને શિષ્ટ પુરાકાલ, નાટક, રસશાસ્ત્ર, કવિતા, તત્ત્વજ્ઞાન, અને કાયદાશાસ્ત્રમાં ઊંડો રસ હતો. તે હજી વ્યવસાયની પીડાકારી તલાશમાં અટવાયેલા હતા. એક સમયે તેમને લાગેલું કે પોતાને માટે ઉચિત વ્યવસાય લેખનનો છે. તેમણે કથાગીતો તથા સોનેટ કાવ્યોની રચના કરી હતી, આખેઆખી પોથીઓ પદ્યરચનાઓથી ભરી દીધી હતી, અને ઐતિહાસિક નાટક તથા હાસ્યરસની નવલકથાની રચના પણ કરી હતી. તેમના પિતા તેમની સાથે કવિ તથા લેખક, સાહિત્ય વિવેચક, અને નાટકકારના વ્યવસાયના ફાયદાઓ તથા ગેરફાયદાઓની ચર્ચાવિચારણા ગંભીરતાથી કરતા, શક્ય વિષયોનું પૃથક્કરણ કરતા, અને તેમની પ્રતિભા વિશે વાત કરતા.

હાઈનરીખ માર્ક્સને પુત્રથી નિરાળી રીતે અમલી સવાલોની ચિંતા રહેતી. પિતાના અભિપ્રાય મુજબ, પુત્ર “અમૂર્ત આદર્શીકરણ”માં અટવાયેલો રહેતો. હાઈનરીખ માર્ક્સે કાર્લને “દેશભક્તિની” ઢબનું નાટક લખવાની, પ્રશિયન રાજશાહીની “પ્રતિભા”ને વ્યક્ત કરવાની, ઐતિહાસિક વિષયને જર્મન ભાવનામાં ગૂંથી લેવાની, સલાહ આપી કારણ કે એવા “ગીતસર્જન”માં “ખ્યાતિનો પાયો નાખવાનું” તથા “નામ

સ્થાપિત કરવાનું" સામર્થ્ય હોય છે.* તે પુત્રની યોજનાને—સાહિત્ય વિવેચક બનવાની યોજનાને—બહાલી આપવાની વૃત્તિ નહોતા ધરાવતા કારણ કે મહાન લેસીંગને પણ પોતાના જીવનકાળ દરમિયાન સાવ ઓછાં ગુલાબોની ભેટ મળી હતી અને તે ગરીબ ગ્રંથપાલ તરીકે મૃત્યુ પામ્યો હતો.**

પરંતુ હાઈનરીખ માર્ક્સને તેમના ભાગનો યશ તો આપવો જ જોઈએ—અગાઉ ઉલ્લેખ થઈ ચૂક્યો છે તે મુજબ, સૌપ્રથમ તેમણે જ કાર્લની અદ્ભુત શક્તિઓને પારખી હતી, તેમના મહાન ભવિષ્ય અંગેનો ખ્યાલ, અલબત્ત અસ્પષ્ટ ખ્યાલ, બાંધ્યો હતો. તેમણે ૧૮૩૬માં પુત્રને લખેલું કે "ઈશ્વરની મરજી હશે તો તારે તારા પોતાના અને તારા પરિવારના લાભમાં હજી લાંબો સમય જીવવાનું છે, અને મારી ધારણામાં ભૂલ ન થતી હોય તો માનવજાતિના ભલા ખાતર જીવવાનું છે."***

પરંતુ હાઈનરીખ માર્ક્સના મનમાં ક્યારેક ક્યારેક પુત્રના ભવિષ્ય અંગે આશંકા ઊભી થતી. પુત્ર પ્રતિભાવાન હતો, સમકાલીનો જોડે કશું સામ્ય નહોતો ધરાવતો, તેના મનમાં જોમ છલકાતું હતું, અને તે સત્યની તલાશ દૃઢતાથી કરતો હતો—એ બધું પિતાના મનમાં પુત્રના "દૈવનિર્મિત દાનવ"ના ખ્યાલો ભરી દેતું હતું, તેમને બીક લાગતી હતી કે એ દાનવ તેને દુન્યવી સફળતાના સાફ માર્ગથી અળગો હઠાવી દેશે, શાંત જીવન સામે બંડ કરવા ઉશ્કેરી દેશે.

* Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 672, 673.

** Marx /Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 210.

*** Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 662.

"એ દાનવ દૈવી છે કે ફાઉસ્ટના પ્રકારનો છે?"—હાઈનરીખ માર્ક્સે પોતાને પીડતા સવાલને એવા રૂપમાં વ્યક્ત કર્યો. હેતાળ પિતાને ગેટેના ફાઉસ્ટના અંજામમાં અનુકરણ કરવા જેવો દાખલો નહોતો દેખાતો. જે સત્ય અને જીવનના મર્મનો સદા અસંતુષ્ટ શોધક હતો, જેને શયતાન લલચાવતો હતો, જેને ઝળકતી ઘડીના ભ્રામક મૃગજળ તરફ દોડવામાં એક પળ પણ ચેન નહોતું મળતું, જેને ખરા સુખની તલાશમાં સુખના નાનકડા હિસ્સાથી સંતોષ નહોતો થતો અને જે પોતાની નિકટના લોકોને દુખ આપતો હતો, જે જીવન તથા સુખને ખાતર પોતાના જીવન તથા સુખનું બલિદાન આપવા તૈયાર લોકોને જ જીવન તથા સુખને પાત્ર ગણતો હતો, એવા ફાઉસ્ટની આકૃતિ—એવી આકૃતિ—માર્ક્સના પિતાની નજરમાં આકર્ષક નહોતી બની શકતી, તેમને તેમાં કાર્લને જોખમમાં મૂકી દેતું ભૂત દેખાતું અને તેની બીક લાગતી.

"તારે વિશે અને તારા ભવિષ્ય વિશે વિચાર કરતી વેળા ક્યારેક ક્યારેક મારા મનમાં ચિંતા ભરાઈ જાય છે. ક્યારેક ક્યારેક હું એવા ખ્યાલોથી છુટકારો નથી મેળવી શકતો કે જે મારા મનમાં ગમગીન અમંગળ ભણકારા તથા બીકની લાગણી પેદા કરે છે, અને ત્યારે મારી ઉપર જાણે આવા ખ્યાલની વીજળી તૂટી પડે છે: તારું હૃદય તારા મસ્તક જોડે, તારી પ્રતિભાઓ જોડે, મેળ ખાય છે ખરું? તેમાં પાર્થિવ પરંતુ વધારે કોમળ લાગણીઓ માટે, ગમગીનીની ખીણમાં ઊર્મિલ માનવીને બહુ આવશ્યક દિલાસો દેનારી લાગણીઓ માટે, અવકાશ છે ખરો?... તું ક્યારેય—અને એ શંકા મારા દિલની ઓછામાં ઓછી પીડાકારી શંકા કોઈ રીતે નથી—તું ક્યારેય ખરેખરું માનવીય ઘરેલુ સુખ અનુભવવા શક્તિમાન બનશે ખરો? તું ક્યારેય—અને તાજેતરમાં

હું અમુક વ્યક્તિને મારા પોતાના બાળકની જેમ ચાહવા લાગ્યો છું ત્યારથી આ શંકાએ મને જરાય ઓછી પીડા નથી આપી— તું ક્યારેય તારી આસપાસ સાવ નજીકના લોકોને સુખ આપવા શક્તિમાન બનશે ખરો?"* અહીંયાં "અમુક વ્યક્તિ" બેશક જેની ફોન વેસ્ટફાલેન છે, તેના સુખની બાબતમાં હાઈનરીખ માર્ક્સને ખૂબ હૃદયસ્પર્શી ચિંતા છે.

પરંતુ સુખનું અર્થઘટન કેવી રીતે કરવું? કાર્લ માર્ક્સે તેમની "આસપાસ સાવ નજીકના લોકોને" તેમના પિતાના સ્વપ્ન મુજબનું નિરભ્ર "ઘરેલુ" સુખ કદાચ નહોતું આપ્યું. તેમના પોતાના શબ્દો મુજબ, તેમણે પોતાના જીવનના કાર્ય—'મૂડી'—ખાતર આરોગ્ય, સુખ, અને પરિવારનું બલિદાન આપ્યું હતું. જેનીને પતિના બેચેન જીવનના તમામ બોજાઓ તેમની જોડાજોડ રહીને સહેવા પડયા હતા: રઝળપાટ, કારાવાસ, પરદેશોમાં વસવાટ, ગરીબી, અને જંગલી દમન. તેનાં ત્રણ બાળકોને મોત ભરખી ગયું હતું. પરંતુ તે માર્ક્સની વધારેમાં વધારે નિકટ સહયોગી તથા સલાહકાર હતી, તેમની ઇષ્ટ અલૌકિક શક્તિ હતી. તે માર્ક્સના નામને નૂતન લડાયક દુનિયાનું—રશિયાથી અમેરિકા સુધી—પ્રતીક બનતું જોવા જીવતી રહી હતી, અને તેમાં બધી યાતનાઓનો બદલો મળી ગયો હતો.

હાઈનરીખ માર્ક્સે સાંભળેલા અમંગળ ભણકારા ખોટા નહોતા. તેમના પુત્રના દાનવનું મૂળ દૈવી નહોતું, ફાઉસ્ટના પ્રકારનું હતું. એ દાનવ તેને થંભવા નહોતો દેતો, માનસિક વિકાસની દિશામાં, પરિપૂર્ણતાની તલાશમાં, ભ્રામક તથા લલચામણા "શયતાની તર્ક"ની તથા સંપૂર્ણ જ્ઞાનના ભૂતની તેમ જ વાસ્તવિકતાની પૂરી સમજણની કાયમી શોધમાં, તેને નિરંતર આગળ ને આગળ ધકેલતો હતો. અને એ પ્રવૃત્તિ ખુદ માર્ક્સ પાસેથી તેમ જ તેમની "આસપાસ સાવ નજીકના લોકો" પાસેથી કુરબાનીઓ માગી લેતું હતું. માર્ક્સ સામાજિક સત્યના તર્કની સેવામાં પૂરેપૂરા ડૂબી ગયા. તે શાળાના નિબંધમાં પોતે વ્યક્ત કરેલા સુખના ખ્યાલને ("સૌના લાભને ખાતર બલિદાનો", "લાખો ઈન્સાનોને સુખ મળશે") વફાદાર રહ્યા.

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 670.

ફાઉસ્ટથી નિરાળી રીતે માર્ક્સે "મેફીસ્ટોફીલીસ"ને પોતાની અંદર જ રાખ્યો હતો—તે હંમેશાં પોતાની કૃતિઓના અત્યંત નિષ્ઠુર ટીકાકાર રહ્યા હતા. તેમણે "દરેક બાબત વિશે શંકા ઉઠાવવાનું" પોતાનું પ્યારું સૂત્ર સૌપ્રથમ પોતાની જ કલમની કૃતિઓને લાગુ કર્યું હતું.

ખાસ કરીને તેમના વિદ્યાર્થી જીવનનાં આરંભનાં વર્ષોના કાવ્યાત્મક પ્રયોગો આકરા ફેંસલાના ભોગ બન્યા હતા. ઓગણીસ વરસના માર્ક્સે પિતાને લખેલા એક પત્રમાં તેમની મુલવણી નીચે મુજબ કરી હતી: "આપણા જમાના ઉપર પ્રહારો, લાગણીની વિસ્તારિત અને કાચી અભિવ્યક્તિઓ, કશું સ્વાભાવિક નહિ, બધું વાહિયાત બાબતોમાંથી ઘડેલું, જે છે અને જે હોવું જોઈએ તેમની વચ્ચે પૂરો વિરોધ, કાવ્યમય વિચારોને બદલે આલંકારિક મનન, પરંતુ કદાચ અમુક પ્રમાણમાં લાગણીઓની ઉષ્મા તથા કાવ્યાત્મક આવેશની જહેમતો પણ ખરી."* સાફ જણાઈ આવે છે કે અહીંયાં માર્ક્સની ટીકાત્મક વૃત્તિએ તેમને છેહ નથી દીધો.

પરંતુ તેમને આખરે કેટલાંક કાવ્યોમાં "દૂરના પરીમહેલ

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 11.

જેવી સાચી કવિતાની ચળકતી 'દુનિયા" નજરે પડી ત્યારે પણ, એ સફળતાએ તો માર્ક્સને માટે પોતાની કાવ્યાત્મક શક્તિની ગંભીર મુલવણીના પ્રસંગની જ કામગીરી બજાવી હતી, "અને મારાં બધાં સર્જનો ઢળી પડીને શૂન્યમાં સમાઈ ગયાં".* એ કથનને શાબ્દિક અર્થમાં સમજવાનું છે: માર્ક્સે પોતાની કાવ્યકૃતિઓને તથા નવલકથાની રૂપરેખાઓને બાળી નાખી હતી.

માર્ક્સ "વાગ્દેવીઓનાં નૃત્યો અને વનદેવતાઓના સંગીતને"** તજી દીધા પછી ઘણા વધારે જોમથી વિજ્ઞાન તરફ વળ્યા. અગાઉ પણ તેમની દૃષ્ટિમાં કવિતા તો ગૌણ પ્રવૃત્તિના સ્થાને જ રહી હતી. તે અધૂરા કથાગીત અથવા ગીતનાટકને બાજુએ મૂકી દઈને ધારાશાસ્ત્ર અથવા તત્ત્વજ્ઞાનમાં મશગૂલ થઈ જતા. તેમણે લેસીંગની *Laokoon*, વીન્કેલમાનની *Geschichte der Kunst des Altertums*, તથા ઓવીડની *Elegies* તેમ જ રાઈમારુસની *Von den Kunsttrieben der Tiere*, લુડેનની *Die Geschichte des Deutschen Volkes*, એરિસ્ટોટલની *Rhetoric*, અને બેકન, શેલીંગ, કાંટ, તથા હેગેલની કૃતિઓ વારાફરતી વાંચી. તેમણે ધારાશાસ્ત્રને લગતા ખાસ સાહિત્યનો આખો ગંજ વાંચી નાખ્યો. તેમણે એક વર્ષમાં જે કંઈ વાંચ્યું હતું તેનું વાસ્તવિક પરિમાણ વિસ્મયજનક છે.

પરંતુ માર્ક્સ કેવળ વાંચન પૂરતા જ સીમિત ન રહેતા. તેમણે એક પાકી ટેવ પાડી લીધી હતી અને તેને આખી જિંદગી ચાલુ રાખી હતી—પોતે જે કંઈ વાંચે તેમાંથી મોટાં અવતરણો લખી લેવાની અને તેમાં પોતાના વિચારો ટપકાવી લેવાની. એથી તેમને તેમના કાર્યમાં, ચિંતન તથા યાદદાસ્તને સુઘટિત બનાવવામાં, ખૂબ મદદ મળી હતી.

માર્ક્સનું બીજું એક વિશિષ્ટ લક્ષણ એવું હતું કે તે જ્ઞાનના કોઈ નવા ક્ષેત્રનો **અભ્યાસ** કરે એટલે તરત તેને એ ક્ષેત્રના સ્વતંત્ર **પૃથક્કરણમાં** વિકસાવતા. તેમનું સાહિત્ય વાંચન ક્યારેય અભ્યાસીની નિષ્ક્રિય પ્રક્રિયા નહોતું બની રહ્યું પરંતુ સ્વતંત્ર સર્જનાત્મક ચિંતનના કેવળ અવસરની, પ્રેરકની, પ્રવેગકની ભૂમિકા ભજવતું.

તેમણે તત્ત્વજ્ઞાન તથા ધારાશાસ્ત્રના અભ્યાસમાં "ધારાશાસ્ત્રના આખા ક્ષેત્રને આવરી લેતા ધારાકીય તત્ત્વજ્ઞાન"નો તાગ કાઢવાની કોશિશ કરી છે. અઢાર વર્ષના માર્ક્સ એ વિષયની કેવળ ભૂમિકા તરીકે "દુખદ મહારચના... લગભગ ૩૦૦ પૃષ્ઠોની કૃતિ" લખે છે.*

તેમણે કલાના ઇતિહાસનો તથા તત્ત્વજ્ઞાનના ઇતિહાસનો અભ્યાસ કરતી વેળા, એ જ વિદ્યાકીય વર્ષ દરમિયાન લગભગ ચોવીસ પાનાંનો એક સંવાદ લખ્યો હતો. તેનો વિષય આવો હતો: "કલા અને વિજ્ઞાન... અમુક પ્રમાણમાં સંકળાયેલાં છે." તેનું શીર્ષક આ મુજબ હતું: 'ક્લેઆન્ત, અથવા તત્ત્વજ્ઞાનનું આરંભબિંદુ અને જરૂરી સાતત્ય.' અફસોસની વાત છે કે એ કૃતિ બચી નથી કારણ કે તેમણે એ ગાળામાં કરેલી રચનાઓમાંથી એકમાત્ર એ કૃતિને જ... માર્ક્સે પોતે... વખાણી હતી. કાવ્યોની જેમ જ બીજી બધી રચનાઓને પણ વેધક ટીકાનો ભોગ બનાવવામાં આવી હતી.

એ વિદ્યાકીય વર્ષ દરમિયાન ઘણીબધી નીંદરવિહોણી રાતો

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 17.

** Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 17.

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 12.

આવી હતી અને ઘણીબધી કટ્ટર લડાઈઓ લડાઈ હતી. "મનની રઝળપાટ" સામાન્ય રીતે જે કંઈ કરવામાં આવ્યું હોય તેને નકારવામાં પરિણમતી. માર્ક્સ તત્ત્વજ્ઞાન તથા ધારાશાસ્ત્રના ક્ષેત્રમાં આ કે તે અધિકારી વ્યક્તિનું દૃષ્ટિબિંદુ અપનાવતા, અને તેને તર્કસંગત અંત સુધી વિકસાવવાની કોશિશ કરતા. પરંતુ એવી કોશિશના પરિણામે સંબંધિત પ્રમાણિત વ્યક્તિની, તેના સિદ્ધાંતની, અને ખુદ પોતાની ખોજની, અપ્રમાણિતતા શોધી કાઢતા. તે એક દેવના દેવાલયને ઉજજડ કરી નાખતા પરંતુ તેમાં પછી નવા દેવોની સ્થાપના કરતા. તે એક મૂર્તિને ફગાવી દેતા પરંતુ પછી સત્યની વેદી ઉપર નવી મૂર્તિઓ ગોઠવી દેતા. તેમણે પોતાની રચનાઓના—કાવ્યાત્મક, રસાત્મક, અને દાર્શનિક રચનાઓના—ગ્રંથો લખ્યા પરંતુ પછી તેમને બાળી નાખ્યા. બીજા લેખકો આખા જીવનકાળ દરમિયાન જેટલું સર્જન કરે એટલું તેમણે એક વર્ષમાં પેદા કર્યું. પરંતુ વિજ્ઞાનના ક્ષેત્રના કૂપમંડૂક માટે જે બાબત આત્મસંતોષમય અભિમાનનું કારણ બની રહે તેણે તરુણ માર્ક્સને અસંતોષની વેદનાઓ આપી.

માર્ક્સને પોતાની કાલ્પનિક દુનિયાઓના સર્જનનો સમય મળે તે પહેલાં જ, લગભગ તે પહેલાં જ, એ દુનિયાઓને તે ખતમ કરી નાખતા, અને નવી દુનિયાઓની તલાશમાં નીકળી પડતા. તેમણે જેનીને અર્પણ કરેલા 'ખોજ' નામે કાવ્યમાં એ વિશે નીચે મુજબ લખ્યું છે:

ખડો હું થઈ ગયો, બંધનોથી બધાંયે છૂટી ગયો;
"ક્યાં જવાનો?" "ખોળી નિજ દુનિયા લેવાનો!"
"નથી શું હરિયાળાં બીડો ખુશાલ,
ઉપર તારલિયા રમંતા, નીચે સાગરોનો જ્વાળ?"
ઉદય દુનિયાનો થવો મુજ થકી ઘટે,
પછી એ દુનિયા મુજ છાતીને અઢેલી રહે.
સરવાણીઓ એની મુજ રુધિરમાંથી વહે.
શ્વાસ મુજ હસ્તીનો વાયુગુંબજ એનો બને.
ભમી હું શકું જેટલું, ભમ્યો દૂર સુદૂર,
પાછો ફર્યો, ઝાલીને દુનિયાઓ રાખી, નીચે, ઉપર.
સૂરજ ને સિતારાઓની ત્યાં ધમાલ ઘડી,
દામિની દમકી, દુનિયાઓ બધી ભાંગીને પડી.*

જે કંઈ સાધી લેવામાં આવ્યું હોય તેના સંબંધમાં સતત અસંતોષની લાગણી, અને પરિપૂર્ણતાની અવિરત તલાશ, તેમના પ્રૌઢ જીવનમાં પણ વિશિષ્ટ લક્ષણોના સ્થાને રહી હતી. તેમનું ચિંતન માંડ ઘાટ ધારણ કરે તે પહેલાં તો જે કંઈ સાધી લેવામાં આવ્યું હોય તેનાથી આગળ નીકળી જતું, જે કંઈ લખવામાં આવ્યું હોય તેને હજી સર ન થયેલાં શિખરોએથી નીરખવા લાગતું, અને પછી નવું શિખર આવતું. તેમનો આશય શિખરોને ગર્વથી પોતાનાં ચરણોમાં ઢાળી દેવાનો નહોતો, આશય તો એવા ચોક્કસ શિખરે પહોંચી જવાનો હતો કે જ્યાંથી સત્ય તેમની સામે સાચા સ્વરૂપમાં દેખાઈ આવે.

બાલઝાકે *Le Chefd'oeuvre Inconnu* (અજ્ઞાત ઉત્તમ કૃતિ) નામે એક નાનકડું રેખાચિત્ર લખ્યું છે. એ રચના અસાધારણ પ્રતિભા ધરાવતા એક કલાકાર વિશે છે. કલાકાર એક જ તેજસ્વી ચિત્ર બનાવવા માગે છે. તેની મંછા તેમાં રંગની સર્વાંગી પરિપૂર્ણતા મૂર્ત કરવાની છે, પ્રકૃતિને એવી

---

* Marx Engels *Collected Works* Vol. 1 p. 559

રીતે વ્યક્ત કરવાની છે કે તે ખુદ પ્રકૃતિથીયે ચડિયાતી નજરે પડે. તે ઊંડી પ્રેરણાના આધારે ઘણાં વરસ મહેનત કરે છે, દરેક વિગતમાં વારંવાર ફેરફાર કરીને રંગોને, પૌરાણિક પીગમેલિયોનના હાથમાં જીવંત બની ગયેલા શિલ્પની જેમ જીવંત બનાવી દેવા મથે છે. આખરે તેને લાગે છે કે લક્ષ્ય સિદ્ધ થઈ ગયું છે, પરંતુ મૂઢ દર્શકોને તેમાં પીંછીના લસરકાઓનો અવ્યવસ્થિત જમેલો જ દેખાય છે. પ્રતિભાના અતિરેકથી ચિત્ર બરબાદ થઈ ગયું હોય છે.

૧૮૬૭ના ફેબ્રુઆરીમાં, 'મૂડી'ના પ્રથમ ગ્રંથના સંબંધમાં માર્ક્સની ઘણાં વર્ષોની કપરી મહેનત પૂરી થવા આવી હતી ત્યારે, તેમણે બાલઝાકનું એ રેખાચિત્ર ફરી વાર વાંચ્યું, અને વેધક વ્યંગથી ભરેલી ટચૂકડી ઉત્તમ કૃતિ તરીકે તેને વાંચી જવાની ભલામણ એંગેલ્સને કરી.* સ્પષ્ટ છે કે માર્ક્સને તેમાં 'મૂડી'ના સંબંધમાં પોતાના કાર્યમાં પરિપૂર્ણતાની વાંકીચૂકી તલાશને બંધબેસતો વ્યંગ દેખાયો હતો, એ કાર્ય કરતી વેળા ક્યારેક ક્યારેક તેમને લાગતું કે તે કદી પૂરું નહિ થાય.

માર્ક્સની બાબતમાં બાલઝાકના પાત્રથી જુદું પરિણામ આવ્યું. તે પોતાની સાથેના દ્વંદ્વમાં નિષ્ઠુર આત્મટીકાને કારણે તેમ જ વિષયની બને એટલી વધારેમાં વધારે પૂરી સમજણ તથા નિરૂપણના બને એટલા વધારેમાં વધારે સારા રૂપને કારણે વિજયી બન્યા. મૂડીવાદી સમાજનું તેમણે આલેખેલું ચિત્ર સદીઓ સુધી ટકી રહે એવી ખરેખરી ઉત્તમ કૃતિ બની રહ્યું, અને 'મૂડી' કૃતિને કલાત્મક સમગ્રતા ગણાવવાનો તેમને પૂરો અધિકાર હતો.

* Marx, Engels, *Werke*, Bd. 31, Berlin, 1965, S. 278.

પરંતુ તેમણે તેનું મૂલ્ય ઘણાં વરસોના એકદમ સખત પરિશ્રમ વડે ચૂકવ્યું હતું, વધારે ચોક્કસ શબ્દોમાં કહીએ તો પોતાની જિંદગી વડે ચૂકવ્યું હતું, કારણ કે તેમનું આખું જીવન 'મૂડી, કૃતિની તૈયારીમાં વીત્યું હતું.

સઘળા સાચા સર્જકોની જેમ માર્ક્સ પણ હંમેશાં પોતાની કૃતિઓથી ઊંચી કક્ષાએ રહ્યા હતા. તેમના માનસિક જગતની સમૃદ્ધિ તેમનાં લખાણોમાં કેવળ અમુક અંશે અને બહુ અપૂર્ણ રૂપમાં જ પ્રતિબિંબિત થઈ હતી, એટલે તેમની "સર્વોત્તમ" કૃતિ અણલખાયેલી રહી ગઈ હતી. તેમણે નિરંતર વેઠેલી અસંતોષની વેદનાનું કારણ એ હતું.

સંશયવાદમાં મંદતાનું અને ચિંતનની કાયરતાનું લક્ષણ અંકિત હોઈ શકે, એટલે તે જીવનનાં રહસ્યોની સામે ડગી જતો હોય તથા તેમને પુરાણા કરારના ધર્મોપદેશકોની જેમ સાત મહોર લગાવેલાં રહસ્યો તરીકે ઘોષિત કરતો હોય. એ ધર્મોપદેશકોએ ખોજ કરીને "સ્વર્ગલોક તળે કરવામાં આવતું બધું" ડહાપણ થકી ખોળી કાઢ્યું હતું અને નિષ્કર્ષ તારવ્યો હતો કે "બધું મિથ્યાભિમાન તથા મનનો સંતાપ છે".

પરંતુ એ જ શંકા સૈદ્ધાંતિક સાહસનું સાધન બની રહે છે, અને તેના આધારે ચિંતન ભૂતકાળના ખળભળેલા છાયાભાસોના, જેમની શક્તિ કોઈ રીતે છાયાભાસી નથી હોતી એવા છાયાભાસોના, સંબંધમાં નિષ્પક્ષ ફેંસલા કરે છે.

હેગેલે વિનોદી વ્યંગ, કરુણ વ્યંગ, અને છેલ્લે શંકાના વ્યંગ વિશે લખ્યું છે. શંકાનો વ્યંગ વિનાશની સર્વાંગી કલાની કામગીરી બજાવે છે અને અહંવાદમાં પરિણમે છે. તેનો દાખલો આપતાં દિદરોએ લખ્યું છે કે એક ઘેલો પિયાનો દુનિયામાં પોતે જ એકમાત્ર પિયાનો હોવાની ધારણા કરી લે છે. પરંતુ સમજો કે "રચનાત્મક"

વ્યંગ પણ હોય છે. તે સમગ્ર સર્જનાત્મક ઊભરાના સંબંધમાં આથવણની કામગીરી બજાવે છે, નવા વિચારના ઉદયમાં સહાયક બને છે, તેનો માર્ગ મોકળો કરે છે, તેમાં વિશ્વાસની ભાવના પ્રેરે છે.

એક સૂક્તિ મુજબ, માનવજાતિ ભૂતકાળની વિદાય **મોં મલકાવીને** લે છે. તે પોતાના **સૈદ્ધાંતિક** ભૂતકાળની વિદાય પણ મોં મલકાવીને લે છે. પુનર્જાગરણના યુગમાં ધર્મની અધિકારિતા અને "એરિસ્ટોટલ તથા તેના મુંડનની" અધિકારિતા તરફ વ્યંગાત્મક વલણ ચિંતનના ક્ષેત્રમાં ક્રાંતિનું—નવા યુગના પ્રકૃતિ વિજ્ઞાન તથા તત્ત્વજ્ઞાનનું—પુરોગામી બની રહ્યું હતું. સર ફ્રાંસીસ બેકને મધ્યયુગીન ધર્માંધતાની "મૂર્તિઓને" તર્કસંગત દલીલો થકી પદભ્રષ્ટ કરી નાખી અને નવા વિચારો તથા આદર્શો વડે તેમનું ખંડન કરી નાખ્યું, તે પહેલાં ફ્રાંસુઆ રાબ્લેનું અશ્લીલ હાસ્ય રણકી ઊઠ્યું હતું.

જે સમગ્ર સમાજના સંબંધમાં સાચું છે તે આ દાખલામાં વ્યક્તિના, ખાસ કરીને માર્ક્સ જેવી વ્યક્તિના, સંબંધમાં પણ સાચું છે. પ્રતિભાવાન માનવી હંમેશાં નિષેધ તથા વ્યંગનો વાહક હોય છે કારણ કે જે કંઈ "મહાન" હોય તેની અંદરના ક્ષણભંગુર, કંગાલ, તથા દયાજનકને તેના જેટલી તીવ્રતાથી બીજું કોઈ નથી અનુભવતું. બીજું કોઈ તેના જેટલી કાળજીથી "મહાનમાંથી" એ બધું સાફ ન કરી શકે, તેની જેમ શિલ્પીના બારીક ટાંકણા વડે તેને એ બધાથી મુક્ત ન કરી શકે.

આપણે માર્ક્સના વ્યંગની સરવાણીઓમાં ડોકિયું કરવું હોય તો કલા તરફ વળવું પડે.

બાલ્ઝાકે પોતાના કટુ વ્યંગાત્મક પાત્રને કલાના, સમસ્ત રહસ્યો, ભાવાવેશો, તથા દિવાસ્વપ્નો સહિતની કલાના, મૂર્ત રૂપ તરીકે ગણાવ્યું છે. એ કથન બહુ ગહન છે કારણ કે કલા સમગ્ર મતાંધતાથી, જીવન અંગેના તમામ પાષાણીકૃત વિચારોથી, વેગળી હોય છે. તે વાસ્તવિકતાને પ્રક્રિયા, ગતિ, કૃત્ય, તરીકે સમજે છે, નહિતર તે કલા જ ન રહે. તે સ્મારકીય પ્રકારમાં પણ "અશ્મીભૂત" સામગ્રી સામે વિરોધ જાહેર કરે છે અને તેમાં નાડીના ધબકારા તથા જીવનના શ્વાસોચ્છ્વાસ રેડવાની કોશિશ કરે છે.

વાસ્તવિકતાનું સૈદ્ધાંતિક સ્વાંગીકરણ વિદ્વાન પાસેથી વ્યાખ્યાઓ, નિરૂપણો, તથા પ્રમેયોની ચોકસાઈ તથા પૂર્ણતા માગી લે છે, અને એ રીતે પરિણામોને "સ્થિર", "અડગ", વગેરે પ્રકારોનાં સત્યોમાં પલટાવી નાખવાની શક્યતા ઇચ્છાએ કે અનિચ્છાએ પેદા કરે છે. એથી ઊલટું, કલામાં (બેશક સાચી કલામાં) જગત વિશેના આપણા વિચારોના પાષાણીકરણને એવો કોઈ આશરો નથી મળતો.

વ્યક્તિની જે શક્તિઓ ચિંતનના "દૃઢન" સામે ભરોસેદાર ગૅરંટીની કામગીરી બજાવતી હોય છે, અને સાથોસાથ સર્જનાત્મક ઊભરો આણનારું "આથવણ", નવા વિચારોના ઉદયનો અખૂટ ઝરો, બની રહેતી હોય છે, તેમને સૌપ્રથમ કલા જ વિકસાવે છે. તેમાં જગતને સમગ્રતા તરીકે નીરખવાની શક્તિ, પ્રમાણની તેમ જ સંવાદ તથા સુંદરતાની, કલ્પના તથા તરંગવિહારની, અને સહજબોધની સમજણ, વિનોદવૃત્તિ, અને છેલ્લે (પરંતુ જરાય ઓછું મહત્ત્વ ન ધરાવતો) વ્યંગ સામેલ હોય છે.

કલા વ્યવસાયાત્મક લક્ષણોને નથી વિકસાવતી, તે દરેક વ્યવસાયમાં આવશ્યક બની રહેતી સર્વસામાન્ય તથા સાચી માનવતામય શક્તિને, સર્જનની શક્તિને, વિકસાવે છે. એટલે

હોય છે, તેમાં એ બાબતને કશું સ્થાન નથી હોતું કે બુદ્ધિ કોની છે—વિજ્ઞાનીની, કલાકારની, કે એંજીનિયરની.

માર્ક્સ બાળપણના આરંભથી જ કલામય વાતાવરણમાં ઊછર્યા હતા. જે વેળાએ શીલેર તેમના દિલમાં આપખુદશાહી તરફ, દુખીઓની ઉપર વરસાવવામાં આવતા જુલમ તરફ, ધિક્કારની લાગણી પેદા કરતો હતો, એ જ વેળાએ શેક્સપિયર તેમની સમક્ષ માનવીય લાગણીઓ અને સંબંધોની જટિલ દુનિયા પ્રગટ કરતો હતો, તથા તેમની ચતુરાઈની કુદરતી પ્રતિભાને વધારે પરિષ્કૃત બનાવતો હતો, અને ગેટે તેમને ચિંતન સાથે લાગણીની એકતા સાધવાનું, જીવન અને મૃત્યુ સંબંધી ઉમદા મનનની સાથે તરંગવિહારની, તેમ જ વાગ્નેર સમી જ્ઞાનની ઉત્કંઠા તથા જ્ઞાનની સર્વશક્તિમત્તામાં નિષ્ઠાની જોડે પ્રથાગત નૈતિકતાના દંભ તરફ મેફીસ્ટોફીલીસ સમા મરકાટની, અજબ ગૂંથણી સાધવાનું, દબાણ કરતો હતો.

પરંતુ આપણે પાછા બર્લીનની એક શાંત શેરીમાં વિદ્યાર્થીના ખંડમાં જઈએ. ત્યાં તમાકુના ધુમાડાના ગોટાઓમાં, લગભગ પૂરી બળી ગયેલી મીણબત્તીના ઝાંખા અજવાળામાં, કાળા વાળવાળો યુવાન કાર્લ હાઈનરીખ માર્ક્સ પિતાને સંબોધિત પત્ર પૂરો કરી રહ્યો હતો. યુવાનનું નામ એ સમયે, ૧૮૩૭માં, કોઈનેય માટે કશો મર્મ નહોતું ધરાવતું.

પિતાને લખેલા પત્રમાં માર્ક્સે જાહેર કર્યું કે પોતે ઘણુંબધું નકાર્યા પછી "વ્યંગના ખરા ઝનૂનની પકડમાં" જકડાઈ ગયો છે, તેને લાગતું હતું કે તેનો બધો પરિશ્રમ "નિષ્ફળ" ગયો છે, અને તેણે જગાડેલા "ઝંઝાવાતી ભૂતો"ને શાંત કરવાની શક્તિ હવે તેનામાં નહિ બચી હોય.

પરંતુ એ તો તેમના જીવનના વળાંકની કેવળ અલ્પજીવી કટોકટી હતી. એ વખતે તેમનું કાર્ય અમુક અંશે વાસ્તવિકતા તથા વિજ્ઞાન સાથેના તેમનાં ઘર્ષણોના આરંભિક અપક્વ ગાળાનું "અંતિમ સોપાન" હતું, અને અમુક અંશે ભાવિ, ઘણા વધારે ગંભીર તથા મૂળભૂત ઘર્ષણોનો પૂર્વરંગ હતું.

એ પૂર્વરંગમાં ક્યાંક ક્યાંક એવાં મુખ્ય તત્ત્વોના સૂર સાંભળવા મળતા હતા કે જે આગળ જતાં ફૂલીને આખેઆખી સંગીતરચનાઓ બની રહેવાનાં હતાં. એ વખતે સૂર બહુ આત્મવિશ્વાસ ભરેલા અને સ્પષ્ટ અલબત્ત નહોતા. જે બૌદ્ધિક પરિશ્રમ બધી વસ્તુઓને નકારી ચૂક્યો હતો, અને દુનિયાના સંબંધમાં તેમ જ ખુદ પોતાના સંબંધમાં નિષ્ઠુર રહ્યો હતો, તેને માર્ક્સે નિષ્ફળ ધારેલો, પરંતુ હકીકતમાં એમ નહોતું. તેના નકારો નકામા કે ઠાલા નહોતા, તેમની અંદર નવાં ફળોનું બીજ સમાયેલું હતું. માર્ક્સનું ચિંતન પરંપરાગત નકલી-વૈજ્ઞાનિક બકવાદના પૂર્વગ્રહોને જડમૂળથી ઉખેડી નાખતું હતું, અને ખરા વિજ્ઞાનના ફણગાઓ માટે જમીનને ખોદીને ઉપરતળે કરી રહ્યું હતું.

એ જ પત્રમાં, તેમણે ૧૮૩૭ના નવેંબરની ૧૦મી તારીખે પિતાને લખેલા પત્રમાં, જોઈ શકાય છે કે વાત એમ જ હતી.

માર્ક્સે ધારાશાસ્ત્રના તત્ત્વજ્ઞાન વિશે પોતાના વિસ્તૃત કાર્યનું વિગતવાર વિવરણ પિતાને લખતી વેળા, તેની અપૂર્ણતાનાં કારણોની ખોજ દરમિયાન, નોંધ કરી છે કે "છેક આરંભથી જ સત્યને સમજવામાં આવેલો અવરોધ... ગણિતીય મતાગ્રહના અવૈજ્ઞાનિક રૂપનો હતો". તેમાં માર્ક્સનો નિર્દેશ "ભૌમિતિક" રીત તરફ હતો. એ રીત તત્ત્વજ્ઞાનમાં સ્પિનોઝાના સમયથી વિકસેલી હતી. તેમાં વસ્તુને ભૂમિતિના ત્રિકોણની જેમ, વિવિધ બાજુઓ તરફથી નિર્ધારિત કશાક તરીકે ગણવામાં આવે છે;

ભૂમિતિના ત્રિકોણનું પૃથક્કરણ જુદાજુદા સંબંધોના માળખામાં કરવામાં આવે છે, અને એ પૃથક્કરણને આધારિકાઓમાંથી ચોક્કસ આકારનિષ્ઠ નિગમન થકી મેળવવામાં આવેલાં પ્રમેયો અથવા વિભાવનાઓમાં નોંધી લેવામાં આવે છે. ખુદ ત્રિકોણ અવિકારી રહે છે અને "આગળ કશામાં વિકાસ નથી પામતો", બીજા શબ્દોમાં કહીએ તો "લેખક આમ અને તેમ દલીલ કરતો રહે છે, છણવામાં આવેલા વિષય ફરતે ચક્કર મારતો રહે છે, પરંતુ વિષય જીવંત અને બહુમુખી રીતે વિકાસ પામતા કશાક તરીકેનો ઘાટ નથી લેતો".

"મૃત" પદાર્થનાં બાહ્ય રૂપોના પરીક્ષણમાં શ્રેષ્ઠ પરિણામો આપતી એ રીત "જીવંત" પદાર્થની અભિવ્યક્તિ માટે, ખાસ કરીને સામાજિક પરિઘટનાઓની અભિવ્યક્તિ માટે, "વિચારોના જીવંત જગતના" વસ્તુગત પૃથક્કરણ માટે, તદ્દન અપૂરતી છે. "તેમાં ખુદ વસ્તુનું પરીક્ષણ તેના વિકાસના સંજોગોમાં કરવું જોઈએ, મનસ્વી વિભાજનો દાખલ ન કરવાં જોઈએ, ખુદ વસ્તુનું સ્વરૂપે પોતાની જ અંદરના આંતરવિરોધોથી ઓતપ્રોત કશાક તરીકે વિકસવું જોઈએ અને પોતાની એકતા પોતાની અંદર જ સાધવી જોઈએ".*

વસ્તુનું પરીક્ષણ તેના વિકાસના સંજોગોમાં કરવું, "આપોઆપ ઘડાતા, બહુમુખી રીતે વિકસતા અને જીવંત", કશાક તરીકે કરવું—એ પ્રણાલીતંત્રીય આવશ્યકતા 'મૂડી' કૃતિમાં બહુ તેજસ્વી રીતે મૂર્ત થઈ છે.

ઉપર ટાંકેલા સૂત્રમાં ઘણુંબધું હેગેલનું બેશક છે. તેમાં તેનો પ્રભાવ પારખી શકાય છે. તેનો પ્રભાવ એ હકીકતમાં પણ

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 12.

જોઈ શકાય છે કે માર્ક્સ પદાર્થ અને રૂપની વિરોધદર્શી તુલના બદલ ખુદ પોતાની જ ટીકા કરે છે, અને જણાવે છે કે એમ કરવાથી પોતાને "પદાર્થ" થકી ભરેલાં ખાનાંવાળું મેજ મળ્યું હતું. માર્ક્સે એવા અભિગમ વિશે વ્યંગમાં લખતાં તેને બિરદાવ્યો છે, અને નિષ્કર્ષ તારવ્યો છે કે "રૂપ તો અંતસ્તત્ત્વનું કેવળ સાતત્ય જ બની રહેવું જોઈએ".

હેગેલે માર્ક્સને તત્ત્વજ્ઞાનની પરંપરાગત રીતની કેટલીક મડાગાંઠોથી ઉગારી લીધા હોવા છતાં તેમણે હેગેલને અપનાવી લેવાની ઉતાવળ નહોતી કરી. તેમણે એકરાર કર્યો છે કે અગાઉ હેગેલપંથી તત્ત્વજ્ઞાનની "કઢંગી ખાબડખૂબડ ગીતરચના" તેમને આકર્ષક નહોતી લાગી. વધારે પડતા તણાવને લીધે આવી પડેલી માંદગી દરમિયાન હેગેલનાં લખાણો "આરંભથી અંત સુધી" વાંચી લીધા પછી પણ કાર્લે તેને વિશે સાવધાન રહેવાનું ચાલુ રાખ્યું હતું. "જે વિચારને હું ધિક્કારતો હતો તેને મૂર્તિ તરીકે સ્થાપવી પડે એવી હાલતને લીધે મને પજવતી ખીજ" વિશે તેમણે લખ્યું છે. "ખાબડખૂબડ ગીતરચના" દેખીતી રીતે જ પરીઓના ગાનની ચુંબક મોહની ધરાવતી હતી અને તેનો પ્રતિકાર કરવાનું કામ મુશ્કેલ હતું.

એ ભલે ગમે તેમ હોય, પરંતુ 'ડૉક્ટરની કલબ'માં એકસૂત્રે સંકળાયેલા તરુણ હેગેલપંથીઓની અંદર માર્ક્સને મળેલા હેગેલના ઉત્સાહી પ્રશંસકોમાં તે એવી વ્યક્તિ તરીકે નોખા તરી આવતા હતા કે જે એ પ્રમાણપુરુષ ફરતે ફેલાયેલી પૂજનની સૌરભથી અંજાઈ નહોતી ગઈ. હેગેલને અનુસરવાનો કે ન અનુસરવાનો સવાલ તેમની સામે હજી ખુલ્લો રહ્યો હતો.

માર્ક્સ હેગેલનાં લખાણોનો સર્વાંગી અભ્યાસ કરતાં પહેલાં પરંપરિત જર્મન તત્ત્વજ્ઞાનની બીજી બે વિરાટ વ્યક્તિઓનો પ્રભાવ

અનુભવી ચૂક્યા હતા: કાંટ અને ફીખ્ટે. માર્ક્સ કાંટની કૃતિઓમાં ઊંચા નૈતિક આદર્શો અને દાર્શનિક તથા ધાર્મિક ચિંતનના મતાગ્રહ અંગે મક્કમ સંશયના વલણથી આકર્ષાયા હતા, અને ફીખ્ટેએ તેમને મુખ્યત્વે તેના તત્ત્વજ્ઞાનના સક્રિય, આવેશમય, દૃઢનિશ્ચયી સ્વરૂપથી પ્રભાવિત કર્યા હતા.

પોતે જ કદમ ઉઠાવવા તલસતા, અને વૈજ્ઞાનિક ચિંતનને દુનિયાના પરિવર્તન માટે આગ તથા તલવાર બનાવવા ઝંખતા, તરુણ માર્ક્સને વિદ્યાર્થી જીવનનાં આરંભનાં વર્ષોમાં ફીખ્ટેના તત્ત્વજ્ઞાન તથા દૃષ્ટિકોણમાંથી ઘણુંબધું મળ્યું હતું.

એ જમાનાના ઉગ્ર વૃત્તિ ધરાવતા યુવાન લોકોને ફીખ્ટેનું વ્યક્તિત્વ ખૂબ આકર્ષતું. તેણે કદમ ઉઠાવવાના આવેશમય તલસાટ જોડે સૈદ્ધાંતિક ચિંતન અંગેના પ્રેમનો સુભગ સમન્વય સાધ્યો હતો. તે એકીસાથે લડવૈયો અને તત્ત્વજ્ઞાની હતો, તેની દૃષ્ટિમાં ચિંતન અને કદમ એકસૂત્રે સંકળાયેલાં હતાં. તે તત્ત્વજ્ઞાનના બોનાપાર્ત તરીકે જાણીતો હતો. પરંતુ તેના કાર્યના આરંભના ગાળામાં તેને તત્ત્વજ્ઞાનનો જેકોબીન ગણાવી શકાયો હોત. તે પોતાને ક્રાંતિકારી ફ્રાંસનો નાગરિક ગણાવવાનો અધિકાર મળવાની બાબતને સંમાન ગણતો હતો.

ફીખ્ટે કાંટથી નિરાળો હતો, તે કોઈ પણ રૂપની તડજોડ ન કરતો. તેના વિચારો અને કૃત્યોમાં પડકારનો અને "અપમાનકારક" લાગે એવી હિંમતનો રણકાર જોવા મળતો. તેનાં લખાણોમાં ગર્વીલી સ્વતંત્રતા, આઝાદી અંગેનો પ્રેમ, અને બહાદુરીભર્યું ગૌરવ ઓતપ્રોત રહેતાં. તેની શૈલી સ્પષ્ટ, ભવ્ય, અને હૃદયસ્પર્શી હતી. તેના તત્ત્વજ્ઞાનની મદદ વડે આખા યુગની ભાવનાને સંચાલિત કરવાનો તેનો નિખાલસ દાવો આપણને તેનામાં વરતાય છે. તેણે લખ્યું છે કે "તત્ત્વજ્ઞાન કંઈ

તર્કબાજી અને ઠાલાં સૂત્રોમાંની ખોળાખોળ નથી... એ તો ઊંડામાં ઊંડાં મૂળિયાં સહિત માનસનું રૂપાંતર, પુનર્જન્મ, અને નવીકરણ છે: નવા ઘટકની, અને તેમાંથી વખત જતાં નવી દુનિયાની, રોપણી છે."*

ફીખ્ટેએ નિષ્ક્રિય મનના સ્થાને માનવીય વ્યક્તિના સર્જનાત્મક કર્મની, સર્જનાત્મક કૃત્યની, સ્થાપના કરી હતી. તેનો મુખ્ય વિચાર એવો હતો કે માનવી પોતાનાં કર્મોમાં પોતાનું સર્જન કરે છે. એ વિચારોએ તરુણ હેગેલપંથીઓ ઉપર ભારે પ્રભાવ પાડ્યો હતો, અને માર્ક્સ વિદ્યાર્થી જીવનનાં વર્ષોમાં તેમની સાથે સંકળાયેલા હતા.

ફીખ્ટેના "કર્મના તત્ત્વજ્ઞાનમાં" બેશક દુનિયાનું આદર્શવાદી અર્થઘટન હતું, અને પ્રવૃત્તિ કેવળ માનસની જ પ્રવૃત્તિ હતી. માર્ક્સની બાબતમાં, ફીખ્ટેના વિચારોનું (અને બીજા ચિંતકોના વિચારોનું) "તર્કસંગત હાર્દ" પ્રવૃત્તિ અંગેના દ્વંદ્વવાદી-ભૌતિકવાદી સિદ્ધાંતમાં, દુનિયાને પલટાવી નાખવાનું ખરું સાધન બની રહેલા વૈજ્ઞાનિક સિદ્ધાંતના સર્જનમાં, ફૂટી નીકળે તે પહેલાં તેમને લાંબો પંથ કાપવાનો હતો.

કાંટ અને ફીખ્ટે બન્ને માનવતાવાદીઓ હતા, પરંતુ વ્યક્તિની આઝાદી અને જોમદાર વિકાસનો આદર્શ કાં તો દૂરના ભવિષ્યમાં ધકેલાઈ ગયો હતો (કાંટ) અથવા તેણે તરંગવાદી લક્ષણો ધારણ કરી લીધાં હતાં (ફીખ્ટે). તરુણ માર્ક્સે ૧૮૩૭માં લખેલા એક ટૂંકા વિનોદી કાવ્યમાં જોવા મળે છે કે જર્મન આદર્શવાદના પરંપરિત તત્ત્વજ્ઞાનથી તેમને સંતોષ કેમ નહોતો થયો:

---

* J. G. Fichte, *Werke*, Bd. 6, S. 415-16.

કાંટ ને ફીખ્ટે નીલ ગગનમાં વિહરે,
ખોજ કોઈ સુદૂર ભૂમિની કરે,
મારે તો ઊંડું ને અસલ ગોતવું તેમાં,
શેરીમાં જે મળે મને.*

તેમણે કાંટ અને ફીખ્ટે વિશે જે લખ્યું છે તે હેગેલને પણ બેશક લાગુ થાય છે. માર્ક્સ કેવળ "માનસના" ત્રિ-વિભાજનની જ નહિ પરંતુ "શેરીમાં", વાસ્તવિક જીવનમાં, જે કંઈ બની રહ્યું હોય તેનીયે સૈદ્ધાંતિક સમજણ મેળવવા તલસે છે.

વીતેલા વર્ષ અંગેના તેમના વિચારોનો સાર નીચે મુજબ તારવવામાં આવ્યો છે: "હું આદર્શવાદમાંથી, આડવાતમાં જણાવું તો જેને મેં કાંટ તથા ફીખ્ટેના આદર્શવાદ જોડે સરખાવ્યો હતો તથા તેમાંથી પોષણ આપ્યું હતું એ આદર્શવાદમાંથી, ખુદ વાસ્તવિકતાની અંદર વિચારની તલાશ કરવાના બિંદુએ પહોંચ્યો. દેવો અગાઉ પૃથ્વીથી ઊંચે રહેતા હતા, હવે તેઓ તેનું કેંદ્ર બની ગયા."**

અહીંયાં ભૌતિકવાદમાં સંક્રમણનો સવાલ જ નથી: એ તો હજી બહુ દૂરની વાત છે. "દેવોને" ઉથલાવી પાડવામાં નથી આવ્યા, ખાલી બીજી દુનિયામાંથી આ દુનિયામાં, "વસ્તુ નિજરૂપ"ની સ્થિતિમાંથી "વસ્તુ આપણ કાજે"ની સ્થિતિમાં, ખસેડવામાં આવ્યા છે. ખુદ વાસ્તવિકતાને દિવ્ય વિચારના કેવળ મંદિર તરીકે ઘોષિત કરવામાં આવી છે.

પરંતુ માર્ક્સ એ મંદિરમાં તેના કાયમી કેદી બની જવા માટે, અને ગોઠણભેર થઈને ભક્તિભાવે નિરપેક્ષ વિચારનું, હેગેલના તત્ત્વજ્ઞાનમાં છવાયેલા નિરપેક્ષ વિચારનું, મનન કરવા માટે, નહોતા દાખલ થયા. તે ચકાસણી કરવા માગતા હતા કે એ આત્મસંતોષી દેવતા ખરેખર એટલો "નિરપેક્ષ" છે કે નહિ, તેમની વેધક ટીકાના જોરદાર ફટકાઓ સામે ટકી શકે એમ છે કે નહિ.

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 577.
** Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 18.

## "સાદા શબ્દોમાં, હું દેવોની ટોળકીને ધિક્કારું છું"

ત્યારે પડકાર કરું છું
મોકળી વિશાળ દુનિયાને તુચ્છ ગણું છું.
કકળતી નીચે ધસતી વિરાટ વામણી,
નથી મુજ સુખને કચડી શકતી.
જાણે દેવનો કરું સામનો
ભમું એ પાયમાલ જગતમાં લઈને ગર્વ વિજયનો.
દરેક શબ્દ મારો કૃત્ય છે ને આગ છે,
અને ખુદ સર્જકનું હોય એવું મુજ હૃદય છે.

**કાર્લ માર્ક્સ** *

બર્લીનમાં વિદ્યાર્થી જીવનનાં વર્ષોમાં કાર્લ માર્ક્સની કેવળ દાર્શનિક નહિ પરંતુ રાજકીય ચેતનાના તીવ્ર વિકાસનો ગાળો પણ અંકિત હતો. આપણે જોઈ ગયા કે તેમને શાળાનાં વર્ષોમાં પણ પ્રત્યાઘાતી સર્વકંઈ તરફ સખત અણગમો હતો. બોનની યુનિવર્સિટીમાં તે યુવાન લેખકોના સાહિત્યિક વર્તુળમાં જોડાયા હતા. પોલીસ એ સંગઠનને શંકાની નજરે જોતી હતી. બોન યુનિવર્સિટી છોડતી વેળાના તેમના પ્રમાણપત્રમાં એવા મતલબની

* Marx, Engels, *Collected Works,* Vol. 1, p. 586.

નોંધ છે કે તે "પ્રતિબંધિત હથિયારો કોલોનમાં પહોંચાડતા હતા".*

માર્ક્સને બર્લીનમાં, પ્રશિયન રાજશાહીના પાટનગરમાં, દેશના રાજકીય જીવનની નાડીના ધબકારા વધારે તીવ્રતાથી અનુભવવાનો અવસર મળ્યો હતો, એ બાબતમાં શંકાની કોઈ શક્યતા નથી. તેમને ઉગ્ર વૃત્તિ ધરાવતા યુવાન લેખકોનો પરિચય થયો હતો, તે હાન્સ હેફ્ટેર જેવા ઉદારમતવાદી હેગેલપંથી પ્રોફેસરોનાં વ્યાખ્યાનો સાંભળવા જતા અને વિવાદાસ્પદ વૈજ્ઞાનિક, રાજકીય, તથા ધાર્મિક સવાલો અંગે વિદ્યાર્થીઓની ચર્ચાઓમાં ભાગ લેતા.

સાફ દેખાઈ આવે છે કે કાર્લે પોતાની રાજકીય સ્વરૂપની વધતી જતી શંકાઓ વિશે પિતાને જણાવ્યું હતું. હાઈનરીખ માર્ક્સ અમુક હદે તેમાં સહભાગી બન્યા હતા, પરંતુ પુત્રના મનમાં "અતિશય ઉદ્દામપંથી" વિચારો વિકસવાની શક્યતાનો જરાક સરખોયે અણસારો તેમને દહેશતમાં નાખી દેતો કારણ કે તેનું પરિણામ પુત્રની કારકિર્દીના અંતમાં જ આવે.

તેમણે ૧૮૩૬ના અંતમાં પુત્રને લખેલું કે "ધારાશાસ્ત્ર અંગેના તારા વિચારો તથ્ય વગરના નથી, પરંતુ તેમને પદ્ધતિ બનાવી દેવામાં આવે તો મોટો સંભવ છે કે તેઓ તોફાનો પેદા કરે, અને તને ખબર નથી કે વિદ્વાનોની અંદર તોફાનો કેવાં જોરદાર હોય છે? આ બાબતમાં જે કંઈ અન્યાયી હોય તેને જ તદ્દન હઠાવી દેવાનું જો શક્ય ન હોય તો, ઓછામાં ઓછું, રૂપ સમાધાનની દિશાનું તથા સ્વીકાર્ય હોવું જ જોઈએ."**

તોફાનો ટાળવાં, સમાધાન તથા સ્વીકાર્યતાની દિશાનું વલણ

* Marx, Engels, *Collected Works,* Vol. 1, p. 658.
** Marx, Engels, *Collected Works,* Vol. 1, p. 665.

લેવું, જે અન્યાય કરતું હોય તેને હઠાવી દેવું! એ સલાહ એવા તરુણને આપવામાં આવી હતી કે જેનામાં અણનમ લડવૈયાનો, ક્રાંતિકારી તોફાનોના ભાવિ "વિદ્યુત વાહક ઝ્યુસ"નો, આગ વરસાવતો મનોભાવ ક્યારનો વરતી શકાતો હતો.

પિતા અને પુત્ર વચ્ચે ગેરસમજણનો વિસ્તાર વધી રહ્યો હતો. તેમની વચ્ચે જાણે કાચની તખતી આવી ગઈ હોય એવી સ્થિતિ હતી: તેઓ એકબીજાની સામે હોઠ મલકાવવાનું ચાલુ રાખતા હતા, અને હજી સગપણની વધારેમાં વધારે ઉષ્માભરી લાગણીઓ થકી બંધાયેલા હતા, પરંતુ દરેક જે કંઈ કહેતો હોય તેને સાંભળવામાં તથા સમજવામાં મુશ્કેલી ક્યારની ઊભી થવા લાગી હતી. કાર્લ માર્ક્સના જે પત્રનો ઉલ્લેખ પુરોગામી પ્રકરણમાં કરવામાં આવ્યો છે એ એકરારના લાંબા પત્રનો પિતાએ પાડેલો પ્રતિભાવ અત્યંત નિર્દેશક છે.

આખા વર્ષ દરમિયાન માર્ક્સનું ગહન કાર્ય, વિદ્વત્તામય તથા કાવ્યાત્મક ખોજ, પિતાની બહાલીમાં નહિ પરંતુ ભારે ચીડ તથા ખીજમાં પરિણમ્યાં. તેમણે પુત્રની ઉપર આંસુમિશ્રિત નારાજીનો ધોધ વહાવી દીધો છે. હાઈનરીખ માર્ક્સને એવી લાગણી થાય છે કે જ્યારે પોતે કબર નજીક પહોંચી ગયેલ છે, તાજેતરમાં જ નાના પુત્ર એડુઆર્ડનું અવસાન થઈ ગયું છે, ત્યારે પરિવારની એકમાત્ર આશા બની રહેલો કાર્લ કુટુંબને કટુ નિરાશા સિવાય બીજું કંઈ નથી આપતો. તે નિરર્થક પ્રવૃત્તિઓમાં સમય, શક્તિ, અને તંદુરસ્તીની બરબાદી કરે છે, "જેને ગઈકાલે ઘડે છે તેને આજે ખતમ કરી નાખે છે", "ખુદ પોતાના કાર્યની" કદર નથી કરી જાણતો અને "બીજા લોકોના કાર્યને" આત્મસાત્ નથી કરતો, જેનો કશો ઉપયોગ નથી એવી અસ્પષ્ટ અમૂર્તતાઓમાં અને જે કશાં ફળો નથી ઉપજાવતી એવી "નિરર્થક તથા નિરુપયોગી" પંડિતાઈમાં પોતાની પ્રતિભાને વેડફી નાખે છે.

હાઈનરીખ માર્ક્સ પુત્રના જીવનની રીત વિશે તરંગોમાં ડૂબી જઈને હતાશ થઈ ગયા: "અવ્યવસ્થા, જ્ઞાનના બધા વિભાગોમાં ફૂગાળા આંટાફેરા, તેલના ગમગીન દીવા તળે ફૂગાળી ફિકરમંદી; બીયરના પ્યાલા અંગે ઘેલો બનવાને બદલે વણઓળેલું માથું લઈને અને વિદ્વાનનો જામો પહેરીને ઘેલછાભરી દોડાદોડી; અતડું અળગાપણું અને કોઈ જાતના શિષ્ટાચાર અંગે તથા પિતાના કોઈ જાતના ખ્યાલ અંગે પણ બેપરવાઈ. દુનિયા સાથે હળવામળવાની કલા કામના એવા ગંધારા ઓરડા પૂરતી જ મર્યાદિત કે જેમાં બેનમૂન અવ્યવસ્થાની બોલબાલા હોય અને જેનીના પ્રેમપત્રો તથા પિતાએ કદાચ આંસુ વહાવતાં વહાવતાં લખેલા શુભાશયી શિખામણોના પત્રો કદાચ હોકલી ખાલી કરવા માટે વપરાતા હોય..."*

વર્તમાનના સંબંધમાં એટલું. પરંતુ ભવિષ્યનું શું? કંગાલ કાતરિયામાં રહેતા "ઘેલછાભરી દોડાદોડી કરતા વિદ્વાન" સાથેનું જીવન જેની જેવી કન્યાને છાજતું ભવિષ્ય ગણાય ખરું! હાઈનરીખ માર્ક્સનું હૃદય એવા ખ્યાલને લીધે રક્ત ટપકાવવા લાગતું કે આટલા બધા અવ્યવહારુ પુત્રને હવે માતાપિતાના હાથ માર્ગદર્શન ન આપી શકતા હોય તો પછી તેનું ભવિષ્ય કેવું રહેશે. તેમણે પુત્રને આજીજી કરી કે તે "અનિષ્ટ ભૂતો"થી છુટકારો મેળવી લે અને સંજોગોના સંબંધમાં ગંભીર વ્યવહારુ વલણ અપનાવે. માતાપિતા અને મંગેતરના સંબંધમાં કાર્લનાં કર્તવ્યો અને ફરજોની યાદી તેમણે પુત્રને મોકલી. તેમને આશા હતી કે એ કર્તવ્યો તથા ફરજોનું પાલન થશે તો પુત્રને "સત્યનો

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 688.

માર્ગ" ફરી અપનાવવામાં મદદ મળશે, "અશિષ્ટ જુવાનિયો સુઘડ માનવ હસ્તીમાં તથા નિષેધક પ્રતિભા ખરા ચિંતકમાં પલટાઈ જશે, નિરંકુશ જુવાન માણસોનો નિરંકુશ સરદાર એવા માનવીમાં પલટાઈ જશે કે જે સમાજ માટે સુયોગ્ય હોય, બામ માછલીની જેમ વળ ન ખાવા જેટલું સ્વાભિમાન જાળવી રાખે, પરંતુ એવી લાગણી અનુભવવા જેટલી વ્યવહારુ બુદ્ધિ તથા કુનેહ ધરાવતો હોય કે પોતાને દુનિયા સમક્ષ એકદમ ખુશનુમા તથા એકદમ લાભદાયક રૂપમાં રજૂ કરવાની, આદર તથા પ્રેમ તેમ જ પ્રતિષ્ઠા બને એટલી ઝડપથી હાંસલ કરી લેવાની, અને કુદરત માતાએ વાસ્તવમાં છૂટે હાથે બક્ષેલી પ્રતિભાઓનો વ્યવહારુ ઉપયોગ કરવાની કલા, કેવળ નૈતિક વૃત્તિ ધરાવતા લોકો સાથેના સંબંધો મારફત જ, શીખી શકાય."*

પુત્રને તેમના આખરી શબ્દો એવા હતા. હાઈનરીખ માર્ક્સ ૧૮૩૯ના મે માસમાં તેમના અવસાન સુધી પથારીવશ રહ્યા હતા. ઑગ્યુસ્ટ કોર્ન્યુનું કથન ખરું છે કે હાઈનરીખ માર્ક્સનું અવસાન અકાળે થઈ જવાથી પિતા અને પુત્ર વચ્ચે આકરી ટક્કરનું નિવારણ થઈ ગયું હતું, અને માર્ક્સ પિતાનાં સુખદ સ્મરણો આખી જિંદગી જાળવી રાખી શક્યા હતા.**

માર્ક્સની માતા હેનરીએટ પુત્રની તંદુરસ્તી વિશે હંમેશાં ઊંડી ચિંતા બતાવતી, પરંતુ તેની માનસિક જહેમતો અંગે કશી સમજણ નહોતી ધરાવતી. તે ૧૮૬૩ સુધી જીવિત રહી હતી અને પુત્રને તદ્દન નિષ્ફળ થયેલો ગણતી હતી. તે કડવાશમાં કહેતી કે પુત્રે મૂડી વિશે પુસ્તક લખવાને બદલે થોડીક મૂડી હાંસલ કરી લીધી હોત તો વધારે સારું થયું હોત. તેની દૃષ્ટિએ એ વાત સાચી હતી કારણ કે માર્ક્સના પોતાના એકરાર મુજબ 'મૂડી'ના પ્રકાશનથી તેમને મળેલી આવક તો તેના લેખન દરમિયાન તેમણે ફૂંકી નાખેલી તમાકુનું ખર્ચ આવરી લેવા માટે પણ પૂરતી નહોતી. મૂડીવાદી કૂપમંડૂકિયાં ધોરણોના આધારે જોવામાં આવે તો તેમણે જે ધ્યેયને પોતાનું જીવન સમર્પણ કરી દીધું હતું એ ધ્યેય એકદમ બિન-નફાકારક હતું!

માતાપિતાનો આદર્શ, સમાજમાં હરતાફરતા અને પોતાના જ્ઞાનમાંથી વધારેમાં વધારે લાભ મેળવતા (બેશક, "સાર્વજનીન કલ્યાણ" માટે!) "આદરણીય" વિદ્વાનનો આદર્શ, માર્ક્સને વિદ્યાર્થી જીવનનાં વર્ષોમાં પણ તદ્દન પરાયો તથા અણગમતો લાગતો હતો. તેમને વ્યાખ્યાન ભવનમાં તથા જીવનમાં એવા કેટલા બધા "વિદ્વાનો" જોવા મળ્યા હતા! (તેમણે મૂડીના કેટલા બધા "પ્રમાણપત્રો ધરાવતા ખાંધિયાઓને" બરાબર છાજતો બદલો આપ્યો હતો!)

તરુણ માર્ક્સે જાણે "વિદ્વાનોની અંદરનાં તોફાનો" ટાળવાની માતાપિતાની આજીજીના જવાબમાં પોતાના એક કાવ્યમાં લખ્યું હતું:

ચેનથી કદી હું કરી ના શકું,
કરવા જેને દિલ મારું તલસે,
ઘડી નિરાંતની કદી માણી ના શકું,
વિના આરામ, બસ ધસવું મારે...

મારે કરવી જહેમત જીતવાની બધું,
ન્યામતમાં દેવો બક્ષે ઘણું બધું,

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 688.

** Auguste Cornu, *Karl Marx und Friedrich Engels, Leben und Werk*, Bd. 1, S. 103-04.

પામવું મારે જ્ઞાન તમામ ઊંડું ઊંડું,
ગીત ને કલામાં ઊતરવું ઊંડું...

એટલે બધું હોડમાં મૂકવું,
આરામ નહિ, કદી ન થાકવું,
ના રહેવું નીરસ ને ગમગીન સૂનકારમાં,
જોમદાર કદમ કે ઝંખના વગરના.
ચિંતાઘેરા આત્મનિરીક્ષણમાં નહિ,
પીડાની ધૂંસરીથી નમેલા મસ્તકે નહિ,
જેમાં તલસાટ અને સ્વપ્ન અને કર્મની મંછા
પૂરાં થાય ના, એવી હાલતમાં નહિ.*

માર્ક્સના કાવ્યાત્મક પ્રયોગો પરિપૂર્ણ તો કોઈ રીતે બેશક નહોતા, અને એ હકીકતને તરુણ કવિ પોતે બરાબર સમજતો હતો. તેમ છતાં, આ કાવ્યો અત્યંત રસપ્રદ છે કારણ કે તેમના માનસિક ઊભરાના દર્પણની કામગીરી બજાવે છે, જગતના સંબંધમાં તેમના વલણને, તેમના ગમા તથા અણગમાઓને, અને તેમની વિકસતી સામાજિક ચેતનાને પ્રતિબિંબિત કરે છે.

સામાન્ય રીતે કલા, અને ખાસ કરીને કવિતા, રાજકીય વાતાવરણની અંદરનાં પરિવર્તનોનો સંવેદનશીલ પ્રતિભાવ હંમેશાં પાડતી હોય છે અને સામાજિક ઊથલપાથલોના માપદંડની કામગીરી બજાવતી હોય છે, ખાસ તો એવા સંજોગોમાં કે જ્યારે રાજકીય કદમ બીજાં રૂપોમાં તત્કાળ પૂરતું અશક્ય બની ગયું

* Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 525-27.

હોય. જર્મનીમાં ૧૯મી સદીના ચોથા દાયકાના અંતમાં એવી હાલત હતી, "દરેક જાહેર હિલચાલ... વિલય પામી ગઈ હતી".* પરંતુ એ તો તોફાન પૂર્વેની શાંતિ હતી.

નવા પવનના પ્રથમ ઝપાટા ક્યારના વરતાવા લાગ્યા હતા. ૧૮૩૫થી યુવાન લેખકોનો અવાજ વધારે ને વધારે જોરથી રણકતો રહ્યો. તેઓ તરુણ જર્મની જૂથના સભ્યો હતા અને અખબારી તથા ધાર્મિક આઝાદીની તેમ જ બંધારણની માંગ ઉઠાવતા હતા. જર્મનીમાં હાઈનેના વ્યંગાત્મક સૂરો ક્યારના ગુંજી રહ્યા હતા, પ્લાટેન તથા ફ્રાઈલીગ્રાથનાં આઝાદીની ચાહના વ્યક્ત કરતાં કાવ્યો પ્રગટ થઈ રહ્યાં હતાં, અને ગેઓર્ગ હેર્વેઘની કાવ્યાત્મક કારકિર્દી શરૂ થઈ ચૂકી હતી. તેજસ્વી કાવ્યાત્મક પ્રજાનાયક અને સમીક્ષક લુડવિગ બેર્ને પરદેશમાંથી પ્રશિયન આપખુદશાહી ઉપર ગોળા વરસાવી રહ્યો હતો.

એટલે, કવિતામાં અસાધારણ રુચિ, એ ગાળામાં તરુણ માર્ક્સ તેમ જ તરુણ એંગેલ્સ બન્નેની બાબતમાં લાક્ષણિક રુચિ, સ્વાભાવિક જ હતી. તેમણે સર્જનાત્મક પ્રવૃત્તિનો આરંભ કવિઓ તરીકે કર્યો હતો: તેમનાં પ્રથમ પ્રકાશનો કાવ્યોનાં હતાં. માર્ક્સને ધંધાદારી લેખક બનવાની આશા લાંબા વખત સુધી રહી હતી.

તરુણ માર્ક્સના કાવ્યાત્મક પ્રયોગોમાં તોફાનની ધારણા અને વિદ્રોહી લાગણીઓ છલકાય છે. તેમાં આસપાસના જગત તરફનો સક્રિય અણગમો તથા તેને કરવામાં આવતો પડકાર સાફ વરતાય છે. તેમની કલ્પનાએ પારાવાર નિરંકુશ ઝનૂની ભાવાવેગો ઉત્પન્ન કર્યા, એવા કારુણ્યમય નાયકની અતિશયોક્ત આકૃતિ

* Frederick Engels, "The State of Germany". Marx, Engels, *Collected Works*, Vol. 6, p. 32.

પેદા કરી કે જે "જ્વાળાના ચક્રને વીંટળાયેલો" છે અને પોતાની ભુજાઓને આ દુનિયાની "ક્રૂર હસ્તી ફરતે" વીંટાળી દેવાનું તથા પોતાના "લંબાતા શાપ"વડે તેના ભુક્કા ઉડાવી દેવાનું સ્વપ્ન સેવે છે (કરુણાંતિક *Oulanem*).* "હું તલવાર છું. હું જ્વાળા છું!" એવા શબ્દો બોલી ઊઠનારા હાઈનેની જેમ માર્ક્સ તલસે છે કે તેમનો દરેક શબ્દ "કૃત્ય... ને આગ..." બની રહે.**

માનવીય ભવિતવ્યના ભેટાઓ કેવા અજબ હોય છે! ૧૯મી સદીના પાંચમા દાયકાના મધ્યમાં હાઈનેની માર્ક્સ જોડેની મુલાકાત તેના જીવનની મહાન ઘટના હતી, તેનાં કાવ્યાત્મક તીરો રાજકીય દૃષ્ટિએ વધારે ધારદાર બની ગયાં હતાં, અને એથી થોડાક સમય પહેલાં, ૧૯મી સદીના ચોથા દાયકાના ઉત્તરાર્ધમાં, હાઈનેની કવિતાના માર્ક્સને થયેલા પરિચયે માર્ક્સના પોતાના સર્જનાત્મક વિકાસમાં એટલી જ મહત્ત્વની ભૂમિકા ભજવી હતી.

૧૮૩૭માં જર્મનીમાં હાઈનેના નામના ઉલ્લેખ ઉપર પણ પ્રતિબંધ હોવા છતાં, એ વખત સુધીમાં ઓગણીસ વરસના માર્ક્સને હાઈનેની કૃતિઓનો પરિચય થઈ ચૂક્યો હતો, એ તો સાબિત થઈ ચૂકેલી હકીકત છે. માર્ક્સે પિતાને લખેલો જે પત્ર ઉપર ટાંકવામાં આવ્યો છે તેમાં તેમણે હદપાર કવિના *Frieden* નામે બદનામ કાવ્યની, "આત્માઓને ધોઈ નાખતા અને ચાને મોળી બનાવી દેતા" શ્પ્રેયે નદીના ગંદા પાણી વિશેના કાવ્યની, એક પંક્તિ જાણીજોઈને ટાંકી છે.***

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 599.
** Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 586.
*** Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 18.

જર્મન કવિતાનો વિદ્રોહી કવિ હાઈને એ સમયે નિ:શંક માર્ક્સના "દેવતાઓમાં" સામેલ હતો અને તેનું પ્રતિબિંબ તેમનાં કાવ્યોમાં પડયું હતું. એ કાવ્યોમાં હાઈનેની નવી રચનારીતિ વરતાય છે, માર્ક્સના "વિપ્લવી માનસ"ના વિસંવાદો જોડે પૂરેપૂરો મેળ ખાતા સંખ્યાબંધ લયાત્મક વિસંવાદો જોવા મળે છે. અને અત્યંત મહત્ત્વની વાત એ છે કે તેમાં રંગપ્રધાનતા અને અત્યંત "પાર્થિવ" વાસ્તવવાદના, આત્મીય ઊર્મિલતા અને નાગરિક ભાવનાના, મિશ્રણમાં સંકળાયેલો હાઈનેનો વ્યંગ વરતાય છે.

"મોકળી વિશાળ દુનિયાને" દરબારી અદામાં પડકાર કરતા માર્ક્સ હિસાબનવીસની નૈતિકતા અને મોટાં પેટના સદ્‌ગુણ ઉપર કટાક્ષ અને વ્યંગની તલવારના કેટલાક વધારાના જોરદાર ફટકા લગાવવાનું ભૂલતા નથી. એ સંબંધમાં તેમનાં વિનોદી કાવ્યો ખાસ રસપ્રદ છે, તેમાં તેમણે જર્મન કૂપમંડૂકતાની, જડ અને મૂરખ લોકોની, ઠેકડી ઉડાડી છે.

લોકો જર્મન, નિરાંતે ખુરશીમાં, બેસી રહેતા,
જડ ને મૂરખ, આવતું એને, જોઈ રહેતા.
ગાજે છે તોફાન, ઘડીક પાસે ને ઘડીક આઘેરું,
આકાશે જમઘટ વાદળોનો, લાગે બિહામણું ને ઘેરું.
વીજળી ફૂંફાડા મારતી, સાપો અદૃશ્ય જાણે,
મનમાં લોકોના, ફેર કશો ના આણે.
કિંતુ કિરણ સૂરજનાં કરે સલામ,
પવન લહેરાય ધીરે, શમે તોફાન,
ત્યારે સળવળે ને ધાંધલ કરે, લોકો કમાલ!

કરવા તરંગવિહાર તરસે,
પામવા તાગ પૂરો તલસે,
દેવોના એ કામને બહુ ખોટું માને,
ભલે હોય મઝાના, કરવા ટોળ શાને!
કરવા તપાસ પૂરી, રીતસર આની,
ઘસવી મૂંડી પહેલાં, પછી પગની પાની.
કરે વર્તન એવું, નાના બાળ સમું,
મરેલા ને વીતેલાને, બધે ખોળવાનું;
વર્તમાનને તમે, બરાબર સમજી લો,
સ્વર્ગ અને પૃથ્વીને, મારગે એમના જવા દો,
એ તો ગયાં છે સદા, એમના મારગે,
હળવાં પછડાય છે મોજાં, ખડકાળ કિનારે.*

માર્ક્સ કૂપમંડૂકના આત્મસંતોષની ઠેકડી ઉડાડે છે. કૂપમંડૂકને ખબર નથી હોતી કે માણસની પૈસાની થેલી સાચવીને રાખેલી હોય તો તે મનમાં ખુશ થયા વગર કેવી રીતે રહી શકે. માર્ક્સે હાસ્યરસની *Scorpion and Felix* નામે નવલકથામાં "અસલ જર્મન કુળનું", "એકદમ ખ્રિસ્તી કુટુંબનું", વ્યંગચિત્ર આલેખ્યું છે. તેમાં તેમણે પ્રત્યાઘાતી વ્યક્તિઓની તેમ જ ઉદારમતવાદ સામે લડનારાઓની હાંસી ઉડાડી છે. માર્ક્સની પરિપક્વ કૃતિઓમાં લાક્ષણિક બની રહેલી તેજસ્વી ચતુરાઈના ચમકારા તેમાં જોવા મળે છે. તેમણે વિધાન કર્યું છે કે જે કંઈ મહાન હોય તેનું વિરોધી કશુંક પણ હોય છે અને તે મહાનને હાંકી કાઢે છે: વિરાટને વામન, પ્રતિભાવાન વ્યક્તિને સંકુચિત માનસ ધરાવતો કૂપમંડૂક, શૂરવીર સીઝરને ડોળ કરતો ઓક્ટેવિયાનુસ, સમ્રાટ નેપોલિયનને મૂડીવાદી રાજા લુઈ ફીલીપ, તત્ત્વજ્ઞાની કાંટને દરબારી શૂરો ક્રુગ, કવિ શીલેરને સલાહકાર રાઉપાખ, અને લેઈબનિત્સના સ્વર્ગને વોલ્ફનો શાળા-વર્ગ. એવી જ રીતે સમુદ્રના દરેક તોફાનમાં કાદવની પૂર્વધારણા હોય છે.*

આગળ જતાં 'લુઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર' નામે કૃતિમાં માર્ક્સ પોતે તરુણાવસ્થામાં સર્જેલા વ્યંગાત્મક કલ્પનનો ફરી ઉપયોગ કરે છે: "હેગેલે ક્યાંક જણાવ્યું છે કે વિશ્વ ઈતિહાસમાં મોટા મહત્ત્વની તમામ હકીકતો અને વ્યક્તિઓ જાણે બે વાર આવતી હોય છે. તે આટલું ઉમેરવાનું ભૂલી ગયો: પહેલી વાર કરુણ ઘટના તરીકે અને બીજી વાર ફારસ તરીકે. દાંતોનના સ્થાને કોસિદિયેર, રોબેસપ્યેરના સ્થાને લુઈ બ્લાં, ૧૭૯૩થી ૧૭૯૫ના મોંતાનના સ્થાને ૧૮૪૮થી ૧૮૫૧નું મોંતાન, કાકાના સ્થાને ભત્રીજો. અને અઢારમી બ્રૂમેરની બીજી આવૃત્તિ જોડે સંકળાયેલા સંજોગોમાં પણ એવું જ ઠઠ્ઠાચિત્ર બને છે!"**

---

* Karl Marx, "Epigrams". Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 575-76.

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 628.

** કાર્લ માર્ક્સ, 'લુઈ બોનાપાર્તની અઢારમી બ્રૂમેર', કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સની 'ચૂંટેલી કૃતિઓ', ગ્રંથ ૧, મોસ્કો, ૧૯૮૨, પૃષ્ઠ ૧૩૦.

માર્ક્સે અહીંયાં ફ્રેંચ ક્રાંતિના મહાન નેતાઓ દાંતોન અને રોબેસપ્યેરની વ્યંગાત્મક સરખામણી અધકચરા નિમ્ન-મૂડીવાદી રાજકારણીઓ કોસિદિયેર તથા લુઈ બ્લાં સાથે કરી છે, એ રાજકારણીઓએ ૧૮૪૮ની ક્રાંતિમાં આગેવાનીની ભૂમિકા ભજવવાની કોશિશ કરી હતી.

કૂપમંડૂક હંમેશાં મૂળ કરતાં ઠઠ્ઠાચિત્રને વધારે પસંદ કરે છે. તે તોફાનથી ડરે છે પરંતુ તોફાન પછી બાકી રહેતા કાદવમાં તેને બહુ મઝાનું લાગે છે. તે ફરી વાર બધું "રીતસર" કરી દેવાની, આખા તોફાનને પુસ્તકમાં સમાવી દેવાની, કોશિશ કરે છે, અને પુસ્તક માટે ગ્રાહક ગોતી કાઢવાનું સહેલું હોય છે. તરુણ માર્ક્સ પોતાનાં વિનોદી કાવ્યોમાં એ વિષયને સતત ગૂંથતા રહ્યા છે.

એક વારની વાત છે,
જર્મનોએ પછાડયા પગ લાકડાના ખરેખર,
વિજય લોકોનો, નીવડયો બહેતર.
જ્યારે થયું બધું પૂરું, અને પડયું થાળે,
ત્યારે લખેલું ચોરે ને ચૌટે, સૌ લોક ભાળે:
"અજબગજબની ન્યામતો મળશે તમને —
મળશે ત્રણ પગ સૌને, બેને બદલે!"
પડી ગયા ગભરાટમાં બહુ,
ડૂબી ગયા ઘેરા ગમમાં સહુ.
"એકાએક બની ગયું, વધારે પડતું.
હવે આચરણ સરખું, કરવું રહ્યું.
બહેતર છે પુસ્તક લખવાનું,
વિના મુશ્કેલીએ ઘરાક ગોતવાનું".*

તરુણ માર્ક્સે એ કૃતિઓમાં પોતાની રાજકીય લાગણીઓને વહેતી મૂકી છે: પ્રત્યાઘાતને સાંખી ન લેવાની વૃત્તિ, ક્રાંતિકારી તોફાન તથા જનતાના વિજયની ધારણા, રાજકીય કાયરતા અને ઉદાસીનતાની ટીકા, જીવનમાં નહિ પરંતુ પુસ્તકોની અંદર ક્રાંતિ આણવાની જર્મનોની અદ્ભુત શક્તિ તરફ વ્યંગભર્યું વલણ.

ફ્રાંઝ મેહરીંગની વાત બરાબર નથી કે અધિષ્ઠાત્રી દેવીઓએ માર્ક્સના પારણામાં મૂકેલી મોંઘેરી બક્ષીસોમાં લયાત્મક વાણીની બક્ષીસ સામેલ નહોતી. માર્ક્સનાં ઘણાં કાવ્યો નકલિયાં છે અને લેખકની પોતાની મુલવણી મુજબ ફેલાયેલાં તથા અસ્પષ્ટ છે, તેમ છતાં તેમાં "સુદૂરના પરીમહેલની જેમ" ચળકતા કવિતાના કણો મોજૂદ છે. એ કણો "મને વહાલી, સદા પ્યારી, જેનીને" સમર્પિત ઊર્મિલ કાવ્યોમાં તેમ જ વ્યંગાત્મક પદ્યમાં ખાસ જોવા મળે છે, એ પદ્યમાં તેમનું પ્રખર ચિંતન અને કોપની લાગણી વરતાઈ આવે છે. તેમના આરંભના કાવ્યાત્મક પ્રયોગોમાં શીલેરની ભાવુક રંગદર્શિતાનો પ્રભાવ જોઈ શકાય છે, અને ત્યાર પછીના પદ્યમાં ગેટેની અને ખાસ કરીને હાઈનેની છાપ છે.

માર્ક્સ દેવળના પાદરીઓના, કૂપમંડૂકના માનસિક માર્ગદર્શકોના, દંભી ઉપદેશો ઉપર વેધક વ્યંગ મારફત પ્રહારો કરે છે. તેમણે લૂથેરાન પાદરી પુસ્ટકુખેન વિશે કેટલાંય વિનોદી કાવ્યો લખ્યાં છે. એ પાદરીએ ૧૯મી સદીના ત્રીજા દાયકામાં ગેટેની *Wilhelm Meister* નામે કૃતિનું હલકટ પ્રતિકાવ્ય લખ્યું હતું અને એ મહાન જર્મન કવિ ઉપર "અનૈતિક આચરણનો" આક્ષેપ મૂક્યો હતો.

પાદરી પુસ્ટકુખેને વફાદાર શ્રદ્ધાળુ ઘેટાં માટે દેવળના રસોડામાં પોતાના ઠાલા ઉપદેશોનાં ઢેબરાં રાંધવાં જોઈએ. પરંતુ "વામનોને" ઘણી વાર સ્વપ્રતિષ્ઠાના ઉન્માદનો રોગ હોય છે, તેઓ "વિરાટના" સમોવડિયા બનવાની વ્યર્થ કોશિશો કરે છે.

---

* Karl Marx, "Epigrams". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 577.

તેના જબરજસ્ત બૂટ ઉપર ચોંટેલા કાદવને જ જોઈ શકે છે. પછી "વામનો તોછડાઈથી મોટપનું પ્રદર્શન કરવા લાગે છે, "વિરાટની" ખૂબીઓને ખામીઓ તરીકે ગણાવે છે, અને તેની અંદર એવાં લક્ષણોની કમી જુએ છે કે જેમને તેઓ, "વામનો", પોતાની અંદર મૂલ્યવાન લક્ષણો તરીકે ગણતા હોય છે. તેમને શા કારણે માનમોભો આપવામાં આવે છે? માર્ક્સ પુસ્ટકુખેનનો વ્યંગાત્મક ઉલ્લેખ કરીને, તેને માનસિક સાદાઈ ધરાવતા બહુ નિષ્ઠાવાન માણસ તરીકે ગણાવીને, લખે છે કે ખરેખર, ગેટેએ એક પણ ઉપદેશ ન લખ્યો હોવા છતાં, તેનું મૂલ્ય આટલું બધું ઊંચું કેવી રીતે આંકી શકાય? તેણે લૂથરના મતનો અભ્યાસ કરવો જોઈતો હતો અને તેને વિશે કાવ્યો લખવાં જોઈતાં હતાં, પરંતુ તેણે તો એમ કરવાને બદલે માત્ર પ્રકૃતિનું પરીક્ષણ કર્યું હતું.

ગેટે બાનુઓને ગભરાટમાં નાખી શકે,
મોટેરી બાઈઓ માટે માફક નથી ગેટે.
કુદરતને સમજ્યો ખરો, પણ એમાં જ છે જડ ઝઘડાની,
એણે કરી ના કુદરતમાંથી, તારવણી નીતિપાઠની.
કરી લીધો હોત, મત લૂથરનો મોઢે,
ને ઘડી હોત એમાંથી કવિતા, એવું એને શોભે.
હતા વિચારો એના સુંદર, ભલે ક્યારેક કઢંગા,
પણ ભૂલી ગયો કહેવાનું, "પ્રભુએ સર્જેલા".

અને તેનાં લખાણોમાં ઉપયોગી થાય એવું શું છે? આખર તો "ગણિતના દાખલામાંયે, મૂંઝાઈ ગયેલી મતિ એની"!

આ મંછા બહુ અજબ છે,
ગેટેને ઊંચે ને ઊંચે લઈ જવો છે
વાસ્તવમાં પહોંચ એની, હતી કેટલી નીચી—
ઘડીને ઉપદેશ આપણને, દીધેલો એણે કદી?
ખેડૂત અને શિક્ષકને, સમજાવું એવો,
ગેટેમાં મુદ્દો મને, એક તો બતાવો.
ઈશ્વરની છાપ ધરાવતી, એની છે પ્રતિભા એવી,
કે ગણિતના દાખલામાંયે, મૂંઝાઈ ગયેલી મતિ એની.*

અને *Faust*ની બાબતમાં? પાપો કેવી રીતે માણસને શયતાન પાસે દોરી જાય છે, અને કેવી રીતે માણસે પોતાના આત્માને ઉગારવાની કોશિશ કરવી જોઈએ, તેની બોધપ્રદ કહાણી માટે એ વિષય કેટલો સરસ સાબિત થાય! પરંતુ ગેટેએ બધું ખોટી રીતે બતાવ્યું છે. તેના ફાઉસ્ટે "ઈશ્વર તથા જગત વિશે શંકા ઉઠાવવાની ધૃષ્ટતા કરી હતી" અને "મૂરખ જુવાન ગ્રેખેને એનો અંતરાત્મા એને ડંખે એવું ન કર્યું, એને જણાવી ન દીધું કે એ શયતાનનો શિકાર બની ગયો છે, અને ક્યામતનો દિવસ બહુ નજીક આવી ગયો છે, તેણે એમ કરવાને બદલે તેની ઉપર હેતપ્રીત વરસાવી."

સાંભળો વાત ફાઉસ્ટની, પૂરી પ્રમાણિત કથા જણાવું,
કવિની કહાણીને તો ભાઈ, વિકૃત બહુ ગણાવું.
ફાઉસ્ટ હતો કરજમાં ડૂબેલો,
બદફેલ ને લતે જુગારની ચડેલો.
ઉપરથી ન આવી, એને મદદ કશી,
કરી મંછા અંતની એણે, ઝૂકીને શરમથી.

---

* Karl Marx, "Epigrams". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 579.

પણ મનમાં એના, ગઈ ભરાઈ લાગણી ઘેરી,
દોજખની બીકની, અને હતાશાની પીડા કેરી.
પછી એ ગયો ડૂબી, ઊંડા મનનમાં,
જ્ઞાન, કૃત્ય, જીવન, મૃત્યુ, અને નરકના.
અને કીધું ઘણું, એ બાબતો વિશે,
ઘેરી ઘેરી ને બહુ ભેદભરી રીતે.
કવિ શું ના જણાવી શક્યો હોત કે
કરજો દોરે માનવીને શયતાન કને.
થાય ધારણા એવી કે શાખ જે ગુમાવે,
ઉગારોયે સદાને માટે, ખચીત ગુમાવે.*

શીલેરની વાત જુદી છે. "તે માને છે એમ, શીલેરે 'બાઈબલ'નો અભ્યાસ થોડોક વધારે કર્યો હોત તો તે થોડોક ઓછો કંટાળાજનક બન્યો હોત."**

ગેટેની મહાનતા પુસ્ટકુખેન છાપના "વામનોને" નારાજ કરી દે છે, તેમની ધર્મનિષ્ઠાને ધક્કો પહોંચાડે છે, એટલે તેઓ તેને ખુશીથી "ટૂંકો" કરી નાખે, ઓછામાં ઓછો તેના માથા જેટલો તો ખરો જ.

પુસ્ટકુખેનોની કંગાલ રૂઢિચુસ્ત દુનિયાની ટીકાનો અર્થ એવા માણસોને તૈયાર કરનારી રૂઢ ધર્મનિષ્ઠાની ટીકાનો પણ હતો, અને તે અનિવાર્ય રીતે ખુદ ધર્મને પડકારવામાં પરિણમતી.

---

* Karl Marx, "Epigrams". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 579.

** Karl Marx, "Epigrams". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 578.

માર્ક્સે ૧૮૩૭નાં પોતાનાં વિનોદી કાવ્યોમાં પાદરીઓની આક્રમક જડતાની સામે જંગ જાહેર કરીને સાથોસાથ ખુદ "ટાઢા દેવ" સામે પણ, મોટામાં મોટા દંભી તથા ઊંચામાં ઊંચા જુલમગાર સામે પણ, જંગ જાહેર કર્યો હતો.

ધર્મ સાથેનો સંબંધ પૂરેપૂરો અને અંતિમ રૂપમાં તોડી નાખ્યા વગર મૂડીવાદી કૂપમંડૂકિયા વિશ્વ દૃષ્ટિકોણ સાથેનો સંબંધ તોડી નાખવાનું શક્ય નહોતું. ધર્મની સુસંગત અને નિષ્ઠુર ટીકા આદર્શવાદી ધોરણોના આધારે અશક્ય હતી, તેનું મૂળ પણ વાસ્તવિકતાની ટીકામાં હતું. કાર્લ માર્ક્સે અપનાવેલા પંથની અનિવાર્ય તર્કશૃંખલા એવી હતી.

૧૯મી સદીના ચોથા દાયકાના અંતમાં, તેમના વધારેમાં વધારે ગાઢ મિત્રોની જેમ, 'ડૉક્ટરોની ક્લબ'ના તરુણ હેગેલપંથીઓની જેમ, તેમનું ધ્યાન પણ મુખ્યત્વે ધર્મની ટીકાની દિશામાં વળ્યું હતું. ધર્મની ઉપર દાર્શનિક હુમલાની શરૂઆત ડેવિડ શ્ટ્રાઉસના *Das Leben Jesu* નામે પુસ્તકથી થઈ હતી. ૧૮૩૫માં પ્રગટ થયેલા એ પુસ્તકમાં સુવાર્તા ધર્મગ્રંથોની "દિવ્ય અમોઘતા"નું ખંડન કરવામાં આવ્યું હતું. 'ડૉક્ટરોની ક્લબ'માં માર્ક્સના વધારેમાં વધારે ગાઢ મિત્રોમાંના એક બ્રુનો બાઉએરે તો એથીયે આગળ વધીને જણાવ્યું હતું કે ચારેય સુવાર્તા ધર્મગ્રંથોમાં ઐતિહાસિક સત્યનો એક અંશ પણ નથી.

એ જ સમયે લુડવિગ ફ્રાયરબાખે *Hallische Jahrbücher* સામયિકમાં લેખો લખીને ધર્મ તથા તત્ત્વજ્ઞાનની એકતા વિશેનાં હેગેલપંથી વિધાનોની ટીકા શરૂ કરી. તેણે એ ટીકા એવાં ધોરણોએથી કરી હતી કે જે તેને ઝડપથી ભૌતિકવાદ તરફ દોરી ગયાં.

માર્ક્સના બીજા એક જૂના મિત્ર ફ્રેડરિક કોપ્પેને ૧૮મી સદીના ફ્રેંચ તથા જર્મન પ્રબોધની પરંપરાઓ ફરી સ્થાપવાની

લડત ચલાવી હતી. કોપ્પેને ૧૮૪૦માં પ્રકાશિત એક પુસ્તિકા 'મારા મિત્ર ત્રીરના વતની કાર્લ માર્ક્સને' અર્પણ કરી હતી.

માર્ક્સ 'ડૉક્ટરોની કલબ'ના સૌથી તરુણ સભ્ય હતા. તેમ છતાં, તેમણે થોડા વખતમાં જ પ્રોફેસરો તથા સહાયક પ્રોફેસરોની વચ્ચે સ્થાન મેળવી લીધું હતું. એ લોકોએ તેમની અસાધારણ બુદ્ધિપ્રભા અને ચિંતનની મૌલિક શક્તિ તથા સ્વતંત્રતા પારખી લીધી હતી, અને તેઓ તેમની માનસિક રુચિઓના અસાધારણ વ્યાપની, મૂલ્યાંકનમાં હિંમતની, તેમ જ વિનોદવૃત્તિની કદર કર્યા વગર રહી શક્યા નહિ. બ્રૂનો બાઉએર એ વખતે સહાયક પ્રોફેસર બની ચૂક્યો હતો, તરુણ હેગેલપંથી આંદોલનનો સર્વમાન્ય આગેવાન હતો. તેણે બોનથી વિદ્યાર્થી માર્ક્સને તેમની પ્રતિભા બદલ આદરભર્યા મૈત્રીભાવી પત્રો લખ્યા હતા. તેણે જણાવ્યું હતું કે 'ડૉક્ટરોની કલબ'ની "બૌદ્ધિક ઉત્સુકતા"* સાથે સરખાવી શકાય એવું બીજું કંઈ નથી, અને તેણે માર્ક્સ સમક્ષ એકરાર કર્યો હતો કે "હું બર્લીનમાં તમારી જોડે રસ્તો ઓળંગતી વેળા જેટલું હસેલો એટલું" અગાઉ ક્યારેય નહોતો હસ્યો.**

તરુણ હેગેલપંથીઓ ધર્મની સામે જે લડત લડી રહ્યા હતા તેમાં માર્ક્સ સક્રિય ભાગ લેતા હતા. તેમણે ધર્મશાસ્ત્રના પ્રોફેસરોમાંના એકની વિરુદ્ધ વિવાદાત્મક પુસ્તિકા પણ લખી હતી, પરંતુ તેને પ્રગટ નહોતી કરી. તેમ છતાં, તેમના વિચારો કશી નિશાની બાકી રાખ્યા વગર અદૃશ્ય થઈ ગયા હોય એમ

* Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 235.

** Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 236.

નહોતું: તેમના મોટેરા સહયોગીઓએ એ વિચારોને અપનાવીને વિકસાવ્યા હતા. એ હકીકત કોપ્પેને માર્ક્સને સંબોધિત પત્રમાં કરેલા એકરારમાં જોવા મળે છે: કોપ્પેને ૧૮૪૧માં પોતાના જ સંબંધમાં મજાક કરતાં લખ્યું હતું કે કાર્લ માર્ક્સ બોન જતા રહ્યા ત્યાર પછી પોતે આખરે માર્ક્સ પાસેથી લીધેલા નહિ પરંતુ "કેટલાક મારા પોતાના, સમજો કે સ્વતંત્ર રીતે ઘડી કાઢેલા, વિચારો" ધરાવતો હતો. કોપ્પેને જણાવ્યું છે કે બ્રૂનો બાઉએરે *Hallische Jahrbücher* સામયિકમાં લખેલા ઉત્કૃષ્ટ લેખની બાબતમાં તે પણ માર્ક્સના વિચારો બદલ તેમનો ઋણી હતો. તેણે પત્રમાં લખ્યું છે: "જુઓ, તમે ચિંતનનો ભંડાર છો, કાર્યઘર છો, અથવા બર્લીનવાસીની જેમ કહીએ તો વિચારોનું આખલા-મસ્તક છો."*

માર્ક્સ વિદ્યાર્થી જીવનનાં વર્ષોમાં જ બૌદ્ધિક પ્રવૃત્તિનું વલણ ધરાવતા તરુણ લોકોની અંદર વર્ચસ્વી પ્રભાવકનું સ્થાન લઈ ચૂક્યા હતા. તે ઉદ્દામ હેગેલપંથીઓથીયે અત્યંત ઉદ્દામ દિશાનું ધોરણ ધરાવતા હતા, અને તેમના મિત્રો પણ તેમને "મરણિયો ક્રાંતિકારી" ગણતા હતા.**

એ સમયે સવાલ હજી બેશક સૈદ્ધાંતિક ક્રાંતિનો હતો, સૌપ્રથમ તો ધર્મના સંબંધમાં "ક્રાંતિકારી" વલણનો હતો. એ સંબંધમાં માર્ક્સ ખરેખર બાઉએર, કોપ્પેન, અને મંડળીથી સારી પેઠે આગળ નીકળી ગયા હતા. તે વિદ્યાર્થી જીવનનાં છેલ્લાં ત્રણ વર્ષો દરમિયાન ધાર્મિક દંભની સામે વિરોધ જાહેર કરવાની

* Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 257.

** Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 262.

કક્ષામાંથી ધર્મને જ ઉઘાડી રીતે નકારી કાઢવાની કક્ષા સુધી આગળ ધપી ગયા હતા. તરુણ હેગેલપંથી ગેઓર્ગ યુંગે ૧૮૪૧માં આર્નોલ્ડ રુગેને લખ્યું હતું કે માર્ક્સના કથન મુજબ ખ્રિસ્તી ધર્મ "અનૈતિક" છે અને તે, બાઉએર, તથા ફાયરબાખ ઘરડા પરમેશ્વરને આકાશમાંથી બહાર ફગાવી દઈને અદાલતમાં પેશ કરી દેશે.*

માર્ક્સ ઈશ્વરને આકાશમાંથી ફગાવી દેવાની, ધર્મના દેવોને ઉથલાવી પાડવાની, તૈયારીઓમાં ટેકા માટે છેક ૧૮૩૮ જેટલા વહેલા સમયે પુરાતનતાના મહાન નિરીશ્વરવાદીઓ તરફ, એપીક્યુરસ તથા લુક્રેટિયસ કારુસ તરફ, વળ્યા હતા. તેમણે દેવોને કરેલા હિંમતભર્યા પડકારે માર્ક્સને એ સમયે પોતાની શોધપ્રવૃત્તિ દરમિયાન ખૂબ આકર્ષ્યા હતા, અને "ધર્મની સખત ગાંઠોથી માનવીઓનાં માનસોને મુક્ત કરાવવાની"** તથા એ રીતે "ઈશ્વરના દાસને" ઊંચા આકાશે પહોંચાડી દેવાની તેમની જહેમતો જોડે માર્ક્સ પૂરા સહમત હતા.

તેમણે ડૉક્ટરની ડિગ્રીના સંબંધમાં લખેલા સંશોધન નિબંધમાં "ગ્રીક પ્રબોધના મહાનતમ પ્રતિનિધિ" એપીક્યુરસ વિશે લુક્રેટિયસની તેજસ્વી પંક્તિઓ ટાંકી હતી.

Humana ante oculos foede cum vita iaceret
In terris oppressa gravi sub religione...

---

* Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 261-62.

** Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 468.

Primum Graius homo mortalis tollere contra.
Est olulos ausus primusque obsistere contra,
Quem neque fama deum nec fulmina nec minitanti
Murmure compressit caelum...
Quare religio pedibus subiecta vicissim
Obteritur, nos exaequat victoria caelo.*

૧૯મી સદીના ચોથા દાયકાના અંતમાં જર્મનીમાં ધર્મની બાબતમાં એપીક્યુરસના યુગ અને "તોફાન તથા આક્રમણ"ના યુગ વચ્ચે ઘણું સામ્ય છે. પ્રાચીન ગ્રીસમાં ધર્મ ઉપર એપીક્યુરસે તેમ જ બીજા લોકોએ પ્રહારો કર્યા હતા, પરંતુ બીજા લોકોએ કાયરતાભરી તથા અસંગત રીતે પ્રહારો કર્યા હતા. દાખલા તરીકે, સ્ટોઈકોએ, બરાબર તરુણ હેગેલપંથીઓની જેમ જ, પ્રાચીન ધર્મને પોતાની તરંગી ઢબે ફેરફાર કરીને અનુકૂળ બનાવી લીધો

---

* Karl Marx, "Difference Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 73.

જ્યારે માનવ જીવન તમામ માનવીઓની નજર સામે ધૂળમાં આળોટતું હતું, ધર્મના કારમા બોજા તળે ભોંયે ચંપાઈ ગયું હતું... ત્યારે પહેલી જ વાર ગ્રીસના એક માનવીએ મુકાબલો કરવા મર્ત્ય આંખો ઊંચી કરી અને ટટ્ટાર ખડો રહીને પડકાર ઝીલી લીધો. ઈશ્વર વિશેની કથાકહાણીઓએ કે વીજળીના ઝબકારાએ તથા આકાશના ઘૂરકતા જોખમે તેને કચડી ન નાખ્યો... એટલે પછી ધર્મ તેના પગ તળે કચડાયેલો પડયો છે, અને તેના વિજયે આપણને ઊંચી કક્ષાએ ચડાવીને સ્વર્ગો જોડે સમાન સ્તરે મૂકી દીધા છે.—સં.

હતો. માર્ક્સે એપીક્યુરસની પ્રશંસા કરી હતી કારણ કે તેણે છૂટછાટ નહોતી આપી, "ચતુરાઈ" કે "ચાલાકી" નહોતી બતાવી, પરંતુ "ઉઘાડા નિરીશ્વરવાદી" જેવું વર્તન કર્યું હતું અને "તેના (દુનિયાના) ધર્મ ઉપર સીધા પ્રહારો કર્યા હતા", એ રીતે ઘણી સદીઓ સુધી ચાલુ રહેલું દેવળના પાદરીઓનું ભાંડણ વહોરી લીધું હતું.*

જર્મનીમાં ખુદ હેગેલ સહિત ઘણા ધાર્મિક તત્ત્વજ્ઞાનીઓ મહાન ગ્રીક પરમાણુવાદીઓના ઉલ્લેખો તુચ્છકારથી કરતા હતા. તરુણ માર્ક્સ એ સમયે હેગેલપંથીઓના ગાઢ સંપર્કમાં હતા, પરંતુ હેગેલની અધિકારિતા તેમને પીછેહઠ ન કરાવી શકી, તેમની દૃષ્ટિમાં સત્યની અધિકારિતા બીજી કોઈ ગણતરીઓથી હંમેશાં વધારે મહત્ત્વની રહી હતી. વિજ્ઞાનના આત્મસંતોષી દેવો તથા દેવપ્રતિમાઓને તેમ જ ખુદ પોતાના જ વિચારોની નાભિનું ભક્તિભાવે મનન કરનારા માનસિક "બ્રાહ્મણો"ને નીચે ફગાવી દેનારો એ માનવી માત્ર એક જ દેવને, સત્યને, પૂજતો હતો.

માર્ક્સે પોતાના સંશોધન નિબંધના આમુખમાં જણાવ્યું હતું કે હેગેલનો "તરંગી" અભિગમ એ "વિરાટ ચિંતકને" એપીક્યુરસપંથી, સ્ટોઇક, તથા સ્કેપ્ટીક પદ્ધતિઓનું ભારે મહત્ત્વ, ગ્રીક તત્ત્વજ્ઞાનના ઇતિહાસના અને સામાન્ય રીતે ગ્રીક માનસના સંબંધમાં ભારે મહત્ત્વ, સ્વીકારી લેવામાં અવરોધતો હતો.**

---

* Marx, Engels, "The German Ideology", *Collected Works*, Vol. 5, p. 142.

** Karl Marx, "Difference Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol.1, p. 30.

વધુમાં, તત્ત્વજ્ઞાનને ધર્મના મંચ સામે આણી દેનાર પ્લુટાર્કની વાત કરતી વેળા માર્ક્સે હકીકતમાં હેગેલની સાથે, અથવા ખરું જોતાં તેના સમર્થકોની મવાળ પાંખ સાથે, વાદવિવાદ કર્યો છે.

હેગેલની બાબતમાં ઉલ્લેખ કરીએ કે માર્ક્સે "ઈશ્વરના અસ્તિત્વની સાબિતીઓ"ના સંબંધમાં તેની ટીકા પણ કરી છે. કાંટે એ "સાબિતીઓનું" ખંડન ક્યારનું કરી દીધું છે. પરંતુ હેગેલે તેમને ઊંધી કરી નાખી છે, એટલે કે તેમને સાચી ઠરાવવાના આશયે નકારી છે. માર્ક્સે વ્યંગમાં ટકોર કરી છે કે "જે અસીલોને બચાવ પક્ષનો વકીલ પોતે મારી નાખે તો જ ગુનેગાર સાબિત થવાની હાલતમાંથી ઉગારી શકે, એ તે વળી કેવી જાતના અસીલો ગણાય?"*

માર્ક્સે બતાવ્યું છે કે "ઈશ્વરના અસ્તિત્વની સાબિતીઓ" હકીકતમાં સર્વોપરી માનવીય ચેતનાના અસ્તિત્વની સાબિતીઓ છે, અને એટલે "ઈશ્વરના બિન-અસ્તિત્વની" સાબિતીઓ છે. વાસ્તવમાં, એક "સાબિતી" તો એવી છે કે પ્રકૃતિ સુરચિત છે—એટલે ઈશ્વર અસ્તિત્વમાં છે. પરંતુ પ્રકૃતિની "તર્કસંગત" સંઘટના તો એથી ઊલટું સાબિત કરે છે કે ઈશ્વર ફાલતુ છે, ઈશ્વરની જરૂર નથી.

"ઈશ્વરના અસ્તિત્વની" ખરી "સાબિતીઓ"માં તો આમ હોવું જોઈએ: "પ્રકૃતિની રચના ખરાબ છે, એટલે ઈશ્વર અસ્તિત્વમાં છે", "જગતમાં તર્ક જેવું કંઈ નથી, એટલે ઈશ્વર અસ્તિત્વમાં, છે", "ચિંતન જેવું કંઈ નથી, એટલે ઈશ્વર અસ્તિત્વમાં છે".

---

* Karl Marx, "Difference Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 103.

"પરંતુ તેમાં નીચેની વાત સિવાય બીજું શું કહેવામાં આવ્યું છે? — કે **જેને જગત તર્ક વગરનું દેખાતું હોય... તેને માટે ઈશ્વર અસ્તિત્વમાં છે, અથવા તર્કનો અભાવ ઈશ્વરનું અસ્તિત્વ છે.**"*

એ જમાનામાં એવો નિષ્કર્ષ બહુ હિંમતભર્યો હતો.

માર્ક્સે દૃઢતાથી માનવીય આત્મ-ચેતનાને "સર્વોચ્ચ દિવ્યતા" તરીકે ઘોષિત કરી હતી, અને જણાવ્યું હતું કે "તે પોતાની પડખે બીજી કોઈ દિવ્યતાને નહિ રહેવા દે". "સાદા શબ્દોમાં, હું દેવોની ટોળકીને ધિક્કારું છું" — પ્રોમીથીયસના એવા હિંમતભર્યા એકરારને તેમણે "બધા આકાશી તથા પાર્થિવ દેવોની વિરુદ્ધ" વાળી દીધો હતો. એ હિંમતભર્યું નિવેદન કેવળ ધર્મ-વિરોધી જ નહિ પરંતુ રાજકીય રૂપલક્ષણો પણ ધરાવતું હતું.

માર્ક્સે વિદ્યાર્થી જીવનની વિદાય લેતી વેળા "બિચારાં ઘેલાં સસલાંને", હયાત સત્તાના કંગાલ ખાંધિયાઓને, સભાન પડકાર કર્યો હતો. માર્ક્સે એસખીલસના પ્રોમીથીયસની સાથે, ઝ્યુસના ચાકર હર્મીસે જંજીરોમાં જકડાયેલા વિદ્રોહીને "ડહાપણથી કામ લેવા" તથા તાબે થઈ જવા સમજાવવાની કોશિશ કરી ત્યારે તેને તુચ્છકારથી નકારી કાઢનારા પ્રોમીથીયસની સાથે, તેમની સામે ઘોષણા કરી હતી:

સાફ સમજી લો, કમનસીબીની હાલતના બદલામાં,
ગુલામી તમારી નહિ કરું, કદી નહિ.

---

* Karl Marx, "Difference Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 105.

પિતા ઝ્યુસનો વફાદાર છોકરો બનવા કરતાં,
આ શિલાનો ચાકર બની રહું, એ જ બહેતર છે.*

માર્ક્સનું અતિશય "ઉદ્દામપંથી" ધોરણ જોઈને "બિચારાં ઘેલાં સસલાં" ખરેખર ડઘાઈ ગયાં હતાં. આર્નોલ્ડ રુગેએ માર્ક્સના જહાલ વલણ વિશે લખ્યું છે. સિદ્ધાંતના ત્રાસવાદની હાકલ કરનારો બાઉએર પણ માર્ક્સનો પડકાર સાંભળીને ગભરાઈ ગયો હતો, અને તેણે સંશોધન નિબંધના સાહસી આમુખને હળવું બનાવી દેવા માર્ક્સને સમજાવ્યા હતા, સૂચન કર્યું હતું કે માર્ક્સ પ્રત્યાઘાતી પ્રધાન આઈખહોર્નની માફી માગે, અને સંઘર્ષમાં સાવચેતી રાખવાની તથા સરકારની ઉપર પ્રહારો ન કરવાની સલાહ આપી હતી.

પરંતુ એવી સલાહ માની લેવાનું માર્ક્સના સ્વભાવમાં જ નહોતું, પછી તે ભલે ગમે તેના તરફથી — પિતા કે મિત્રો તરફથી — આવી હોય. તેમણે આકાશી તેમ જ પાર્થિવ દેવોને પડકાર કર્યા પછી માત્ર એટલા પૂરતા જ સીમિત રહેવાની કોશિશ કોઈ રીતે નહોતી કરી. માર્ક્સ એક વાર સંઘર્ષનો પંથ અપનાવી લીધા પછી આખર સુધી લડી લેવા તૈયાર હતા, અને તેમના નિકટના પરિચિતોમાંથી કોઈ ધારણા નહોતું કરી શક્યું કે તે એ સંઘર્ષમાં કેટલે દૂર સુધી જશે.

તરુણ એંગેલ્સે ૧૮૪૧ના અંતમાં લખેલા "નિષ્ઠાનો વિજય" નામે વ્યંગાત્મક પરાક્રમ કાવ્યમાં માર્ક્સના અણનમ લડાયક મિજાજનું

---

* Karl Marx, "Difference Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 31.

સરસ વર્ણન આપ્યું છે. તેમણે આરંભમાં બ્રુનો બાઉએરનું ચિત્રણ કર્યું છે:

લીલા કોટમાં ખલનાયક લંબુ ગરજે છે,
ખંધા ચહેરા પાછળ, ઓલાદ દોજખની નજરે પડે છે,
ઝંડો અદ્ધર લહેરાવે છે, અને ઊંચે ગોળાકારમાં અરધા,
બાઇબલ કેરી તોછડી એની ટીકાના ઊડે છે તણખા.

પછી માર્ક્સ આવે છે:

કોણ પછી આવે દોડીને બેકાબૂ ભાવાવેગમાં?
જાણ **ત્રીરનો** ઘેરા વાને, જાણીતા **રાક્ષસી દેખાવમાં**.
ન મારે કૂદકા કે ઠેકડા, ધસે છે ફાળ ભરીને,
ગરજે છે. જાણે ખેંચી લેશે નીચે ઝટ ઝાલીને,
પૃથ્વી ઉપર ઊંચેરા આકાશના વિશાળ તંબુને,
લંબાવે આકાશમાં હાથ એના પહોળા કરીને.*

ભવિષ્યે બતાવ્યું કે માર્ક્સ અને બ્રુનો બાઉએરના પંથો, તેઓ ૧૮૪૧માં ધર્મની ટીકાના સંબંધમાં ભેગા મળીને કાર્ય કરતા હતા ત્યારે એકસરખી દિશામાં વળેલા પંથો, આગળ જતાં એકદમ નોખા પડી ગયા. વર્ષોના વહેણ સાથે, બાઉએરનો સૈદ્ધાંતિક "ત્રાસવાદ" વધારે ને વધારે પ્રમાણમાં સરકારને વફાદાર બનતો ગયો, અને પછી તેના બરાબર તાર્કિક પરિણામ રૂપે બીસ્માર્કના, જર્મન સામાજિક-લોકશાહીવાદીઓની વિરુદ્ધ મૂડીવાદી ત્રાસની આણની આગેવાની કરનારા બીસ્માર્કના, અત્યંત વફાદાર સમર્થનમાં પલટાઈ ગયો.

---

* Marx, Engels, *Collected Works*, Vol. 2, Moscow, 1975, p. 336.

માર્ક્સ ધર્મની ટીકાની બાબતમાં ૧૮૪૩ સુધીમાં તો ક્યારના બાઉએરથી આગળ નીકળી ગયા હતા. તેમણે *Deutsch-Französische Jahrbücher* સામયિકમાં પ્રગટ થયેલા પોતાના લેખોમાં બતાવી આપ્યું હતું કે ધર્મની મૂળગામી ટીકા માટે ધર્મનું દાર્શનિક ખંડન પૂરતું થાય એમ નથી. આપણે ઊંચે વાદળોમાં અટવાતા હોઈએ તો "આકાશના તંબુને નીચે ખેંચી લેવાનું" શક્ય ન જ બને. તેને માટે નીચે પૃથ્વી ઉપર જ રહેવું પડે. ધર્મનાં મૂળિયાં અસલ તો "પાર્થિવ" જ હોય છે. ધાર્મિક સાધારણતામાં સામાજિક સંબંધોની ખરી સાધારણતાની અભિવ્યક્તિ હોય છે. એ સંબંધો જ તેને પેદા કરતા હોય છે.

પરમ શ્રેષ્ઠ તત્ત્વની સામે "ઈશ્વરના દાસો"નું નમ્ર રાંક આચરણ તો સમાજમાં માનવીની ગુલામીભરી, પીડિત, પરાધીન સ્થિતિનું ખાલી ખોટું પ્રતિબિંબ જ છે, એવી હકીકતનું પ્રતિબિંબ છે કે સામાજિક સંબંધો હજી સાચેસાચા માનવતામય નથી બન્યા.

"ધર્મ એવા માનવીની આત્મ-ચેતના તથા આત્મ-પ્રતિષ્ઠા છે કે જેણે કાં તો પોતાની હસ્તીને હજી ઓળખી જ નથી અથવા ક્યારની ફરી ખોઈ દીધી છે."* તે એવા અમાનુષી જગતની પેદાશ છે કે જ્યાં માનવી પોતાનાથી વેગળાં પરિબળો થકી શાસિત છે.

"અવળું જગત" "અવળા" વિશ્વ દૃષ્ટિકોણને પેદા કરે છે. આંસુઓની ખીણમાં અટવાતો, "જેણે પોતાની હસ્તીને

---

* Karl Marx, "A Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 175.

હજી ઓળખી જ નથી" એવો, માનવી મરણોત્તર જીવનનાં ભ્રામક સ્વપ્નોમાંથી આશ્વાસન મેળવવાની કોશિશ કરે છે. તે પૃથ્વી ઉપર દુખી હોય છે એટલે સ્વર્ગના પરમસુખ વિશેના ઉપદેશો વડે પોતાના મનને હિંમત બંધાવે છે.

પોતાની મુક્તિ માટેના તથા પ્રકૃતિ સામેના સંઘર્ષમાં કમજોરી અને લાચારી અનુભવતો માનવી ઈશ્વરમાં સત્તા અને સર્વશક્તિમત્તાનું આરોપણ કરે છે. માનવી પોતાના કંગાલ અસ્તિત્વનું વળતર ઈશ્વરમાં ખોળે છે. એટલે જ એ સમયનો ધર્મ "હૃદય વગરના જગતનું હૃદય" અને "ભાવના વગરના સંજોગોની ભાવના" અંકિત કરે છે એટલું જ નહિ પરંતુ આ જગત અને આ સંજોગો સામે વિરોધ પણ અંકિત કરે છે.

પરંતુ એ વિરોધ નિષ્ક્રિય છે. તે કેવળ "પીડિત જીવનો નિસાસો" છે, ગરીબી (સામાજિક તથા વ્યક્તિગત) દિવ્યનો વિરોધ કરતું કશુંક નથી પરંતુ તેનું અનિવાર્ય લક્ષણ છે. એક બીજાને પેદા તથા નિર્ધારિત કરે છે.

ધર્મની સામે મૂળગામી સંઘર્ષમાં "એવી દુનિયાની" સામે સંઘર્ષની પૂર્વધારણા છે કે "જેમાં ધર્મ માનસિક સુવાસ બની રહેતો હોય છે". એ સંઘર્ષ સ્વત્વાર્પણનાં બધાં રૂપોથી માનવીની મુક્તિનો, તેના પુરજોસ વિકાસનો, સંઘર્ષ હોય છે.

બ્રૂનો બાઉએર, અને લુડવિગ ફાયરબાખ પણ, ધર્મની ટીકા સુધી પહોંચીને અટકી ગયા હતા, પરંતુ "ધર્મની ટીકા તો સમગ્ર ટીકાની ભૂમિકા છે".*

---

* Karl Marx, "A Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 175.

ફાયરબાખનું ધોરણ એવું હતું કે માનવી માટે માનવી પોતે જ સર્વોચ્ચ હસ્તી છે, અને માર્ક્સે તેમાંથી તર્કસંગત નિષ્કર્ષ તારવ્યો કે જેમાં માનવી અવનત, ગુલામ, તરછોડાયેલો, અને ધૃણાસ્પદ હોય એ **બધા સંજોગોને** ઉથલાવી પાડવા જોઈએ. એ સંબંધોનું વર્ણન એક ફ્રાંસવાસીના શબ્દોથી બહેતર કોઈ રીતે થઈ ન શકે. કૂતરાંને લગતો કર દાખલ કરવાની યોજના ઘડવામાં આવી ત્યારે તે બોલી ઊઠેલો: "બિચારાં કૂતરાં! તમને માનવ હસ્તીઓ જેવાં ગણવા માગે છે!"*

માર્ક્સે ડૉકટરની ડિગ્રી અંગેના સંશોધન નિબંધમાં દેવોને કરેલા હિંમતભર્યા પડકારનાં પરિણામો બતાવવાના આશયે અમે થોડાક વધારે આગળ નીકળી ગયા છીએ. માર્ક્સે નિબંધમાં એવો નિષ્કર્ષ તારવ્યો હતો કે "તર્કનો અભાવ ઈશ્વરનું અસ્તિત્વ છે", ત્યાંથી "તર્ક વગરના" જગતના ક્રાંતિકારી રૂપાંતરની આવશ્યકતા અંગેના નિષ્કર્ષ સુધીનું અંતર એક જ ડગલાનું છે. પરંતુ એ ડગલું જ ઉદ્દામ તરુણ હેગેલપંથીને ક્રાંતિકારીથી નોખો પાડતું હતું.

ધર્મની ટીકા તો તરુણ માર્ક્સના વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણના વિકાસની દિશાઓમાંની માત્ર એકને જ અંકિત કરતી હતી. તેમના વિદ્યાર્થી જીવનનાં અંતિમ વર્ષોમાં તેમની મુખ્ય રુચિ તત્ત્વજ્ઞાન સંબંધી હતી. ધર્મના સંબંધમાં માર્ક્સના ટીકાત્મક વલણનું નિર્ધારણ મોટે ભાગે તેમના દાર્શનિક વિકાસના આધારે થયું હતું.

---

* Karl Marx, "A Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 182.

૫

## "તત્ત્વજ્ઞાન વગર આગળ વધી શકાય નહિ"

દાર્શનિક પરીક્ષણ માટે પ્રથમ આવશ્યકતા
હિંમતવાન મુક્ત માનસની છે.

**કાર્લ માર્ક્સ** *

માર્ક્સના ડૉક્ટરની ડિગ્રી અંગેના સંશોધન નિબંધની તૈયારીની નોટબુકોમાંથી લેવામાં આવેલા તેમના ઉપરોક્ત નિવેદનના અર્થનું વિવરણ કરવું જોઈએ કારણ કે હિંમતવાન મુક્ત માનસ માટે, અર્થાત્ સ્વતંત્ર સૈદ્ધાંતિક ચિંતન માટે, દાર્શનિક તાલીમ એટલા જ આવશ્યક આધારના સ્થાને હોય છે. તેનું ઉત્તમ ઉદાહરણ માર્ક્સ પોતે જ છે.

આપણે ક્યારના જોઈ ગયા કે ધારાશાસ્ત્રના ક્ષેત્રમાં સ્વતંત્ર સૈદ્ધાંતિક અભ્યાસનો પંથ અપનાવતાં જ તેમના ધ્યાનમાં આવી ગયું કે તેને માટે પોતે દાર્શનિક દૃષ્ટિએ પૂરી સાધનસામગ્રી નથી ધરાવતા. તેમને સમજાઈ ગયું કે જેમાં સૈદ્ધાંતિક ચિંતન આગળ ધપવા અને વિકસતા વિષયનું વફાદાર પુનર્નિર્માણ કરવા શક્તિમાન

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 469.

બને એ સામાન્ય રૂપોની ઉસ્તાદી હાંસલ કરી લીધા વગર પોતે સિદ્ધાંતના વાસ્તવિક ક્ષેત્રમાં કોઈ રીતે આગળ ન વધી શકે.

હેગેલની જાણીતી અભિવ્યક્તિનો ઉપયોગ કરીએ તો મીનરવાનું ઘુવડ—ડહાપણનું પ્રતીક—સંધ્યા સમયે, જીવનના સૂર્યાસ્તની વેળાએ, બધી રોજિંદી બાબતો પતી ગઈ હોય ત્યારે, ઊડી નીકળે છે, અને ચિંતન આત્મ-ચેતનાનાં શિખરો સુધી ધસી જાય છે, ત્યાં સર્વોચ્ચ ક્ષેત્રોમાં, ભાવનાના નિદ્રામય જગતથી ઊંચે, નીરવ ઉડાન કરે છે.

એ કલ્પનનો અર્થ એવો ઘટાવી શકાય કે તત્ત્વજ્ઞાનના અભ્યાસનું કામ તો જીવનના અનુભવ થકી શાણા બની ગયેલા ઘરડા માણસોનું છે. પરંતુ વાત એમ નથી.

એમ કહી શકાય કે પરિપક્વતાના પંથે આગળ ધપતા તરુણ માનસનું ઘડતર કરતી માનવીય સંસ્કૃતિની વિશાળ પ્રયોગશાળામાં બે ક્ષેત્રો અસાધારણ ભૂમિકા ભજવતાં હોય છે. એ ક્ષેત્રો કલા અને તત્ત્વજ્ઞાનનાં હોય છે.

ભૌતિકવિજ્ઞાનની જાણકારી વગર ગણિતવિજ્ઞાનનો અભ્યાસ કરી શકાય (જોકે એ રીત ઉત્તમ નથી), સામગ્રીઓના પ્રતિકાર વિશે અભ્યાસ કરવાની તકલીફ લીધા વગર તબીબ બની શકાય, અને ખગોળવિજ્ઞાનના કશા ખ્યાલ વગર યાંત્રિક સાધનોની રચના કરી શકાય, પરંતુ કલા અને તત્ત્વજ્ઞાનની જાણકારી વગર સંસ્કારી વ્યક્તિ ન બની શકાય. હું એથીયે વધારે સ્પષ્ટ રજૂઆત કરીશ : તેમના વગર પ્રવૃત્તિના કોઈ પણ વાસ્તવિક ક્ષેત્રમાં ખરેખરું સર્જનાત્મક કશું સિદ્ધ ન કરી શકાય.

એ નિવેદન થોડુંઘણું અજબ લાગે એવું છે. આપણી સમક્ષ પૃથ્વીની સભ્યતા છે, પુરોગામી પેઢીઓ તેમ જ આજે જીવતી પેઢીની મહેનતોનું સફળ છે. શહેરો છે— તેમને બાંધકામ

કરનારાઓ તથા સ્થાપતિઓએ ખડાં કર્યાં હતાં. નહેરો છે, પુલો છે, અને રસ્તાઓ છે—તેમાં કામદારો અને એંજીનિયરોની મહેનત અંકિત છે. કારખાનાં છે, યંત્રો છે, ધમણ ભઠ્ઠીઓ છે, યંત્ર-ઓજારો છે, મોટરગાડીઓ અને ટ્રકો છે, વિમાનો છે, રૉકેટો છે—એ બધું વિજ્ઞાનીઓ, ડિઝાઈનરો, ટેક્નીશ્યનો, તથા કામદારોનાં ક્રિયાશીલ માનસો તથા સખત મહેનતની પેદાશને અંકિત કરે છે. પાક ઊગી રહ્યા છે—તેમને ખેતીવિજ્ઞાનીઓ તથા ખેડૂતોએ ઉગાડયા છે. એ બધું માનવજાતિને ગર્વ અને ખુશીની લાગણી બક્ષે છે. એ બધું માનવ જીવનના કેંદ્ર અને હાર્દના સ્થાને છે. પરંતુ એ સર્વમાં આપણને તત્ત્વજ્ઞાનીઓની જહેમતો ક્યાં જોવા મળે છે?

તત્ત્વજ્ઞાનનો અમલી ઉપયોગ શું છે? એ શું ઠાલા હાથ લઈને દુનિયામાં નથી આવતું? તેની સ્થિતિ વિનિયોજિત વિજ્ઞાનોથી નિરાળી છે, તેનાં પરિણામો નવાં યંત્રોમાં કે વધારે કાર્યક્ષમ ટેક્નોલોજીકલ પ્રક્રિયાઓમાં મૂર્ત નથી થતાં. તે ઊર્જાની જોરદાર સરવાણીઓ નથી શોધી કાઢતું, અને કૃત્રિમ સામગ્રીઓ અથવા નવી ઔષધીય વસ્તુઓનું સર્જન નથી કરતું.

સાફ જણાઈ આવે છે કે પ્રકૃતિ વિજ્ઞાનો માટે ઉપયોગમાં લેવાતા માપદંડોથી નિરાળા માપદંડો તત્ત્વજ્ઞાનને લાગુ કરવા જોઈએ. ઉપયોગિતાવાદી વલણ જેવી રીતે સમજો કે કલાકૃતિઓના સામાજિક મર્મની મુલવણીમાં અસ્વીકાર્ય છે એવી જ રીતે તત્ત્વજ્ઞાનની બાબતમાં પણ અસ્વીકાર્ય છે.

કલા આપણને ઉમદાઈ અને કેળવણી બક્ષે છે, રસાત્મક આનંદ આપે છે, ચાહતાં અને ધિક્કારતાં તેમ જ દુનિયાને રંગો તથા કલ્પનોમાં નીરખતાં શીખવે છે. એ વાત સાચી છે. કલા અને તત્ત્વજ્ઞાન વચ્ચે સામ્ય છે. કલા આપણી લાગણીઓને કેળવે છે, જગતના સંબંધમાં આપણી રસલક્ષી પરખને વિકસાવે છે, અને તત્ત્વજ્ઞાન (તેની મહત્ત્વની બીજી કામગીરીઓ ઉપરાંત) બુદ્ધિને, સૈદ્ધાંતિક ચિંતનની શક્તિને, કેળવે છે. કલા આપણને સુંદરતાની સમજણ મેળવતાં શીખવે છે, અને તત્ત્વજ્ઞાન આપણને દ્વંદ્વાત્મક સ્તરે વિચાર કરતાં શીખવે છે.

કલાનો અભ્યાસ ચિંતનના રસલક્ષી પાસાને, તરંગચિત્રો ઉપજાવી કાઢવાની તેમ જ અણધારી કડીઓ તથા સાહચર્યો શોધી કાઢવાની તેની શક્તિને, વિકસાવે છે, અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ આપણી વિચાર કરવાની તથા સર્વોચ્ચ કક્ષાની સામાન્ય તારવણીઓ કરવાની શક્તિને, વિભાવનાઓની દ્વંદ્વાત્મક લચીલાઈ સાધવાની શક્તિને, વિકસાવે છે, વસ્તુને નિરંતર પલટાતા સંબંધોની બહુમુખી પદ્ધતિઓની દુનિયાથી અળગી નહિ પરંતુ તેના એક ભાગ તરીકે નીરખતાં આપણને શીખવે છે.

તત્ત્વજ્ઞાન વ્યક્તિની માનસિક સમૃદ્ધિમાં અસાધારણ ભૂમિકા ભજવે છે, ભલે માત્ર એવી હકીકતને કારણે કે, આલંકારિક ભાષામાં કહેતાં, માનવીના સૈદ્ધાંતિક વિકાસનું સત્ત્વ જ જ્ઞાનની અગાઉની પ્રગતિનાં પરિણામોને સમન્વિત કરતું હોય છે.

તત્ત્વજ્ઞાન એકદમ દૂરના પર્વતોનાં હિમાચ્છાદિત શિખરો જ નથી, જ્ઞાનના પથરાળા માર્ગોએ સફર ખેડતો થાકેલો મુસાફર અંતે જ્યાં પહોંચતો હોય છે એ શિખરો જ માત્ર નથી. તત્ત્વજ્ઞાન તો "પર્વતારોહણનો સરંજામ" પણ છે, તે મુસાફરને હિંમતભરી ધારણાઓની લગભગ સીધી કરાડોમાં પગ ટેકવવામાં, એક પરિઘટનાને બીજી પરિઘટનાથી નોખી પાડતી ખાઈ ઉપર સામ્યો તથા સામાન્ય તારવણીઓનો સેતુ બાંધવામાં, ઊંચે દોરી જતી અને બીજા કોઈએ ન પારખેલી પટ્ટીને પારખી કાઢવામાં, મદદ કરે છે, તેને નીચાણભૂમિમાં આનુભવિક રઝળપાટના લલચામણા

પંથની, જે બહુ બહુ તો આગળ લઈ જાય છે પરંતુ ઊંચે નથી લઈ જતો એવા પંથની, મર્યાદિત શક્યતાઓ સમજી લેવામાં મદદ કરે છે.

બીજા શબ્દોમાં કહીએ તો તત્ત્વજ્ઞાનનો અભ્યાસ જ્ઞાનને તેના પરિપૂર્ણ તથા સમૃદ્ધ બનાવવામાં આવેલા રૂપમાં કેવળ આત્મસાત્ કરી લેવાની વાત જ નથી પરંતુ બુદ્ધિનો પ્રયોગ પણ છે. અને તરુણાવસ્થા સૈદ્ધાંતિક ચિંતનની શક્તિ કેળવવા માટે ઉત્તમ સમય હોય છે. માર્ક્સે ડૉક્ટરની ડિગ્રી માટેના સંશોધન નિબંધની તૈયારી કરતી વેળા એપીક્યુરસના નીચેના વાક્યની નકલ ઉતારી લીધી હતી: "જે યુવાન છે તે તત્ત્વજ્ઞાનના પ્રયોગમાં ઢીલ ન કરે."*

કેવળ કૂપમંડૂકના અણઘડ માનસને જ તત્ત્વજ્ઞાન નકામા ધંધા તરીકે દેખાતું હોય છે. તત્ત્વજ્ઞાનના સંબંધમાં કૂપમંડૂકિયા વલણની સરખામણી સોક્રેટીસના, "જગતના બિંબ તથા ગુરુના" (માર્ક્સ), સંબંધમાં તેની પત્નીના, અમર ક્સાનથીપ્પેના, વલણ સાથે કરી શકાય. ક્સાનથીપ્પે પતિને "નકામી વાતો" ખાતર ઘરસંસારના સંબંધમાં બેપરવાઈ બદલ અને કુટુંબની સમૃદ્ધિના સંબંધમાં નફકરાઈ બદલ ભાંડતાં અને શાબ્દિક અર્થમાં તેની ઉપર કાદવ ફેંકતાં કદી થાકતી નહિ. તેને એવી હકીકતથી ઝાળ ચડી જતી કે સોક્રેટીસથી ઓછા કાબેલ અને ઓછા બાહોશ પતિઓ ઊંચાં પદો, માનમોભા, તથા ધનદોલત મેળવી લેતા હતા, પરંતુ તેનો સોક્રેટીસ ઉઘાડે પગે તથા થીગડાં મારેલું ખમીસ પહેરીને

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 488.

ફરતો રહેતો, અને તેના વિદ્યાર્થીઓ તરફથી ભણતરના બદલામાં રજૂ કરવામાં આવતા સાધારણ વળતરને પણ નકારી દેતો.

મૂર્ત વિજ્ઞાનો તથા કલાઓથી નિરાળું તત્ત્વજ્ઞાન માનવીને વિચાર કરતાં શીખવવાનું ખાસ લક્ષ્ય ધરાવતું હોય છે, એ હકીકત માનવીય "સામાન્ય બુદ્ધિને" ખૂબી તરીકે નથી દેખાતી. એથી ઊલટું, કૂપમંડૂક તેને વધારે તો ખામી તરીકે ગણવાનું વલણ ધરાવતો હોય છે કારણ કે તેને સૈદ્ધાંતિક ચિંતનનો કશો ઉપયોગ નથી હોતો. તેની નજરમાં એવું ચિંતન માણસને ચક્રમ, "આ દુનિયાનો નહિ એવો", બનાવી દેતું હોય છે.

માર્ક્સે સંશોધન નિબંધને લગતી નોટબુકોમાં લખ્યું છે કે માનવીય સામાન્ય બુદ્ધિની "માન્યતા મુજબ તે તત્ત્વજ્ઞાનીઓના વિરોધમાં પોતાની એકદમ મૂર્ખાઈભરી નમાલી તથા ચવાઈ ગયેલી બાબતોને અજ્ઞાત પ્રદેશ તરીકે રજૂ કરવાનો હક ધરાવતી હોય છે. તે ઈંડાંને છેડાના આધારે ખડાં રાખતી વેળા પોતાને કોલંબસ ગણતી હોય છે."*

કૂપમંડૂક માનતો હોય છે કે તત્ત્વજ્ઞાનના પ્રયોગથી વધારે સહેલું બીજું કંઈ નથી હોતું, અને તે "છીછરી જગ્યાઓમાં ઊંડી ફિલસૂફી", જેનો અર્થ નૈતિક ઉપદેશ તથા દુનિયાની દરેક બાબત વિશે નિરર્થક ગપાટાનો જ હોય છે એ ફિલસૂફી, ડહોળતો હોય છે.

તત્ત્વજ્ઞાનના સંબંધમાં "સામાન્ય બુદ્ધિ" ઉપર આધારિત વલણ સાધારણ રીતે બહુ બહુ તો અમુક સંખ્યામાં દાર્શનિક

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 444.

વિભાવનાઓ શીખી લેવાનું, તથા જેવી રીતે ભૌતિકવિજ્ઞાનમાં અથવા ગણિતવિજ્ઞનમાં નિયમો તથા સૂત્રો મોઢે કરી લેવામાં આવતાં હોય છે એવી જ રીતે નિયમો તથા પ્રવર્ગો મોઢે કરી લેવાનું, હોય છે. પરંતુ એવું "જ્ઞાન" તો ઉચ્ચતર ગણિતના ક્ષેત્રમાં સંશોધન માટે ગુણાકારનાં કોષ્ટકોની જાણકારી જેટલી ઉપયોગી હોય છે તેનાથીયે ઓછું ઉપયોગી હોય છે.

ચોક્સાઈભર્યાં વિજ્ઞાનોનો આરંભ એવા બિંદુએ થાય છે કે જ્યાં નિશ્ચિત, નિર્વિવાદ, અને આનુભવિક રીતે સાબિત થઈ ગયેલાં તથ્યોનો સવાલ હોય છે. તત્ત્વજ્ઞાન એવા બિંદુએ પૂરું થાય છે કે જ્યાં તે અંતિમ કક્ષાએ અંતિમ સત્યો ઘોષિત કરવાની કોશિશ કરે છે.

કોઈ પણ એક જ દાર્શનિક પદ્ધતિનાં તૈયાર પરિણામોનો અભ્યાસ કરી લેવાથી સૈદ્ધાંતિક રીતે ચિંતન કરતાં ન શીખી શકાય. તત્ત્વજ્ઞાનના સમગ્ર ઈતિહાસનો અભ્યાસ, અમૂર્ત રૂપોમાં માનવીય ચિંતનની પ્રગતિના ઈતિહાસ તરીકે, કરવાનું આવશ્યક હોય છે.

લેનિને લખ્યું છે કે સમગ્ર રૂપમાં હેગેલના *Logic*નો સર્વાંગી અભ્યાસ કર્યા વગર અને તેને બરાબર સમજી લીધા વગર માર્ક્સ રચિત 'મૂડી' કૃતિને સમજવાનું અશક્ય છે. પરંતુ એવી જ રીતે શેલીંગ, ફીખ્ટે, કાંટ, લેઈબનિત્સ, સ્પિનોઝા, એરિસ્ટોટલ, પ્લેટો, સોક્રેટીસ, ડેમોક્રીટસ, અને હેરાકલીટસના તત્ત્વજ્ઞાન વગર હેગેલના *Logic*ને સમજવાનું પણ અશક્ય છે.

એથીયે વધારે મહત્ત્વની હકીકત એવી છે કે દાર્શનિક અને સામાજિક ચિંતનના સમગ્ર ઈતિહાસની ઉસ્તાદી હાંસલ કરી લીધા વગર હેગેલના *Logic*ને **પહોંચી વળવાનું**, હેગેલથી વધારે આગળ ધપવાનું, નવા તત્ત્વજ્ઞાનનું સર્જન કરવાનું, અશક્ય હતું. હેગેલપંથી પદ્ધતિના માળખામાં ગતિ કરતા રહેતા, તેનાં વિધાનોનું અર્થઘટન કરતા રહેતા, પહેલાં તેના સિદ્ધાંતના એક પાસાનું અને પછી બીજા પાસાનું પરીક્ષણ કરતા રહેતા, ૧૯મી સદીના ચોથા દાયકાના તરુણ હેગેલપંથીઓ વિષચક્રમાં અટવાઈ ગયા અને મહત્ત્વનું એક પણ આગેકદમ ન ઉઠાવી શક્યા. તેઓ એવા સવાલની ગંભીર ચર્ચા કરતા રહ્યા કે વિશ્વ માનસ હેગેલપંથી તત્ત્વજ્ઞાનમાં પોતાના લક્ષ્ય—આત્મજ્ઞાન—સુધી પહોંચી જાય ત્યાર પછી જગતનું શું થશે.

માર્ક્સ કટ્ટર હેગેલપંથી કદી નહોતા રહ્યા. આપણે જોઈ ગયા કે હેગેલના સિદ્ધાંતના સંબંધમાં તેમનું વલણ શરૂઆતમાં એવા કશાક તરફનું વલણ હતું કે જેને તે "ધિક્કારતા" પણ હતા. પરંતુ એ હકીકતે તેમને હેગેલનો અભ્યાસ પોતાની પૂરી શક્તિ લગાવીને સર્વાંગી તથા કાળજીભરી રીતે કરતાં અટકાવ્યા નહોતા. તેમણે હેગેલને મહાન ચિંતક તરીકેનો છાજતો યશ આપ્યો હતો, પરંતુ તેને દેવ નહોતો બનાવી દીધો. હેગેલમાં ઘણુંબધું એવું હતું કે જે તેમને અસ્વીકાર્ય લાગતું રહ્યું હતું, તેમાં સૌપ્રથમ તો નિરપેક્ષ સત્ય તથા પરિપૂર્ણ પદ્ધતિ હોવાના દાવા સામેલ હતા.

માર્ક્સના ડૉક્ટરની ડિગ્રી માટેના સંશોધન નિબંધમાં તેમનું એ દાર્શનિક ધોરણ, હેગેલના તબક્કાથી તેમણે સાધેલી આગેકૂચને તથા હેગેલ મારફત હેગેલને પહોંચી વળવાની તેમની સિદ્ધિને પ્રદર્શિત કરતું ધોરણ, પ્રતિબિંબિત થયું હતું.

માર્ક્સને તેમની તલાશમાં સંશય તથા નિષેધની ભાવના દાર્શનિક ચિંતનના સ્રોતો સુધી લઈ ગઈ. તેમણે સોક્રેટીસ, પ્લેટો, તથા એરિસ્ટોટલનો અભ્યાસ હાથમાં લીધો, અને બીજા

પરંપરિત લેખકોની સંખ્યાબંધ વાચનાઓનો અભ્યાસ કર્યો: ડાયોજીનીસ, લાએરટીયસ, પ્લુટાર્ક, સીમ્પ્લીસીયસ, ફીલીસ્ટસ, સીસેરો, સ્ટોબાયુસ, ફીલોપોનસ, લુક્રેટીયસ કારુસ, અને સેક્સ્ટસ એમ્પીરીક્સ.

પરંતુ ગ્રીક તત્ત્વજ્ઞાનનાં વહેણો તથા મતોના સમગ્ર વૈવિધ્યમાંથી તેમણે ડેમોક્રીટસ અને એપીક્યુરસ ઉપર, મહાન ગ્રીક ભૌતિકવાદીઓ ઉપર, ધ્યાન કેંદ્રિત કર્યું. ભૌતિકવાદીઓના સિદ્ધાંતોના પૃથક્કરણનું એ કદમ હેગેલ તથા તેના કટ્ટર અનુયાયીઓને પડકાર સમું હતું. નવા તત્ત્વજ્ઞાનની તલાશ જે દિશા લઈ રહી હતી તેનો નિર્દેશ એ કદમમાં અંકિત હતો.

હેગેલને પહોંચી વળવાનું આદર્શવાદના માળખાની અંદર શક્ય નહોતું, આદર્શવાદી મતોમાંથી એક પણ એ સંબંધમાં મદદગાર બની શકે એમ નહોતો. તેમાં તો માત્ર ભૌતિકવાદ જ ઉપયોગી થઈ શકે એમ હતો.

ડૉક્ટરની ડિગ્રી માટેનો સંશોધન નિબંધ ભૌતિકવાદની દિશામાં માર્ક્સના સંક્રમણની સાબિતી નથી આપતો, પરંતુ આદર્શવાદના સંબંધમાં તેમના અસંતોષની સાબિતી જરૂર આપે છે. આદર્શવાદ તત્ત્વજ્ઞાનને વાસ્તવિકતાથી અળગું પાડી દેતો હતો અને તર્કબાજીના ક્ષેત્રમાં પહોંચાડી દેતો હતો. તેના પરિણામે તત્ત્વજ્ઞાન અને "જગત" વચ્ચે, ચિંતન અને કૃત્ય વચ્ચે, ખાઈ ખોદાઈ ગઈ હતી. "જગત" તત્ત્વજ્ઞાનથી વેગળું હતું, અને તત્ત્વજ્ઞાન "જગત"થી વેગળું હતું. "પોતાને સિદ્ધ કરવાની ઉત્સુકતાથી પ્રેરિત" તત્ત્વજ્ઞાન "બીજાની સામે તણાવની સ્થિતિમાં દાખલ થાય છે".

"જગત" દાર્શનિક બનતું જાય તેની સાથે સાથે તત્ત્વજ્ઞાન "દુન્યવી" બનવા ઝંખે છે. તેનો અર્થ એવો થયો કે હેગેલપંથી

તત્ત્વજ્ઞાનમાં અંતર્ભૂત "આંતરિક આત્મ-તુષ્ટી તથા પરિપૂર્ણતા"માં ભંગાણ પડ્યું.

હેગેલપંથી તત્ત્વજ્ઞાન હેગેલપંથીઓના સિદ્ધાંતોમાં ભાંગી પડવા લાગે છે. "જે પહેલા સ્થાને જગતની બાબતમાં અવળા સંબંધ અને તત્ત્વજ્ઞાનના અદાવતી વહેણ તરીકે રજૂ થાય છે તે બીજા સ્થાને નિજરૂપ અલગ આત્મ-ચેતનાનો વિચ્છેદ બની જાય છે અને આખરે તત્ત્વજ્ઞાનના બાહ્ય પાર્થક્ય અને દ્વિત્વ તરીકે, બે પરસ્પર વિરોધી દાર્શનિક વહેણો તરીકે, રજૂ થાય છે."*

માર્ક્સે હેગેલના દાસવૃત્તિ ધરાવતા અને પરાધીન અનુયાયીઓ ઉપર ભયંકર વ્યંગ વરસાવ્યો છે. કોઈ પણ જાતના વ્યક્તિત્વ વગરની એ ગૌણ વ્યક્તિઓ સામાન્ય રીતે "ભૂતકાળના દાર્શનિક વિરાટની પાછળ" છુપાઈને રહે છે—"પરંતુ સિંહની ખાલ તળે ગધેડો થોડા વખતમાં પરખાઈ આવે છે, આજના અથવા ગઈકાલના ઠિંગુજીનો કકળતો અવાજ યુગોની આરપાર રણકતા ભવ્ય અવાજમાં બબડાટ કરતો રહે છે."**

માર્ક્સ વ્યંગાત્મક લસરકાઓ કરીને બેવડાં ચશ્માંવાળા એવા વેંતિયાનું ચિત્ર આલેખે છે કે જે વિરાટની પૂંઠ ઉપર ઊભો રહીને પોતાની દૃષ્ટિ સામે ફેલાયેલા વિસ્મયજનક નવીન દૃશ્યની જાહેરાત દુનિયા સમક્ષ કરે છે, અને એવો ખુલાસો કરીને પોતાને

---

* Karl Marx, "Differences Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 86.

** Karl Marx, "Differences Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 87.

હાસ્યાસ્પદ બનાવે છે કે આર્કીમીડીઝનો દૃષ્ટિકોણ ખોળી કાઢવામાં આવ્યો છે, હૃદયની લાગણીઓના પ્રવાહમાં નહિ પરંતુ પોતે જેની ઉપર ઊભો છે એ "નક્કર વાસ્તવિક ભૂમિ" ઉપર ખોળી કાઢવામાં આવ્યો છે. "એવી રીતે આપણને વાળના, નખના, અંગૂઠાના, અને મળના તથા એવા બીજા તત્ત્વજ્ઞાનીઓ મળે છે."*

માર્ક્સ અહીંયાં એક તરફ મવાળ હેગેલપંથીઓના કંગાલ ધોરણ ઉપર અને બીજી તરફ હેગેલની પૂજાની વૃત્તિ ઉપર, હેગેલના સિદ્ધાંતને નિરપેક્ષતાની કક્ષાએ ઊંચે ચડાવી દેવાની વૃત્તિ ઉપર, પ્રહાર કરે છે, એવી દલીલ ઉપર પ્રહાર કરે છે કે તત્ત્વજ્ઞાનનો ત્યાર પછીનો વિકાસ કેવળ હેગેલના તત્ત્વજ્ઞાનનાં વિવિધ લક્ષણો તથા પાસાંના અર્થઘટનના માર્ગે જ થઈ શકે.

એ સંબંધમાં, હેગેલના તત્ત્વજ્ઞાનના અંજામને એરિસ્ટોટલના તત્ત્વજ્ઞાનના ઐતિહાસિક અંજામ સાથે સરખાવી શકાય. મધ્યયુગીન સમીક્ષકોએ એરિસ્ટોટલના તત્ત્વજ્ઞાનને બિલકુલ સત્ત્વ વગરનું બનાવી દીધું હતું. તેના વિચારોને એક જાતની પ્રાર્થનાપોથીમાં પલટાવી નાખવામાં આવ્યા હતા, તેની અધિકારિતાનો ઉપયોગ ધાર્મિક શ્રદ્ધાની અધિકારિતાના સમર્થન માટે કરવામાં આવ્યો હતો. તેની ભૂલ થાય જ નહિ એવી માન્યતા બેહૂદી હદે પહોંચી ગઈ હતી. દાખલા તરીકે, કહેવાતી વાત મુજબ, ૧૭મી સદીમાં એક જેસુઈટ પ્રોફેસરને જણાવવામાં આવેલું કે તે દૂરબીનમાંથી નજર નાખી લે અને સૂર્યમાં ધાબાં હોવાની ખાતરી કરી લે, પરંતુ તેણે ખગોળવિજ્ઞાની કીરખેરને આવો જવાબ આપેલો:

* Karl Marx, "Differences Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 87.

"નકામી મહેનત છે, બેટા. મેં એરિસ્ટોટલનાં લખાણો શરૂઆતથી આખર સુધી બે વાર વાંચ્યાં છે, અને સૂર્યમાં ધાબાં હોવાનો જરાક સરખોયે ઈશારો મને તેમાં જોવા નથી મળ્યો. એટલે એવાં ધાબાં અસ્તિત્વમાં હોઈ શકે જ નહિ."

માર્ક્સના માનસને તત્ત્વજ્ઞાનના સંબંધમાં, પછી ભલે તે "વિરાટોનું" તત્ત્વજ્ઞાન હોય તોપણ, એવા "પ્રાર્થનામય" વલણથી સંતોષ ન થયો. તેમણે લખ્યું છે: "ઓછામાં ઓછું એટલું તો આવશ્યક છે જ કે તત્ત્વજ્ઞાન અધિકારિતા અથવા શુભ નિષ્ઠાના આધારે તત્ત્વજ્ઞાન તરીકે સ્વીકૃત બનવું જોઈએ, પછી ભલે એ અધિકારિતા લોકોની જ હોય અને નિષ્ઠા સદીઓની હોય".* માર્ક્સના કથન મુજબ, એ જ કારણસર, દાર્શનિક પરીક્ષણમાં પ્રથમ આવશ્યકતા હિંમતવાન મુક્ત માનસની હોય છે, પોતે જે કંઈ સિદ્ધ કરી લીધું હોય એટલાથી સંતોષ ન માની લેનારા, ભૂતકાળના વારસાનું પૃથક્કરણ સર્જનાત્મક રીતે કરનારા, અને નવી સિદ્ધિઓની જહેમતો કરનારા માનસની હોય છે.

એ જ કારણે, તત્ત્વજ્ઞાન અને ધર્મનો મેળ બેસતો નથી. શ્રદ્ધા અને અંધ ભક્તિ ઉપર આધારિત સર્વોચ્ચ અધિકારિતાને તત્ત્વજ્ઞાન કોઈ રીતે સાંખી ન લે.

માર્ક્સને હેગેલમાં એરિસ્ટોટલ જેટલા જ ઊંચા દરજ્જાનો ચિંતક દેખાયો હતો, અને એરિસ્ટોટલ પછીના (એપીક્યુરસના, સ્ટોઈકપંથના — સમબુદ્ધિવાદના, અને સ્કેપ્ટીકપંથના — સંશયવાદના) તત્ત્વજ્ઞાનના અંજામમાં હેગેલ પછીના તત્ત્વજ્ઞાનના

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 506.

અંજામ જોડે સમાન કશુંક દેખાયું હતું. મવાળ હેગેલપંથીઓ ધર્મને તત્ત્વજ્ઞાનથી ચડિયાતો સાબિત કરવાની કોશિશ કરતા હતા, તથા "પુનિત" પ્લુટાર્કની જેમ તત્ત્વજ્ઞાનને "ધર્મના મંચ"ની સામે આણી દેતા હતા, અને માર્ક્સે તત્ત્વજ્ઞાનની "સર્વોપરી અધિકારિતાનું" સમર્થન કર્યું હતું. "તત્ત્વજ્ઞાન, જ્યાં સુધી તેના વિશ્વને વશ કરી દેતા અને તદ્દન મુક્ત હૃદયમાં લોહીનું એક ટીપું પણ વહેતું રહેશે ત્યાં સુધી, પોતાના વિરોધીઓને જવાબમાં એપીક્યુરસની હાકલ સંભળાવતાં ક્યારેય નહિ થાકે: 'જનસાધારણ તરફથી પૂજવામાં આવતા દેવોને નકારનારો માણસ નહિ, પરંતુ દેવોના સંબંધમાં જનસાધારણની માન્યતાઓનું સમર્થન કરનારો માણસ જ, ખરો નાપાક છે.'"*

એરિસ્ટોટલ પછીના તત્ત્વજ્ઞાનમાં ગ્રીક તત્ત્વજ્ઞાનનું ટોચનું બિંદુ અંકિત હતું. તેણે ગુલામ-માલિકીની દુનિયાના પતનની અને નવા યુગના આરંભની છડી પોકારી હતી. હેગેલ પછીનું તત્ત્વજ્ઞાન પણ એવી જ ઐતિહાસિક સ્થિતિમાં હતું. તેની સમક્ષ "પીંખાઈ ગયેલી દુનિયા" હતી. તેનાં "વાદ્યો" "આઓલીન વાદ્યો" હતાં, તેમના તાર તોફાનમાં તૂટી ગયેલા હતા. "પરંતુ મહાન તત્ત્વજ્ઞાનને, વિશ્વ તત્ત્વજ્ઞાનને, અનુસરતા એ તોફાનથી ખોટે માર્ગે ન જ દોરાઈ જવું જોઈએ."**

---

* Karl Marx, "Differences Between the Democritean and Epicurean Philosophy of Nature". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 30.

** Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 491.

ઓગણીસમી સદીના ચોથા દાયકાના અંતમાં અને પાંચમા દાયકાના આરંભમાં માર્ક્સની માનસિક સ્થિતિમાં "તોફાનની" એવી ધારણા, નવા "પ્રચંડ" યુગની ધારણા, બહુ લાક્ષણિક હતી. એ સમયે જર્મની નીંદરમાંથી જાગી રહ્યું હતું, તેના રાજકીય, આર્થિક, તથા બૌદ્ધિક જીવનનું પુનરુત્થાન, ૧૮૪૮ની ક્રાંતિકારી ઊથલપાથલના પૂર્વસંકેતો કરનારું પુનરુત્થાન, શરૂ થઈ ગયું હતું.

સંશોધન નિબંધના લેખન દરમિયાન માર્ક્સનો "તોફાન પૂર્વેનો" મનોભાવ હજી બહુ અસ્પષ્ટ હતો અને વાસ્તવિક રાજકારણથી વેગળો હતો. તે ખાલી આદર્શવાદી તત્ત્વજ્ઞાનના વિસ્તારિત પ્રવર્ગોમાં વ્યક્ત થયો હતો. પરંતુ તે એવા પલીતા સમો હતો કે જે ધીરેધીરે બળતો હોવા છતાં અંતે ધડાકામાં પરિણમતો હોય છે.

લાક્ષણિક બાબત છે કે માર્ક્સે "તોફાનની" આગાહી કરવામાં એવા હેગેલપંથીઓના કાયરતાભર્યા ધોરણ ઉપર પ્રહારો કર્યા હતા કે જે "આપણા ઉસ્તાદને ખોટી રીતે સમજે છે", જે માને છે કે "**સામાન્યતા** નિરપેક્ષ ચિત્તની ધોરણસરની અભિવ્યક્તિ છે." તેમણે એવા "અધકચરા માનસોની" ટીકા કરી છે કે જેમની માન્યતા મુજબ તત્ત્વજ્ઞાન અને "જગત" વચ્ચેના વિસંવાદને "ખરી જરૂરતો સાથેની શાંતિ સંધિ મારફત", "હથિયારબંધ દળોમાં કપાત મારફત, તેમના વિભાજન મારફત", નિવારી શકાય.*

---

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 491, 492.

એ “વિભાજન” ખાસ કરીને તો તત્ત્વજ્ઞાનને મહત્ત્વની સમસ્યાઓ ઉપરથી આત્મ-ચેતનાના જગતમાં પાછું ખેંચી લેવામાં વ્યક્ત થયું હતું, અને એ પરિસ્થિતિ એરિસ્ટોટલ પછીની પરિસ્થિતિને બહુ મળતી આવતી હતી. એ રીતે માર્ક્સે, દાખલા તરીકે, એપીક્યુરસના, સ્ટોઈકપંથના, તત્ત્વજ્ઞાનની સરખામણી પતંગિયા જોડે કરી છે. “સર્વસામાન્ય સૂર્ય ડૂબી ગયો હોય છે ત્યારે પતંગિયું ખાનગી વ્યક્તિના દીપક-પ્રકાશને ખોળે છે.”*

પરંતુ અહીંયાં માર્ક્સને કેવળ નકારાત્મક પાસું જ નહિ પરંતુ અત્યંત આકર્ષક પાસું પણ દેખાય છે: વ્યક્તિ અંગેની, માનસિક જગત અંગેની, આચારવિચારની સમસ્યાઓ અંગેની, ચિંતા; એટલે કે ગ્રીક માનવતાવાદની લાક્ષણિક બાબત.

એ દૃષ્ટિએ જોતાં, તેમણે સોક્રેટીસના વ્યક્તિત્વ ઉપર આપેલું ધ્યાન ખાસ રસપ્રદ છે. સોક્રેટીસની બાબતમાં તરુણ માર્ક્સ એવા શાણા માણસની “આદર્શ” પ્રતિમાથી આકર્ષાયા હતા કે જે તત્ત્વજ્ઞાનને રોજિંદી જિંદગી સાથે સાંકળી લેવામાં સફળ થયો હતો, જેણે તત્ત્વજ્ઞાનને પ્રાચીન એથેન્સની શેરીઓ તથા ચોકચકલાઓમાં પહોંચાડી દીધું હતું. “સોક્રેટીસ આટલો મહત્ત્વનો હોવાનું કારણ એ છે કે ગ્રીક તત્ત્વજ્ઞાનનો ગ્રીક માનસ જોડેનો સંબંધ, અને એટલે તેની આંતરિક મર્યાદા, તેનામાં વ્યક્ત થયેલાં છે.”**

* Karl Marx, “Notebooks on Epicurean Philosophy”. Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 492.

** Karl Marx, “Notebooks on Epicurean Philosophy”. Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 438-439.

સોક્રેટીસને એવા શાણપણમાં કશો રસ નહોતો કે જેનું લક્ષ્ય પ્રકૃતિને, અંતરિક્ષને, સમજવાનું હોય. માનવી ખુદ પોતાને વિશે કંઈ ન જાણતો હોય તો જગત વિશે અને અંતરિક્ષ વિશે કશું કેવી રીતે જાણી શકે? સોક્રેટીસના તત્ત્વજ્ઞાનનો પહેલો સિદ્ધાંત આવો છે: “તને પોતાને જાણી લે!”

માનવીએ સમજી લેવાની અત્યંત મહત્ત્વની બાબતો આવી છે: ઈષ્ટ અને અનિષ્ટ શું છે? સુંદરતા શું છે? ન્યાય શું છે? જીવન અને મૃત્યુ શું છે? પ્રેમ શું છે અને ખુશી શું છે?

લોકો માનતા હોય છે કે એ તો સાધારણ અને સાદી બાબતો છે, દાર્શનિક શાણપણને પાત્ર બાબતો નથી. સોક્રેટીસ પોતાના વ્યંગ તથા દ્વંદ્વવાદનો ઉપયોગ એ સંબંધમાં જ કરે છે. તે એવા કોઈ પણ માણસ જોડે દલીલ કરવા તૈયાર છે કે જે દલીલ કરવા માગતો હોય, અને પોતે બીજા લોકો પાસેથી શાણપણ શીખવા માગતો ભોળિયો હોવાનો ઢોંગ કરીને સાદા પરંતુ ચતુરાઈભર્યા સવાલો પૂછે છે. એ સવાલો આત્મસંતોષી વિવાદીના અજ્ઞાનને, દ્વંદ્વાત્મક રીતે વિચાર કરવાની અશક્તિને, અને એકનું એક કૃત્ય દૃષ્ટિકોણ તથા સંજોગોના આધારે સારું અથવા ખરાબ હોઈ શકે એ બાબતને સમજવાની અશક્તિને પ્રકાશમાં આણે છે.

માર્ક્સના સમુચિત કથન મુજબ સોક્રેટીસનો વ્યંગ (માર્ક્સ અને એંગેલ્સ દલીલોની લડાઈમાં વ્યંગનો પ્રયોગ ઘણી વાર કરતા) એવું “સુયાણી-કામ” છે કે જેની મદદના આધારે સૈદ્ધાંતિક ચિંતનનો જન્મ અને વિકાસ થાય છે.

સોક્રેટીસનો વ્યંગ “આત્મસંતોષી બહેતર જાણકારી”નું લક્ષણ ધરાવતી “માનવીય સામાન્ય બુદ્ધિ” માટે ફાંસલા સમો છે

માર્ક્સના ખ્યાલ મુજબ, એ વ્યંગ "સર્વસામાન્ય ચેતના"ને પડકારતા સમગ્ર તત્ત્વજ્ઞાનમાં લાક્ષણિક હોય છે." *

સોક્રેટીસ "મૂર્તિમંત તત્ત્વજ્ઞાન" છે, એક તો એવા અર્થમાં કે તેનામાં તત્ત્વજ્ઞાન સિદ્ધ થયેલા, **જીવનમાં મૂર્ત થયેલા**, અમલી, રૂપમાં રજૂ થાય છે, અને બીજા એવા અર્થમાં કે તે વ્યક્તિગત માનવીય આત્મ-ચેતનાનું તત્ત્વજ્ઞાન હોય છે. એ કારણે માર્ક્સ તેની ઐતિહાસિક રીતે નિર્ધારિત મર્યાદાઓને, તેની "આત્મનિષ્ઠતાને", પોતાની અંદર સમાઈ જવાની તેની ક્રિયાને, પારખી લે છે. પરંતુ સાફ જણાય છે કે વ્યક્તિગત માનવીય સ્તરે સોક્રેટીસે જ તરુણ માર્ક્સને શાણા માનવીની આદર્શ પ્રતિમા પૂરી પાડી હતી, એવા સુસંગત અને પ્રમાણિક તત્ત્વજ્ઞાનીની પ્રતિમા પૂરી પાડી હતી કે જેણે વાસ્તવમાં ખુદ પોતાને મોતની સજા કરી હતી કારણ કે એ નિર્ણય તેની આંતરિક પ્રતીતિઓમાંથી જ તાર્કિક પરિણામ રૂપે તરી આવતો હતો.

તત્ત્વજ્ઞાનીઓ "પોતે જ" તેમણે સર્જેલી પદ્ધતિઓ તથા સિદ્ધાંતોની "જીવંત પ્રતિમાઓ, જીવંત કલાકૃતિઓ", ** જીવંત નિરૂપકો, હોય છે—માર્ક્સનો એવો ખ્યાલ સોક્રેટીસને બીજા કોઈ કરતાં વધારે લાગુ થાય છે. તરુણ માર્ક્સના અભિપ્રાય મુજબ, તત્ત્વજ્ઞાનીનું વ્યક્તિત્વ તેના સિદ્ધાંતથી તદ્દન અવિભાજ્ય હોય છે.

---

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 494.

** Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 436.

એવા દૃષ્ટિકોણના આધારે જોવાનું રસપ્રદ છે કે માર્ક્સે ડૉક્ટરની ડિગ્રી અંગેના સંશોધન નિબંધમાં તેમ જ તેની તૈયારીની સામગ્રીમાં ડેમોક્રીટસ, એપીક્યુરસ, તથા પ્લુટાર્કનું વર્ણન કેવી રીતે કર્યું હતું. એ તત્ત્વજ્ઞાનીઓના સંબંધમાં માર્ક્સના વલણમાં, તેમની કઈ બાબતો માર્ક્સને ગમતી અને અણગમતી લાગેલી એ હકીકતમાં, તરુણ માર્ક્સના વ્યક્તિત્વનાં લક્ષણો પ્રગટ થયાં છે.

ડેમોક્રીટસ અને એપીક્યુરસ એવા બે તત્ત્વજ્ઞાનીઓ છે કે જેમના સિદ્ધાંતોને હંમેશાં એકસરખા અથવા લગભગ એકસરખા ગણવામાં આવતા હતા. માર્ક્સે બતાવ્યું છે કે એ વાત સાચી નથી. તેમણે બન્નેએ પરમાણુવાદી સિદ્ધાંતને એકસરખી રીતે નિરૂપ્યો તથા વિકસાવ્યો હોવા છતાં, તેઓ એ સિદ્ધાંતના સત્ય, પ્રમાણિતતા, અને વિનિયોગને લગતી દરેક બાબતમાં એકબીજાના સીધા વિરોધી હતા. તેઓ જ્ઞાન અંગેના વલણમાં પણ એકબીજાના વિરોધી હતા.

ડેમોક્રીટસે પોતાના જીવન તથા શોધખોળના સિદ્ધાંતને નીચે મુજબ વ્યક્ત કર્યો હતો: "હું ઈરાનનો તાજ મેળવવાને બદલે નવું કાર્યકારણ જ્ઞાન શોધી કાઢવાનું વધારે પસંદ કરું".* તે દરેક બાબતમાં તર્કને શોધે છે અને અકસ્માતને નકારે છે.

---

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 44.

ગ્રીકોમાં ડેમોક્રીટસ જ્ઞાનકોષ સમું માનસ ધરાવતો પ્રથમ માનવી હતો. તે પરમાણુવાદી તત્ત્વજ્ઞાનના સંસ્થાપકોમાં સામેલ હતો. ડેમોક્રીટસના કથન મુજબ, બે મુખ્ય આરંભો છે: પરમાણુઓ અને શૂન્યાવકાશો. અનુભૂતિ માટેની બધી સામગ્રી ઇંદ્રિયો તરફથી પૂરી પાડવામાં આવે છે ખરી, પરંતુ તેઓ

અકસ્માત સંગીન ચિંતન સાથે મેળ નથી ખાતો. તે પોતે મેળવી લીધેલા જ્ઞાન અંગે સતત અસંતોષથી પીડાય છે. તે ભૂમિતિ શીખવા ઈજિપ્ત અને ઈરાનમાં ચાલ્ડીયાન્સ જાય છે, અને કેટલાક લોકો માને છે કે તે યોગીઓ પાસેથી શાણપણ શીખવા હિંદુસ્તાન પણ ગયો હતો.

તેના યુગના એ જ્ઞાનકોષ સમા માનસે વિશ્વના, પરમાણુશાસ્ત્રના, અત્યંત જીવનક્ષમ તાર્કિક સિદ્ધાંતનું સર્જન કર્યું હતું, અને એ સિદ્ધાંતનાં મુખ્ય લક્ષણોને ત્યાર પછી સદીઓ દરમિયાન જ્ઞાનના સમગ્ર વિકાસે સાચાં સાબિત કરી દીધાં છે. તેમ છતાં તે અસંતુષ્ટ રહ્યો હતો. કહેવાય છે કે તેણે એવા આશયે પોતાને અંધ બનાવી દીધો હતો કે આંખનો ઇંદ્રિયગત પ્રકાશ બુદ્ધિની તીવ્રતાને અંધકારમાં ન લપેટી લે.

એપીક્યુરસ એથી સાવ નિરાળો માનવી હતો, તત્ત્વજ્ઞાનના સંબંધમાં જુદું વલણ ધરાવતો હતો . ડેમોક્રીટસે સૌની પાસેથી શાણપણ મેળવવાની કોશિશ કરી હતી, પરંતુ એપીક્યુરસને એ વાતનો ગર્વ હતો કે પોતાનો કોઈ ગુરુ નહોતો, પોતે કોઈની મદદ વગર આપમેળે શીખ્યો હતો અને સત્ય સુધી પહોંચ્યો હતો. ડેમોક્રીટસના બેચેન માનસે તેને દુનિયાના બધા ભાગોમાં ધકેલ્યો હતો અને તેણે એંશી વરસ પરદેશી ભૂમિઓમાં ગાળ્યાં હતાં, પરંતુ એપીક્યુરસ એથેન્સના પોતાના બગીચામાંથી માત્ર બે કે ત્રણ વાર જ બહાર નીકળ્યો હતો, અને તે પણ મિત્રોને મળવા. તે તત્ત્વજ્ઞાનમાંથી શાંતિ અને સુખ મેળવી લેતો હતો,

---

વસ્તુઓના "ઝાંખા" જ્ઞાનથી વધારે કશું પેદા નથી કરતી. બીજું, "તેજસ્વી" અને વધારે સૂક્ષ્મ જ્ઞાન, તર્ક મારફત જ્ઞાન, તેને પાર કરી જાય છે. એ જ્ઞાન તેના પૃથક્કરણમાં પરમાણુઓને તથા શૂન્યાવકાશને શોધી કાઢે છે.

અને ડેમોક્રીટસથી ઊલટું વલણ લઈને ચોકસાઈભર્યાં વિજ્ઞાનોને નકારતો હતો. બધી વસ્તુઓનું જ્ઞાન મેળવવાની બાબતમાં નિરાશાને લીધે ડેમોક્રીટસે પોતાને અંધ બનાવી દીધો હતો, પરંતુ એપીક્યુરસે મોતની ઘડીને નજીક આવતી પારખીને ગરમ પાણી વડે સ્નાન કર્યું હતું, શુદ્ધ મદ્ય મંગાવ્યું હતું, અને તત્ત્વજ્ઞાનને વફાદાર રહેવાની ભલામણ મિત્રોને કરી હતી.

એપીક્યુરસને પરિઘટનાઓના દેખાવની ઇંદ્રિયગત પરખમાં પૂરો વિશ્વાસ હતો. અને એટલે, ડેમોક્રીટસને જબરજસ્ત લાગેલો સૂર્ય, તેને લગભગ બે ફૂટ મોટો, એટલે કે આપણને **દેખાય છે** એટલા કદનો, દેખાતો હતો.

ડેમોક્રીટસ દરેક વસ્તુમાં જેને જોવાની આશા રાખતો હતો એ આવશ્યકતાને એપીક્યુરસ નકારતો હતો. તેની દૃષ્ટિમાં આવશ્યકતા માનવીને પીડતી અનિવાર્ય નિયતિની, ભાગ્યની, અભિવ્યક્તિ હતી. તે આવશ્યકતાને ધર્મ સાથે અને માનવીનાં બધાં કૃત્યોને પહેલેથી નિર્ધારિત કરનારા દેવો સાથે સાંકળતો હતો. માનવીનું વર્તન તેની પોતાની ઉપર, આવશ્યકતા ઉપર નહિ પરંતુ **અકસ્માત** ઉપર, આધારિત હોવું જોઈએ.

એપીક્યુરસના ખ્યાલ મુજબ, આવશ્યકતાની સ્થિતિમાં જીવવું એ કમનસીબી છે, પરંતુ એવું જીવન આવશ્યકતા કોઈ રીતે નથી. આઝાદીના માર્ગો બધી બાજુએ મોકળા છે, ઘણાબધા છે, ટૂંકા અને આસાન છે, ખાલી આવશ્યકતાને વશ કરી લેવી જોઈએ. તે માનતો હતો કે "ઈશ્વરને નહિ... પરંતુ અકસ્માત"ને માન્ય કરવો જોઈએ. ડેમોક્રીટસથી નિરાળું ધોરણ ધરાવતા એપીક્યુરસે એવી માન્યતાને પૂર્ણ રૂપે અનુસરીને પોતાના પરમાણુવાદી સિદ્ધાંતમાં પરમાણુઓના **આકસ્મિક** વિચલનની રજૂઆત કરી હતી.

પહેલી જ વાર માર્ક્સે સાબિત કર્યું હતું (અને તેમના સંશોધન નિબંધનું કાયમી મૂલ્ય એ હકીકતમાં સમાયેલું છે) કે એપીક્યુરસે નિરૂપિત કરેલું પરમાણુઓનું આકસ્મિક વિચલન, ઘણા લોકો માનતા હતા તેમ, કેવળ હાંસીને જ લાયક તરંગ નથી પરંતુ એવી નવી રીત છે કે જેણે પરમાણુવાદી સિદ્ધાંતમાં સારી પેઠે ઉમેરો કર્યો છે તથા તેને વિકસવામાં મદદ કરી છે. માર્ક્સે દ્વંદ્વાત્મક સહજબોધથી દોરવાઈને જેની તરફ ધ્યાન ખેંચ્યું હતું તેને વિશે કહી શકાય કે તે અનિશ્ચિતતાના સિદ્ધાંતને આગળ ધપાવનારા અવપરમાણુક ભૌતિકવિજ્ઞાન થકી પ્રયોગાત્મક રીતે સાબિત થઈ ગયું છે.

એપીક્યુરસપંથી તત્ત્વજ્ઞાનને—નિરીશ્વરવાદ તથા ગ્રીક પ્રબોધના તત્ત્વજ્ઞાનને, જીવનની સાદી અને કુદરતી ખુશીઓમાં રાચતા મુક્ત માનવીને બિરદાવતા તત્ત્વજ્ઞાનને—દાર્શનિક દંભીઓ તથા કૂપમંડૂકો તરફથી ઘણી વાર કટુતાભરી ટીકાનો ભોગ બનાવવામાં આવતું હતું.

એ ટીકાકારોને મોખરે "પુનિત" પ્લુટાર્ક હતો. માર્ક્સ તેને "આત્મસંતુષ્ટ મૂઢતા"નું, "પોતાને ચતુર માનતી શેખીખોર મોભાદારીનું", મૂર્ત રૂપ ગણતા હતા.

માર્ક્સે એપીક્યુરસની દલીલમાં સમાયેલા સુસંગત, પ્રમાણિક, તથા હિંમતભર્યા તર્કની સાથે, જેના નિષ્કર્ષો ભલે ધર્મને નકારવામાં પરિણમતા હોય તોયે એથી ન ડરી જતા તર્કની સાથે, પ્લુટાર્કના કાયરતાભર્યા, અધકચરા, સારગ્રાહી ધોરણની, ઈશ્વરના ડરમાં ડૂબેલી તથા નૈતિક ઉપદેશ આપતી તેની વાતોની, તેના દંભી અતિવિવેકની, સરખામણી તુચ્છકારથી કરી છે.

પ્લુટાર્કની દલીલમાં સામાન્ય માનસના હલકા "તત્ત્વજ્ઞાન"નું, પોતાની "ધર્મનિષ્ઠા" તથા "સદ્‌ગુણો" તેમ જ બીજી દુનિયામાં સુખસગવડ અને "શાશ્વત પરમાનંદ" અંગેની કાળજીમાંથી સંતોષ ખોળતા તત્ત્વજ્ઞાનનું, પોતાના તુચ્છ "અહમ્"ની કંગાલિયત અને અવનતિને નૈતિકતાના હિમ તથા બરફ વડે ઢાંકી દેતા "તત્ત્વજ્ઞાન"નું, સચોટ ઉદાહરણ અંકિત છે. માર્ક્સના મનમાં પ્લુટાર્કની આકૃતિ એવા માણસ જોડે સંકળાયેલી છે કે જે બીકને લીધે મરડાઈ ગયેલો છે, દાસવૃત્તિથી નમી પડે છે, અને ઉપદેશ આપતો રહે છે કે "સારા માણસોને જીવનના અંતની સાથોસાથ પોતાના જીવનનાં સુફળો પણ ખોઈ દેવાં પડે છે તેમાં કેવો અન્યાય છે".* પ્લુટાર્ક સ્વાભાવિક રીતે જ ચિંતનના ક્ષેત્રમાં "શિષ્ટાચાર"ના બધા ભંગને ધુતકારે છે. પ્લુટાર્કનું લખાણ વાંચતી વેળા આપણે જાણે બફારાવાળા "શાળાખંડ"માં બેઠા હોઈએ એવી લાગણી થાય છે. એપીક્યુરસ અને "જગતના તાજગીભર્યા, સતેજ, કાવ્યમય સ્વામી" લુક્રેટીયસનાં લખાણો વાંચતી વેળા આપણને નજર સામે ખુશનુમા લેબાસમાં નિર્ભય બજાણિયો દેખાય છે, અને આપણે પોતાને જ ભૂલી જઈએ છીએ, પોતાનાથી ઊંચી કક્ષાએ પહોંચી જઈએ છીએ, આપણી દૃષ્ટિ વધારે દૂર પહોંચે છે, અને આપણે વધારે મુક્ત શ્વાસ લઈએ છીએ.

ઠીક, દરેકને તેનું પોતાનું મુબારક. "જે કાયમ પોતાની જ ફિકર કરતો રહેવાને બદલે પોતાની સાધનસામગ્રીમાંથી આખા જગતનું નિર્માણ કરવાનું, જગતનો નિર્માતા બનવાનું, પસંદ

---

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 468.

ન કરતો હોય તે ક્યારનો માનસ થકી શાપિત હોય છે, મનાઈથી બંધાઈ ગયેલો હોય છે, પરંતુ ઊલટા અર્થમાં; તેને મંદિરમાંથી હાંકી કાઢવામાં આવ્યો હોય છે, માનસની સનાતન મોજ તેની પાસેથી છીનવાઈ ગઈ હોય છે, અને તેને માટે તેના પોતાના પરમસુખ વિશેનાં હાલરડાં ગાવાનું તથા રાતે પોતાને વિશેનાં સ્વપ્નો જોવાનું જ બાકી રહ્યું હોય છે."*

પ્લુટાર્કની સામે માર્ક્સની દલીલો બેશક તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં તેના બધા માનસિક વારસદારો સામેની દલીલ પણ હતી, અને એવા વારસદારો હંમેશાં પુષ્કળ જોવા મળતા.

પ્લુટાર્કપંથીઓની, ચેતનમય ધબકતા ચિંતનને ફાંસલામાં જકડી લેવા તથા મંદ પાડીને નીંદરમાં લપેટી લેવા માટે સદાચારને લગતી મનાઈઓ તથા દેશાભિમાનને લગતા ઉપદેશોની જાળ વણતા વિદ્વત્તાના "પુનિત" અઠંગ મવાલીઓની, આડંબરી શબ્દાળુતા માર્ક્સની દૃષ્ટિમાં એકદમ વિદ્વેષપૂર્ણ રહી હતી. તેમણે પ્લુટાર્કના માનસમાં સમાયેલી "ઉપદેશભરી ટીકા અને ટીકાત્મક નૈતિકતાની" બધી અભિવ્યક્તિઓને પોતાની કલમની અણી વડે ઈતિહાસના થાંભલા ઉપર જડી દીધી હતી.

એ "ટીકા"ને લગભગ બે હજાર વર્ષો પહેલાં પ્લુટાર્કે એપીક્યુરસ સાથેની દલીલબાજીમાં જેવી રીતે મૂર્ત કરી હતી એટલી જ ઝળકતી રીતે ૧૯મી સદીમાં નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદી કાર્લ હાઈનઝેને એંગેલ્સ સાથેની દલીલબાજીમાં મૂર્ત કરી હતી.

* Karl Marx, "Notebooks on Epicurean Philosophy". Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 468-69.

હાઈનઝેનની ટીકા કરતી વેળા માર્ક્સે એવા "ટીકાકાર તરીકે રજૂ થયેલા કૂપમંડૂક" ઉપર નિષ્ઠુર ચતુરાઈ તથા વ્યંગના ફટકા લગાવ્યા હતા કે જે પોતાનો સંપ્રદાય તત્ત્વજ્ઞાન કે વિદ્વત્તાનો નહિ પરંતુ "જીવનની સંપૂર્ણતા"નો હોવાની ગુમાની શેખી મારતો હતો, "ઊંડી સામાન્ય બુદ્ધિનો" ઉપદેશ આપતો હતો, "ખુદ પોતાના સદ્ગુણની આત્મ-સંતુષ્ટ કૂપમંડૂક સમી ચેતના" પ્રદર્શિત કરતો હતો, થોડાંક "નમાલાં સૂકલ" સત્યોને અણનમ મતાગ્રહોમાં પલટાવી નાખતો હતો, અને "એવી નિષ્ઠાની બાબતોના વિરોધીઓની 'અંધતા', 'મૂર્ખતા', અથવા 'દુષ્ટતા' વિશે નૈતિક 'ખીજ' વરસાવી દેતો હતો"*.

પ્લુટાર્કના બધા અનુયાયીઓના સંબંધમાં માર્ક્સની એવી એકદમ નકારાત્મક મુલવણી વિજ્ઞાનના સંબંધમાં તેમના સકારાત્મક વલણને, સાચા દાર્શનિક ચિંતનનાં કર્તવ્યો તથા ભૂમિકા અંગેની તેમની સમજણને, અત્યંત સ્પષ્ટ રૂપમાં પ્રકાશમાં આણે છે.

તત્ત્વજ્ઞાન મતાગ્રહ સાથે, નિશ્ચિત રૂઢ વિધાનો સાથે, મેળ નથી ખાતું. હેગેલપંથી પદ્ધતિમાં માર્ક્સને સંતોષ ન આપનારી બાબતો તેની અંતિમતા, પરિપૂર્ણતા, અને તેનાં નિરપેક્ષ તથા "તર્કમૂલક" રૂપલક્ષણોની હતી. આપણે જોઈ ગયા કે તેમણે ડૉક્ટરની ડિગ્રી અંગેના સંશોધન નિબંધમાં જ ટીકાનું પૂરું જોર "જગત"થી, વાસ્તવિકતાથી, હેગેલપંથી તત્ત્વજ્ઞાનની અલગતા વિરુદ્ધ કેવી રીતે વાળ્યું હતું.

તેમના આરંભિક દાર્શનિક ધોરણના એ પ્રાથમિક વિચારમાં

* Karl Marx, "Moralising Criticism and Critical Morality". Marx, Engels, *Collected Works*, Vol. 6, p. 313, 317, 321.

સ્ફોટક પલીતો સમાયેલો હતો, અને એ વિચાર માર્ક્સને થોડા સમયમાં તત્ત્વજ્ઞાન વિશે દૂરગામી નિષ્કર્ષો સુધી દોરી ગયો.

પ્રકૃતિ વિજ્ઞાનોના અપૂરતા વિકાસને કારણે તત્ત્વજ્ઞાનને તત્કાળ પૂરતી ચોકસાઈભર્યાં વિજ્ઞાનોની અવેજીની કામગીરી કરવી પડી હતી. તેણે જગતના સંબંધમાં સર્વસામાન્ય સિદ્ધાંત, વિજ્ઞાનોની રાણી, હોવાનો દાવો કર્યો. એ દાવો હેગેલપંથી તત્ત્વજ્ઞાનમાં વધારેમાં વધારે પૂર્ણ રીતે વ્યક્ત થયો છે, એ જ કારણે હેગેલપંથી પદ્ધતિ જૂની વિભાવના મુજબના તત્ત્વજ્ઞાનનું **સમાપન**, તાજ, સમગ્રતા, અને નિષ્કર્ષ બની રહી હતી.

માર્ક્સને વિદ્યાર્થી જીવનનાં છેલ્લાં વર્ષોમાં જ બરાબર સમજાઈ ગયું હતું કે તત્ત્વજ્ઞાન સમક્ષ, માનસનાં અગમ્ય ક્ષેત્રોમાં રાજ કરતી "વિજ્ઞાનોની રાણી" સમક્ષ, ધરતી ઉપર ઊતરી આવવાની આવશ્યકતા પેશ થઈ ગઈ હતી. પરંતુ એ સમયે તે હજી સામ્યવાદી નહોતા, અથવા ક્રાંતિકારી લોકશાહીવાદી પણ નહોતા, અને તેમણે રાજકારણમાં પોતાના ધોરણનું સ્પષ્ટ નિરૂપણ હજી નહોતું કર્યું. એટલે સ્વાભાવિક જ હતું કે "જગત" વિશેનો અને તત્ત્વજ્ઞાનને "જગત" સાથે સાંકળી લેવાનાં રૂપો વિશેનો તેમનો વિચાર અમૂર્ત જ હતો.

લગભગ ત્રણ વરસ પછી આપણને માર્ક્સ તેમની કૃતિ *Contribution to the Critique of Hegel's Philosophy of Law* સંબંધી કાર્ય કરતા જોવા મળે છે. તેના આમુખમાં તેમણે "જગત" સાથે તત્ત્વજ્ઞાનના સંબંધ વિશેના વિધાનનું નિરૂપણ જગતની બાબતમાં એકદમ પરિપૂર્ણ અને દૃઢ ક્રાંતિકારી દૃષ્ટિએ કર્યું છે.

માર્ક્સે જણાવ્યું છે કે "ક્રાંતિની શરૂઆત તત્ત્વજ્ઞાનીના મગજમાં થાય છે", તે પરિપકવ બની રહેલા આંતરવિરોધોને પ્રતિબિંબિત કરે છે. પરંતુ સૈદ્ધાંતિક ટીકાનું હથિયાર "હથિયારો વડે ટીકા"નું સ્થાન ન લઈ શકે. સિદ્ધાંત લોકસમુદાયોને પકડમાં લઈ લે કે તરત ભૌતિક બળ બની જાય છે.* એટલે તત્ત્વજ્ઞાનને ભૌતિક બળ બની જવા માટે ક્રાંતિકારી વર્ગના, મતલબ કે સર્વહારા વર્ગના, તત્ત્વજ્ઞાનની કામગીરી કરવી પડે.

"જેવી રીતે તત્ત્વજ્ઞાનને પોતાનાં **ભૌતિક** હથિયારો સર્વહારા વર્ગમાં સાંપડે છે એવી જ રીતે સર્વહારા વર્ગને પોતાનાં **માનસિક** હથિયારો તત્ત્વજ્ઞાનમાં સાંપડે છે. અને એક વાર ચિંતનની વીજળી લોકોની આ મુક્ત ધરતી ઉપર જોરશોરથી તૂટી પડે એટલે **જર્મનો** મુક્ત થઈને **માનવ હસ્તીઓ** બની જશે."**

પરંતુ "પ્રવર્તિત", એટલે કે હેગેલપંથી, તત્ત્વજ્ઞાન ખુદ વાસ્તવિકતાની, જેને બદલાવી નાખવાની છે એ વાસ્તવિકતાની, ખામીઓ ધરાવે છે એટલે, "તત્ત્વજ્ઞાનને બદલાવી નાખ્યા વગર વાસ્તવિકતા બનાવી દેવાનું" અશક્ય છે.*** પુરોગામી તત્ત્વજ્ઞાનને માર્ક્સ અને એંગેલ્સે બદલાવી નાખ્યું હતું. એ "બદલાવી નાખવાનો" અર્થ સાદા નકારનો નહોતો, તેનો અર્થ તો ક્રાંતિનો હતો, અને એ ક્રાંતિના પરિણામે સમગ્ર પરંપરિત

---

* Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law. Introduction". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 182.

** Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law. Introduction". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 187.

*** Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law. Introduction". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 181.

તત્ત્વજ્ઞાનના આધારે, સૌપ્રથમ તો હેગેલ અને ફાયરબાખના આધારે, "નીબેલુંગની તલવાર", ધા ઝીંકતી તલવાર, ભૌતિકવાદી દ્વંદ્વવાદની રીત, ઘડવામાં આવી હતી. એ રીતને વૈજ્ઞાનિક સામ્યવાદના સિદ્ધાંતમાં તેજસ્વી મૂર્ત રૂપ મળ્યું. એ સિદ્ધાંત સર્વહારા વર્ગની ખરી રણહાકને, માનવજાતિની મુક્તિ અને માનવીને છાજતા સમાજના નિર્માણ માટે તેના સંઘર્ષમાં પ્રબળ હથિયારને, અંકિત કરે છે.

માર્ક્સની આગાહીને પૂરેપૂરી અનુરૂપ રીતે વીસમી સદીનો સર્વહારા વર્ગ પોતાને પીડિત ગરીબ વર્ગની સ્થિતિમાંથી બદલાવી રહ્યો છે, માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનને વાસ્તવિકતામાં પલટાવી રહ્યો છે.

* * *

પરંતુ આપણે પાછા તરુણ માર્ક્સની વાત લઈએ અને બર્લીન યુનિવર્સિટીમાં તેમના અભ્યાસના અંતના સમય સુધીમાં તેમના માનસિક વિકાસનો સાર તારવીએ.

ડૉક્ટરની ડિગ્રી અંગેનો તેમનો સંશોધન નિબંધ તેમની નિરીશ્વરવાદી પ્રતીતિઓની સાબિતી પૂરી પાડે છે. આપણે જાણીએ છીએ કે સુસંગત નિરીશ્વરવાદ આદર્શવાદની જોડે મેળ નથી ખાતો. તે અનિવાર્ય રીતે ભૌતિકવાદમાં પરિણમે છે. માર્ક્સે તેમના સંશોધન નિબંધમાં આદર્શવાદી તત્ત્વજ્ઞાનની પરંપરાનો પરિત્યાગ હજી નહોતો કર્યો, પરંતુ તે પોતાનું ધ્યાન ભૌતિકવાદ અને ગ્રીક તત્ત્વજ્ઞાનના પ્રબુદ્ધ માનવતાવાદ તરફ ક્યારના વાળવા લાગ્યા હતા.

અહીંયાં ધ્યાનમાં રાખવું ઘટે કે માર્ક્સ પોતાનો સંશોધન નિબંધ પ્રકાશન માટે તૈયાર કરી રહ્યા હતા, અને સેન્સરશિપને કારણે ઘણા સવાલો અંગે પોતાના વિચારોને પૂરી નિખાલસતાથી વ્યક્ત કરી શકે એમ નહોતા.

માર્ક્સ માનસિક વિકાસની બાબતમાં તરુણ હેગેલપંથીઓથી આગળ વધી ગયા હતા. તે હજી અજ્ઞાત તરુણ વિદ્વાન હતા, તેમણે એક પણ વિદ્યાકીય કૃતિ પ્રગટ નહોતી કરી, તેમ છતાં તેમની ચડિયાતી બુદ્ધિપ્રભાને તરુણ હેગેલપંથી આંદોલનની એકદમ અસાધારણ વ્યક્તિઓએ પણ માન્ય કરી હતી.

એ સંબંધમાં ભાવિ "ખરા સમાજવાદી" મોસીસ હેસનું કથન ખાસ રસપ્રદ છે. ૧૮૪૧ સુધીમાં હેસ ક્યારનો જાણીતો સમીક્ષક અને તત્ત્વજ્ઞાની બની ગયેલો હતો. એ સમય સુધીમાં તેણે હેગેલપંથી તત્ત્વજ્ઞાનને ફ્રેંચ સમાજવાદ સાથે સાંકળી લેવાનો પ્રયત્ન, પૂરેપૂરો સુસંગત નહિ પરંતુ બહુ મક્કમ પ્રયત્ન, કર્યો હતો, અને સામ્યવાદી ક્રાંતિની ઘોષણા અસ્પષ્ટ તથા અર્ધ-રહસ્યવાદી રૂપમાં, જાણે પેગંબર આવવાનો હોય એવા રૂપમાં, કરી હતી. તેમ છતાં, તાજેતરમાં અભ્યાસ કરી ચૂકેલા કાર્લ માર્ક્સને મોસીસ હેસે દાર્શનિક વિકાસની બાબતમાં પોતાનાથી પારાવાર પ્રમાણમાં ચડિયાતા ગણાવ્યા હતા, અને નોંધપાત્ર દૂરંદેશી દાખવીને તેમના મહાન ભવિષ્યની આગાહી કરી હતી.

૧૮૪૧ના સપ્ટેંબરની બીજી તારીખે તેના મિત્ર આઉએરબાખને સંબોધિત પત્રમાં તેણે લખ્યું હતું: "તમને અહીંયાં એક માણસનો પરિચય પામીને ખુશી થશે. હવે તે પણ આપણા મિત્રોમાં સામેલ છે, જોકે બોનમાં રહે છે અને થોડા સમયમાં ત્યાં અધ્યાપન શરૂ કરવાનો છે... તે અદ્‌ભુત વ્યક્તિ છે, હું એ જ ક્ષેત્રમાં કામ કરું છું પરંતુ તેણે મારા મનમાં ઊંડી અસર પાડી છે. ટૂંકમાં, તમારે વધારેમાં વધારે મહાન અને કદાચ **એકમાત્ર ખરા** જીવંત **તત્ત્વજ્ઞાનીના** પરિચયની તૈયારી રાખવાની છે. તે થોડા સમયમાં

જાહેર રીતે (પ્રકાશન મારફત અથવા મંચ ઉપર) મેદાનમાં આવશે ત્યારે જર્મનીની નજર પોતાની તરફ ખેંચશે. વલણની તેમ જ દાર્શનિક કેળવણીની બાબતોમાં, બન્ને બાબતોમાં, તે કેવળ **શ્ટ્રાઉસથી** જ નહિ પરંતુ **ફ્રાયરબાખથીયે** ચડિયાતું સ્થાન ધરાવે છે, અને ફ્રાયરબાખથી ચડિયાતા હોવાની બાબતમાં ભારે મર્મ સમાયેલો છે!—હું બોનમાં રહી શકું તો જ્યારે તે તર્કશાસ્ત્ર વિશે વ્યાખ્યાનો કરતો હોય ત્યારે તેનો અત્યંત ખંતીલો શ્રોતા બની રહું. હું હંમેશાં મંછા સેવતો રહ્યો છું કે તત્ત્વજ્ઞાનમાં મારો શિક્ષક એવો માણસ હોય. હવે મને ખ્યાલ આવે છે કે ખરા તત્ત્વજ્ઞાનની બાબતમાં હું કેટલો ઉપલકિયો રહ્યો છું. પરંતુ ધીરજ! હું હજી કંઈક શીખીશ ખરો!

"મારા દેવતાનું નામ ડૉક્ટર માર્ક્સ છે. તે હજી બહુ યુવાન છે (વધારેમાં વધારે ચોવીસ વરસ). તે મધ્યયુગીન ધર્મ તથા રાજકારણને આખરી ફટકો લગાવશે. તેનામાં વધારેમાં વધારે ધારદાર ચતુરાઈ અને અત્યંત ગહન દાર્શનિક ગંભીરતાનો સમન્વય સધાયેલો છે. રુસો, વોલ્તેર, હોલબાખ, લેસીંગ, હાઈને, અને હેગેલ એક જ વ્યક્તિમાં સંકળાઈ ગયેલા હોવાની કલ્પના કરો, હું મિશ્રિત થઈ ગયેલા નહિ પરંતુ **સંકળાઈ ગયેલા** હોવાની વાત કરું છું, અને તમને ડૉક્ટર માર્ક્સ જોવા મળશે."*

શક્ય છે કે હેસે માર્ક્સની એવી કૃતિઓ વાંચી હોય કે જે બચી નથી રહી, અથવા તેનો અભિપ્રાય કદાચ માર્ક્સ જોડેની વાતચીત ઉપર આધારિત હોય, પરંતુ તેની આગાહીમાં નોંધપાત્ર યથાર્થતા હતી. માર્ક્સ ક્રાંતિકારી તત્ત્વજ્ઞાનના સર્જનની આંતરિક તૈયારી કરી રહ્યા હતા. સૈદ્ધાંતિક ચિંતનની પ્રતિભા ઝડપથી વિકસી રહી હતી અને તેમની હસ્તીમાં પ્રગટ થઈ રહી હતી.

---

* Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 260-61.



# "વાસ્તવિકતાની નિષ્ઠુર ટીકા"

> લોકોને હિંમત બંધાવવા માટે પોતાનાથી જ ભયભીત બની જતાં શીખવવું જોઈએ.
>
> **કાર્લ માર્ક્સ***

માર્ક્સ લાંબા વખતથી વાટ જોવાતી તત્ત્વજ્ઞાનના ડૉક્ટરની પદવી મેળવી લીધા પછી ૧૮૪૧ની વસંતમાં પોતાના વતન ત્રીર ગયા, અને પછી બોન ગયા. બ્રુનો બાઉએર કેટલાક વખતથી તેમને ત્યાં તેડાવી રહ્યો હતો.

ત્રીરમાં માર્ક્સ અને તેમનાં સગાંઓ તથા માતા વચ્ચેના સંબંધોમાં ભંગાણ પડ્યું. માતા પુત્રને ઉડાઉ અને નાકામયાબ માણસ ગણતી હતી. તેણે માર્ક્સને પિતાના વારસામાંથી ભાગ આપવાનો ઈનકાર કરી દીધો. માર્ક્સની માતા અને વેસ્ટફાલેન પરિવાર વચ્ચે પણ મતભેદો ઊભા થયા. એથી જેનીને બહુ સહન કરવું પડ્યું. માર્ક્સ એવા ખ્યાલથી પીડાતા હતા કે પોતાના ભવિષ્યને જેનીના ભવિષ્ય જોડે સાંકળી શકે એમ નહોતા કારણ

---

* Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law. Introduction". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 178.

કે પરિવારના ભરણપોષણની સાધનસંપત્તિ નહોતા ધરાવતા.

માર્ક્સના લગ્ન સુધી ચાલુ રહેલા લાગણીઓના એવા તોફાન છતાં, માર્ક્સની હસ્તીમાં શક્તિ, જોમ, અને ઉત્સાહ છલકાઈ રહ્યાં હતાં. તેમને પોતાની પ્રતિભા તથા જ્ઞાનનો સમુચિત ઉપયોગ કરવાની તીવ્ર ઝંખના અને રાજકીય જીવનમાં સક્રિય ભૂમિકા ભજવવાની મંછા હતી.

માર્ક્સની ઉંમર ત્રેવીસ વરસની હતી, પરંતુ તત્ત્વજ્ઞાનના ડૉક્ટરની આદરપાત્ર પદવી એ મોજીલા યુવાન આદમીની, ટીખળ કરવા અને જીવનની ચડતીપડતીના સંબંધમાં હસી લેવા સદા તૈયાર આદમીની, "આદરપાત્રતા"માં કશો ઉમેરો કરતી હોય એમ નહોતું લાગતું.

માર્ક્સ અગાઉની જેમ જ આનંદી મેળવડાઓના કેંદ્ર અને હાર્દ બની રહેતા, જેની પાસે દિલ ખોલી શકાય અને મોજથી હસી શકાય, પરંતુ જેની હાજરીમાં સૂક્ષ્મ કટાક્ષોના, હંમેશાં સદ્‌ભાવી તથા નિર્દોષ જ ન હોય એવા કટાક્ષોના, "નિષ્ઠુર વરસાદ"ના ભોગ બનવાનું જોખમ પણ હોય, એવા આદમી હતા. નૈતિક અધમતા, દાસવૃત્તિ, અને પગ ચાટવાના વલણની જરાક સરખીયે નિશાની નજરે પડતાં જ તેમનો વિનોદ ટાઢોબોળ અને નિષ્ઠુર બની જતો. તેમાં "સર્વોત્તમ મિત્ર"ની પદવી પણ કોઈ રીતે મદદગાર ન બનતી.

માર્ક્સે સ્વતંત્ર પ્રવૃત્તિની વિવિધ યોજનાઓ બનાવી. તેમણે ૧૮૪૧ની વસંતમાં બ્રુનો બાઉએરની સાથે મળીને *Archiv des Atheismus* નામે ઉદ્દામ સામયિક શરૂ કરવાનો મનસૂબો ઘડયો. ઉદારમતવાદી મૂડીદાર વર્ગના એક આગેવાન અને એ વખતે *Deutsche Jahrbücher* નામે ઉદ્દામ સામયિક પ્રગટ કરતા આર્નોલ્ડ રૂગેએ એ સંબંધમાં ૧૮૪૧ના સપ્ટેંબરમાં લખ્યું: "હું માઠા સમયમાંથી પસાર થઈ રહ્યો છું કારણ કે બી. બાઉએર તથા કાર્લ માર્ક્સ અને ક્રીસ્ટીયાનસેન તથા ફાયરબાખ જહાલ વલણની ઘોષણા કરવાના છે અથવા ક્યારના કરી ચૂક્યા છે, અને તેમણે નિરીશ્વરવાદ તથા નશ્વરતાનો ઝંડો લહેરાવ્યો છે. ઈશ્વર, ધર્મ, તથા અમરતાને પદભ્રષ્ટ કરી નાખવામાં આવશે અને લોકોને દેવો તરીકે ઘોષિત કરવામાં આવશે. નિરીશ્વરવાદનું સામયિક પ્રગટ થવાનું છે અને પોલીસ મામલાને પાકી જવા દેશે તો ધમાલ થશે, પરંતુ તેનો કશો ઉપાય નથી."*

પરંતુ એ યોજના સાકાર ન થઈ. બોનમાં પ્રોફેસરનું પદ મેળવવાની માર્ક્સની આશા પણ ખરાબે ચડી ગઈ કારણ કે પ્રત્યાઘાતી ટીકાના દબાણને લીધે બ્રુનો બાઉએરને શિક્ષકના પદેથી બરતરફ કરી દેવામાં આવ્યો, અને સાવ સ્પષ્ટ થઈ ગયું કે માર્ક્સને ત્યાં પદ મળવાની શક્યતા એથીયે ઓછી હતી.

એ બધી બાબતોએ માર્ક્સને બહુ ફિકરમાં નાખી દીધા હોય એમ નથી લાગતું. તેમને વિદ્યાકીય વ્યક્તિના ગંભીર જીવનનું આકર્ષણ નહોતું. માર્ક્સને લુડવિગ ફાયરબાખના ઉદાહરણમાંથી કશી પ્રેરણા નહોતી મળી. ફાયરબાખ પ્રકૃતિના શાંતિમય મનનમાં તથા ઊર્મિલ દાર્શનિક પ્રવૃત્તિમાં ડૂબી જવાના આશયે પ્યારી પત્નીને લઈને ગ્રામવિસ્તારના એકાંતમાં ખસી ગયો હતો, અને બ્રુકબેર્ગ કિલ્લાની જાડી દીવાલો પાછળ ભરાઈ જઈને બાકીની દુનિયાથી અળગો થઈ ગયો હતો. પરંતુ માર્ક્સ થોડા વખતમાં અમુક સમય પૂરતા ફાયરબાખના "માનવશાસ્ત્રીય" ભૌતિકવાદના જોશીલા સમર્થક બની ગયા હતા.

---

* A. Cornu, *Karl Marx und Friedrich Engels. Leben und Werk*, Bd. 1, S. 245.

માર્ક્સ એવી પ્રવૃત્તિને ઝંખતા હતા કે જે અમલમાં તત્ત્વજ્ઞાન અને વાસ્તવિકતાના જોડાણને પ્રવેગ આપે. સૈદ્ધાંતિક અભ્યાસને "ખુદ જીવનમાં સંડોવણી" સાથે સમન્વિત કરવાની એ કોશિશ વ્યવસાયની પસંદગી વિશે તેમના શાળાનિબંધમાં પણ પ્રતિબિંબિત થઈ હતી અને યુનિવર્સિટીના અભ્યાસનાં વર્ષોમાં વધારે જોરદાર બની ગઈ હતી. માર્ક્સનાં રાજકીય વલણોનો વિકાસ, અને વધતી જતી તથા વધારે ઊંડી બનતી જતી એવી પ્રતીતિ કે હયાત સામાજિક વાસ્તવિકતા ગેરવાજબી તથા કંગાલ છે અને ક્રાંતિકારી પરિવર્તન માગી લે છે, તેમાં સહાયક બન્યાં હતાં

સામાન્ય રીતે માનવામાં આવે છે કે માર્ક્સ યુનિવર્સિટીનાં વર્ષોમાં રાજકારણથી અળગા રહ્યા હતા અને "વિશુદ્ધ" સિદ્ધાંતમાં પૂરેપૂરા ડૂબી ગયેલા હતા, યુનિવર્સિટીનો અભ્યાસ પૂરો કરી લીધા પછી જ એકાએક પ્રાણભૂત રાજકીય સવાલો તરફ વળ્યા હતા. પરંતુ સાફ જણાય છે કે વાત એમ નહોતી. આપણે જોઈ ગયા કે તેમનાં ૧૮૩૭નાં ઘણાં કાવ્યોમાં કૂપમંડૂક દુનિયા સાથેના સંબંધનો નિર્ણાયક વિચ્છેદ પ્રતિબિંબિત થયો હતો. વળી એ સમયે તે એડુઆર્ડ ગાન્સનાં વ્યાખ્યાનોમાં અસાધારણ ખંતથી હાજર રહેતા હતા. એડુઆર્ડ ગાન્સ ખુલ્લી રીતે સેં-સિમોનના વિચારોનો પ્રચાર કરતો હતો અને શ્રમની મુક્તિની હાકલ કરતો હતો. માર્ક્સે થોડા વખતમાં ગાન્સ જોડે વ્યક્તિગત પરિચય સાધી લીધો હતો. વધુમાં, માર્ક્સે ૧૮૩૭માં આડોલ્ફ રુટેનબેર્ગનો ઉલ્લેખ પોતાના બહુ ગાઢ મિત્ર તરીકે કર્યો હતો. આડોલ્ફ રુટેનબેર્ગ 'તરુણ મંડળ'ના સભ્ય તરીકે એક વાર ગિરફતાર થયો હતો અને "દુરાશયી લેખોના" લેખક તરીકે પોલીસના જાપતા હેઠળ હતો.

માર્ક્સનો બ્રૂનો બાઉએર સાથેનો સહયોગ પણ એવી હકીકતના આધારે નિર્ધારિત થયેલો હતો કે બ્રૂનો બાઉએર ઇતિહાસના ક્રમ ઉપર અસર પાડે એવું "પ્રવૃત્તિનું તત્ત્વજ્ઞાન" ઘડવાની કોશિશ કરી રહ્યો હતો. બાઉએર તથા ફ્રાયરબાખ તરફથી કરવામાં આવતી ધર્મની ટીકાને માર્ક્સ એ સમયે રાજકીય ટીકાના એકમાત્ર શક્ય રૂપ તરીકે ગણતા હતા.

એ ઉપરાંત, બાઉએરને સંતોષ આપતી સૈદ્ધાંતિક ટીકા માર્ક્સને વિદ્યાર્થી જીવનનાં અંતિમ વર્ષોમાં પણ ઘણી વાર અપૂરતી લાગી હતી. બાઉએરે ૧૮૪૧ના માર્ચની ૩૧મી તારીખે માર્ક્સને લખેલા પત્રના એક રસપ્રદ વાક્યનો ખુલાસો એ મતભેદમાં સાફ જોવા મળે છે: "તમારે માટે અમલી કારકિર્દીમાં મશગૂલ થઈ જવાનું કદમ ઘેલછા ગણાશે. હવે સિદ્ધાંત વધારેમાં વધારે જોરદાર અમલ છે, અને આગાહી થઈ શકે એમ નથી કે તે કેટલા વ્યાપક અર્થમાં અમલી બની રહેશે".*

દરમિયાનમાં જર્મનીમાં ઐતિહાસિક ઘટનાઓ એવી રીતે વિકસી રહી હતી કે સિદ્ધાંતમાં તેમ જ ખુદ જીવનમાં રાજકીય સમસ્યાઓ મોખરે આવી રહી હતી.

૧૮૪૦માં નવો રાજા — ફ્રેડરિક વિલ્હેલ્મ ચોથો — પ્રશિયાની ગાદીએ આવ્યો. સૌને તેની પાસેથી ઉદારમતવાદી સુધારાઓ તથા બંધારણની આશા હતી. તે સુંદર શબ્દો અને મોજીલા હાવભાવનો આશક હતો, અને તેણે આઝાદીની વ્યર્થ આશાઓને ઉત્તેજન આપ્યું. પરંતુ નવા રાજાએ વાસ્તવમાં "પ્રત્યાઘાતી સ્વચ્છંદતાવાદ"ની નીતિ અપનાવી અને રાજશાહી તથા ખ્રિસ્તી ધર્મસંસ્થાની સત્તાને વધારે મજબૂત બનાવવાની કારવાઈ કરી.

---

* Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 2, S. 250.

માર્ક્સે પોતે આગળ જતાં લખ્યું છે તે મુજબ, તેમણે નવા રાજાના "મૂલ્ય તથા ભૂમિકાને" તરત પારખી લીધાં: એ "કૂપમંડૂકોના રાજાએ" પોતાના રાજ્યાભિષેકના પ્રસંગે "જાહેર કર્યું કે તેનું હૃદય અને માનસિક વલણ ભાવિ મૂળભૂત કાનૂનની દિશામાં રહેશે".* તેણે માનવદ્વેષી રીતે પ્રશિયાનો ઉલ્લેખ પોતાના "રાજ" તરીકે કર્યો અને જર્મન લોકોને એવાં બાળકો ગણાવ્યાં કે જે હજી પુખ્ત ઉંમરનાં નહોતાં થયાં અને જેમને સોટી તથા મીઠાઈ મારફત કેળવણી આપવી પડે એમ હતી.

"સોટી" મુખ્યત્વે તો ધર્મ સામે સંઘર્ષ ચલાવવાની હિંમત કરનારા બહાદુર તરુણ હેગેલપંથીઓ માટે અનામત રાખવામાં આવી હતી. જાણીતા તરુણ હેગેલપંથીઓને યુનિવર્સિટીઓમાંથી હઠાવી દેવામાં આવ્યા. હેગેલપંથના સૈદ્ધાંતિક ખંડન માટે ઘરડા અર્ધ-ઘેલા આદર્શવાદી તત્ત્વજ્ઞાની શેલીંગને બર્લીન તેડાવવામાં આવ્યો.

ભ્રમો જેટલી ઝડપથી અસ્તિત્વમાં આવ્યા હતા એટલી જ ઝડપથી અદૃશ્ય થઈ ગયા. પ્રશિયન રાજ્યના સંયમી વિરોધીઓ બની રહેલા તરુણ હેગેલપંથીઓને રાજશાહી ઉદ્દામ દિશામાં વળવાની કોઈ આશા બાકી ન રહી એટલે તેઓ પોતે ઝડપથી ઉદ્દામ દિશામાં વળવા લાગ્યા.

દેશમાં ઉદારમતવાદી લોકશાહીવાદી આંદોલન વધારે જોરદાર બની ગયું અને લોકોમાં રાજકીય ચેતના આવવા લાગી. જર્મનીમાં જેમ જેમ ઉદ્યોગ વિકાસ પામતો ગયો અને રાષ્ટ્રીય મૂડીદાર વર્ગ વધારે મજબૂત બનતો ગયો તેમ તેમ રાજશાહીની પિતૃસત્તાક સામંતી આકાંક્ષાઓ વધારે ને વધારે કાલગ્રસ્ત બનતી ગઈ.

એ સમયે માર્ક્સ તેમની દૃષ્ટિમાં નવા પ્રકારની પ્રવૃત્તિની તૈયારી કરી રહ્યા હતા. ૧૮૪૧ના અંતમાં તેમણે લખ્યું કે "સાવ નિરાળા સ્વરૂપની રાજકીય અને દાર્શનિક પ્રવૃત્તિઓ હવે મને" ગ્રીક તત્ત્વજ્ઞાનના અભ્યાસના ક્ષેત્રની અગાઉની યોજનાઓ સાકાર કરવાના "વિચારો નથી કરવા દેતી"*.

એ પ્રવૃત્તિઓ કેવી હતી? માર્ક્સ સૌપ્રથમ તો ધર્મ સાથેનો હિસાબ પતાવી દેવા આતુર હતા અને ખ્રિસ્તી કલા વિશેની કૃતિ લખી રહ્યા હતા. પરંતુ તેમની રાજકીય આકાંક્ષાઓ તેમણે એ સમયે લખવી શરૂ કરેલી કૃતિમાં, રાજ્યની હેગેલપંથી વિભાવનાની મીમાંસાને લગતી કૃતિમાં, ઘણા વધારે ચોક્કસ રૂપમાં વ્યક્ત થઈ હતી.

હેગેલનો તેમ જ તરુણ હેગેલપંથીઓનો આદર્શ બંધારણીય રાજશાહીનો હતો, પરંતુ માર્ક્સે તેમના પોતાના શબ્દોમાં એ "આરંભથી અંત સુધી પોતાનું જ ખંડન કરતા અને પોતાને જ નાબૂદ કરી નાખતા વર્ણસંકર"ની સામે જંગ જાહેર કરી દીધો હતો.**

૧૮૪૨ના માર્ચના આરંભમાં કરવામાં આવેલું એ નિવેદન માર્ક્સના રાજકીય ઉદ્દામવાદની સાબિતી પૂરી પાડે છે. તેમને ઉકેલ હયાત રાજશાહી વ્યવસ્થાના ઉદારીકરણમાં નહિ પરંતુ તેની

---

* Karl Marx, "Letters from the *Deutsch-Französische Jahrbücher*". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 139.

* Marx/Engels, *Gesamtausgabe*, Bd. 1, Halbband 1, S. XXXIV.

** Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 382-83.

નાબૂદીમાં દેખાયો હતો. જેમની વહીવટ સંબંધી નીતિ "લોકોને જનાવરોની કક્ષાએ ઉતારી પાડવાના" સિદ્ધાંત ઉપર આધારિત હતી એવા રાજપુરુષો વિશે તેમણે ધિક્કારની લાગણીથી લખ્યું છે અને તેમને "વધારે પડતી ખાતરી રાખતા મવાલીઓ" અને "અનુભવી વરણાગિયાઓ" ગણાવ્યા છે.*

માર્ક્સે પ્રશિયન રાજશાહી સામે પોતાની પહેલી ખુલ્લી લડાઈ અખબારી આઝાદી સંબંધી લેખોમાં લડવાનું નક્કી કર્યું ('પ્રશિયન સેન્સરશિપની છેલ્લામાં છેલ્લી સૂચના વિશે વિચારો' અને 'અખબારી આઝાદી વિશેની ચર્ચાઓ'). માર્ક્સનું ધ્યાન એ સવાલ તરફ એવા કારણસર ખેંચાયું હતું કે અખબારી આઝાદીમાં સામાન્ય રૂપની રાજકીય આઝાદીનો નિર્દેશ હોય છે અને "અખબારી આઝાદીની ગેરહાજરી બીજી બધી આઝાદીઓને ભ્રામક બનાવી દે છે."**

૧૮૪૧ના અંતમાં સેન્સરશિપની નવી સૂચના પ્રગટ થઈ હતી. એ દસ્તાવેજમાં રાજાની નીતિઓનો, પ્રગતિશીલ ગણાવવામાં આવતી પરંતુ હકીકતમાં પ્રત્યાઘાતી નીતિઓનો, પૂરો નકલી ઉદારમતવાદી દંભ મૂર્ત થયો હતો.

એ સૂચના પ્રગટ થવાથી મૂડીવાદી ઉદારમતવાદીઓની છાવણીમાં સર્વસામાન્ય ખુશાલી ફેલાઈ ગઈ હતી ત્યારે, એવા સમયે, માર્ક્સે સુંદર શબ્દોના તેના બુરખાને ફાડી નાખ્યો અને "દૈવી સત્તાએ" બક્ષેલી આઝાદીઓની દયાજનક દરિદ્રતાને નિષ્ઠુરતાથી પ્રકાશમાં આણી દીધી.

---

* Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 384.

** Karl Marx, "Debates on Freedom of the Press". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 180.

માર્ક્સે મૂડીવાદી વાસ્તવિકતાની ટીકાના સિદ્ધાંતોનું નિરૂપણ નીચે મુજબ કર્યું: "મારો નિર્દેશ **અસ્તિત્વ ધરાવતાં સર્વકંઈની કઠોર ટીકા** તરફ છે, તે જેવાં પરિણામો પેદા કરે તેનાથી ન ડરવાના તેમ જ હયાત સત્તા સાથેની ટક્કરથી પણ એટલા જ પ્રમાણમાં ન ડરવાના અર્થમાં, બન્ને અર્થમાં, એવી ટીકા તરફ છે."*

માર્ક્સનાં એ નિવેદનોમાં તેમની કેવળ રાજકીય જ નહિ પરંતુ નૈતિક લાક્ષણિકતાઓ પણ અંકિત છે. તેઓ આપણે માટે તેમના માપદંડોનો, તરુણ માર્ક્સે સંશોધન કાર્યમાં તથા વિદ્યાકીય અભ્યાસમાં લાગુ કરેલા માપદંડોનો, ખ્યાલ મેળવવાનું શક્ય બનાવે છે.

માર્ક્સ સત્યને ગહન તથા સુસંગત રીતે પ્રકાશમાં આણવાની, બાબતોને લગતી તર્કશૃંખલાને હિંમત અને દૃઢતાથી અનુસરવાની, "ચિંતનની સર્વસામાન્ય ઉદારતા સાધવાની, **દરેક વસ્તુની પ્રતિક્રિયા તેનાં તાત્ત્વિક રૂપલક્ષણો** મુજબ કરતી ઉદારતા સાધવાની, કોશિશ કરતા હતા."** સત્યની શોધ કરનારાએ કોઈ પણ બાહ્ય ગણતરીઓથી આડે માર્ગે ન દોરાઈ જવું જોઈએ. "સત્યની શોધ કરનારાની પહેલી ફરજ શું ડાબે કે જમણે નજર નાખ્યા વગર સીધું સત્યનું જ નિશાન તાકવાની નથી? જો હું બાબતના

---

* Karl Marx, "Letters from the *Deutsch-Französische Jahrbücher*". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 142.

** Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 113.

સારતત્ત્વને નિર્ધારિત રૂપમાં જ રજૂ કરવાનું ન ભૂલી જવા બંધાયેલો હોઉં તો સારતત્ત્વને જ ભૂલી ન જાઉં?"*

વૈજ્ઞાનિક સંશોધનમાં કેવળ પરિણામની બાબત જ નહિ પરંતુ એ પરિણામ સુધી દોરી જતા પંથની બાબત પણ મહત્ત્વની હોય છે, અને તેમાં વિદ્વાનના આંતરિક સ્વભાવને લક્ષમાં લેવામાં આવે છે: જે ધ્યેય ગેરવાજબી રીતોને જરૂરી બનાવતું હોય તે વાજબી ધ્યેય નથી હોતું. વિજ્ઞાનમાં કાયરતા અને અધકચરાપણું વિજ્ઞાનના દ્રોહને અંકિત કરે છે.

અખબારી આઝાદી વિશેની ચર્ચાઓને લગતા લેખમાં માર્ક્સ ફરી એ વિચારને એથીયે વધારે ચોક્કસ રૂપમાં વ્યક્ત કરે છે.

સામાન્ય રીતે લેખનની જેમ જ વિદ્વત્તા કંઈ "કામધંધો" નથી. તેને કામધંધાના સ્તરે ન ઉતારી પાડવી જોઈએ. "લેખકે જીવતા રહેવા માટે અને લખવા માટે બેશક કમાવું જોઈએ, પરંતુ તેણે કમાવા માટે જીવતા રહેવાનું અને લખવાનું વલણ કોઈ રીતે ન જ રાખવું જોઈએ.

બેરાન્ઝે ગાય છે:

Je ne vis que pour faire des chansons,
Si vous m'ôtez ma place Monseigneur,
Je ferai des chansons pour vivre,**

---

* Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 111.

** હું તો માત્ર ગીતો રચવા માટે જ જીવું છું. નામદાર, તમે મને બરતરફ કરશો તો હું જીવતો રહેવા માટે ગીતો રચીશ.—અનુ.



કાર્લ માર્ક્સ હોલૅંડના પ્રવાસ દરમિયાન



ગેઓર્ગ ફ્રેડરિક વિલ્હેલ્મ હેગેલ



યુવાન એંગેલ્સ



જેની ફોન વેસ્ટફાલેન



રોબર્ટ ઓવેન



કાર્લ માર્ક્સ અને ફ્રેડરિક એંગેલ્સ પૅરિસમાં
સમાજવાદીઓ સાથે



લુડવિગ ફાયરબાખ



વિલ્હેલ્મ વાઈટલિંગ



કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, અને માર્ક્સની પુત્રીઓ —
જેની, લાઉરા, એલીનોર



કાર્લ માર્ક્સ

એ ધમકીમાં એવો વ્યંગાત્મક એકરાર સમાયેલો છે કે કવિ માટે કવિતા જ્યારે ગુજરાનનું સાધન બની જાય ત્યારે તે પોતાના યોગ્ય ક્ષેત્રને તજી દે છે.

"લેખક પોતાના કાર્યને **ગુજરાનનું સાધન** બિલકુલ નથી ગણતો. એ કાર્ય ખુદ **આખરી ધ્યેય** હોય છે, એ તેને પોતાને માટે અને બીજા લોકો માટે ગુજરાનનું સાધન એટલું ઓછું હોય છે કે જરૂરત પડે તો તેના અસ્તિત્વને ખાતર લેખક પોતાના અસ્તિત્વને કુરબાન કરી દે છે."*

માર્ક્સે પોતાનો સર્જનાત્મક મુદ્રાલેખ એવા શબ્દોમાં વ્યક્ત કર્યો હતો. તેમણે પોતાના સમગ્ર જીવન થકી સાબિત કર્યું હતું કે તેમણે "જીવતા રહેવા માટે ગીતોની રચના" કદી નહોતી કરી, બલકે વૈજ્ઞાનિક સત્યની શોધમાં પોતાના ખાનગી જીવનનું બલિદાન આપ્યું હતું.

માર્ક્સ નવા રાજાના આદેશોના નકલી ઉદારમતવાદની વ્યંગભરી હાંસી પૂરતા જ સીમિત નહોતા રહ્યા. તેમણે "માનસના વલણ વિરુદ્ધ" કાનૂનો શક્ય બનાવતી પદ્ધતિના સારતત્ત્વને પ્રકાશમાં આણ્યું. તેમણે બતાવ્યું કે એવા કાનૂનો માત્ર પ્રજાવિરોધી શાસનમાં જ શક્ય બને છે, "જે સમાજમાં **કોઈ એક ઘટક** પોતાને રાજ્ય-બુદ્ધિ તથા રાજ્ય-નૈતિકતાના એકમાત્ર અને વિશિષ્ટ ધારક તરીકે માની લેતું હોય તેમાં, તથા જે સરકાર

---

* Karl Marx, "Debates on Freedom of the Press". Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 174-75.

સિદ્ધાંતની દૃષ્ટિએ જનતાનો વિરોધ કરતી હોય તેમાં, શક્ય બને છે..."*

માત્ર "જૂથની બૂરી દાનત જ... વેરના કાનૂનો, માનસના વલણ વિરુદ્ધ કાનૂનો, ઘડતી હોય છે". "માનસના વલણ વિરુદ્ધ કાનૂનો માનસના સિદ્ધાંતરહિત વલણ ઉપર, રાજ્યના સંબંધમાં અનૈતિક ભૌતિક દૃષ્ટિ ઉપર, આધારિત હોય છે."**

માર્ક્સે એવો ક્રાંતિકારી વિચાર તારવ્યો છે કે "જૂથ" પ્રજાવિરોધી કાનૂનો જાહેર કરીને પોતાને **કાનૂનની બહાર** મૂકી દે છે, રાજ્યને વધારે મજબૂત બનાવવાનું લક્ષ્ય ધરાવતાં તેનાં કદમો વાસ્તવમાં રાજ્ય-વિરોધી સ્વરૂપનાં હોય છે.

અહીંયાં માર્ક્સ રાજ્યની ટીકા હજી અમૂર્ત દાર્શનિક ધોરણના આધારે કરે છે. તેના વર્ગીય-ઐતિહાસિક સારતત્ત્વની સમજણ મેળવવાની દિશામાં તે હજી શરૂઆત જ કરી રહ્યા છે. તેમણે એ સમજણની દિશામાં આગેકદમ તરીકે રાજ્યના વસ્તુગત, વ્યક્તિથી સ્વતંત્ર, સ્વરૂપ ઉપર ધ્યાન કેંદ્રિત કર્યું હતું.

માર્ક્સે બતાવ્યું છે કે રાજ્યના અમલદારોનાં કૃત્યોનું ખરું કારણ આ કે તે વ્યક્તિની વિશિષ્ટતાઓમાં, તેમના માનસના વલણમાં, નથી હોતું, એ તો "અવળા જગત"ની અભિવ્યક્તિ હોય છે.

---

* Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 120.

** Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 120.

સરકાર પ્રજાવિરોધી હોય તો તેનાં બધાં કૃત્યો,. "સારાં" કૃત્યો પણ, ઊલટાં બની જાય છે. કાનૂનને પુષ્ટિ આપવાની કોશિશ કરતી વેળા તેને ગેરકાનૂની રીતોનો, કાનૂનના ભંગનો, આશરો લેવો પડે છે. તે કાનૂનના જુલમને ઊંચી કક્ષાએ ચડાવી દે છે. તે અખબારોનો ટીકા કરવાનો અધિકાર છીનવી લઈને સરકારી અમલદારોને માથે ટીકાની ફરજ લાદી દે છે.

તે "વ્યક્તિઓનો" બચાવ કરતી વેળા વ્યક્તિને નીચે ઉતારી પાડે છે, તેનો પોતાનો અભિપ્રાય ધરાવવાનો અધિકાર પણ તેની પાસેથી છીનવી લે છે. એવી સરકાર રાષ્ટ્રીય લાગણીઓને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવાની કોશિશ કરતી વેળા પોતે જ "રાષ્ટ્રને હીણપતમાં ધકેલી દેતી દૃષ્ટિ ઉપર આધારિત હોય છે".

સરકારી સૂચના "અમલદારોના વર્ગમાં અમર્યાદિત વિશ્વાસનો તકાદો કરે છે, અને બિન-અમલદારોના વર્ગમાં અમર્યાદિત અવિશ્વાસમાંથી ઉદય પામે છે".

પ્રશિયન અમલદાર "વાલી"ની ભૂમિકાનાં કદમો ઉઠાવે છે, તેને "માનસના નિયંત્રણ"ની જવાબદારી સોંપવામાં આવેલી હોય છે. અને જરાક સરખીયે શંકા ઊભી નથી થતી કે દરેક જાતની વૈજ્ઞાનિક યોગ્યતા વિશે ફેંસલો કરવા માટેની વૈજ્ઞાનિક યોગ્યતા તેનામાં છે કે નહિ.*

માર્ક્સે એ નોકરશાહી સિદ્ધાંતના આંતરિક વ્યંગને પ્રકાશમાં આણ્યો છે. વિચાર કરતા લોકો વિશે ફેંસલા કરવા માટે અમલદાર બધાં ક્ષેત્રોમાં તેમનાથી ચડિયાતો હોવો જોઈએ. કદાચ "સરકારની

---

* Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 126.

જાણના સર્વસામાન્ય પ્રતિભા ધરાવતા માણસોનું ટોળું" પ્રશિયામાં ખરેખર હોય. પરંતુ એમ હોય તો "જ્ઞાનકોષ સમાં માનસો ધરાવતા એ માણસો" લેખકો અને વિજ્ઞાનીઓ તરીકે આગળ કેમ નથી આવતા? સંખ્યાના આધારે વર્ચસ્વી અને વૈજ્ઞાનિક જ્ઞાન તથા પ્રતિભાને કારણે સામર્થ્યવાન એ અમલદારો સામાજિક મંચ ઉપર કેમ નથી આવતા અને પોતાના વજન વડે કંગાલ લેખકોને ગૂંગળાવી કેમ નથી નાખતા?

પરંતુ એવા અમલદારોની પ્રતિભા કેટલી બધી વધારે હોવી જોઈએ કે જે ચિંતનના ક્ષેત્રમાં શાંતિના રક્ષકોની વરણી કરતા હોય છે અને પોતે તેમને કાબૂમાં રાખતા હોય છે! "આપણે **બુદ્ધિપ્રભાની** એ **નોકરશાહીમાં** જેમ વધારે ઊંચે જઈએ તેમ વધારે અદ્ભુત માનસોનો ભેટો થાય છે."*

હકીકતમાં, નોકરશાહી પોલીસ રાજ્યમાં સમગ્ર સેન્સરશિપની ઉપર વધારે ઊંચી સેન્સરશિપ હોય છે, અને દરેક અમલદારની આપખુદી તેનાથી ઊંચા સ્તરના અમલદારની આપખુદી થકી મર્યાદિત હોય છે. પરંતુ અનિવાર્ય છે કે એવી વ્યવસ્થામાં "ગેરકાનૂની રીતો હવે ત્રીજી અથવા નવ્વાણુંમી કક્ષાએ શરૂ થાય છે".** નોકરશાહી રાજ્ય એ ક્ષેત્રને એટલું ઊંચે મૂકવાની કોશિશ કરે છે કે તે નજરમાં ન આવે.

---

* Karl Marx, Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 126.

** Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 131.

એ પૃથક્કરણ માર્ક્સને એવા સ્વાભાવિક નિષ્કર્ષ સુધી દોરી જાય છે કે "**સેન્સરશિપનો મૂળગામી ઈલાજ** તેની **નાબૂદીનો** જ હોઈ શકે કારણ કે ખુદ સંસ્થા જ બૂરી છે..."*

માર્ક્સે અહીંયાં મૂડીવાદી રાજ્યના આખા "નોકરશાહી તંત્રને ખતમ કરી નાખવાની આવશ્યકતાનો નિર્દેશ નથી કર્યો, પરંતુ તે એ વિચાર નજીક પહોંચી ગયા છે.

માર્ક્સે પોતાની પીઢ ઉંમરનાં વર્ષોમાં સેન્સરશિપની સૂચના સંબંધી એ લેખનું મૂલ્ય સારી પેઠે ઊંચું આંક્યું હતું. તેનો ખ્યાલ એ હકીકતમાંથી મળે છે કે તેમણે ૧૮૫૧માં પ્રગટ થવા લાગેલા તેમનાં લખાણોના સંગ્રહમાં તેને પહેલા લેખનું સ્થાન આપ્યું હતું (સરકારના દબાણને લીધે એ આવૃત્તિનું પ્રકાશન પહેલા ગ્રંથ પછી અટકાવી દેવામાં આવ્યું હતું).

એ લેખમાં એવું સ્ફોટક બળ હતું કે તે જર્મનીમાં છપાવાનો તો બેશક સવાલ જ નહોતો. માર્ક્સે આગાહી કરેલી તે મુજબ, સેન્સરશિપે એ લેખમાં અપાયેલા તેના વર્ણનની યથાર્થતાને પુષ્ટિ આપવામાં જરાય વિલંબ ન કર્યો, તેની ઉપર પ્રતિબંધ લગાવી દીધો. લેખ પહેલી વાર ૧૮૪૩માં સ્વીટ્ઝરલૅંડમાં પ્રગટ થયો હતો.

પરંતુ માર્ક્સે રાઈન પ્રાંતની પરિષદમાં અખબારી આઝાદી વિશેની ચર્ચાઓને લગતો ઉપરોક્ત લેખ ૧૮૪૨ની વસંતમાં *Rheinische Zeitung* અખબારમાં પ્રગટ કર્યો હતો, અને તેમાં સમસ્યાની છણાવટ જુદી દૃષ્ટિએ કરી હતી.

---

* Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 131.

માર્ક્સનું નવું વલણ એ હકીકતમાં સમાયેલું હતું કે તેમણે તેમાં અખબારી આઝાદી વિશે પરિષદના સભ્યોના વિવિધ અભિપ્રાયો અને તેમના સામાજિક તથા વર્ગીય દરજ્જાઓ વચ્ચેના સીધા સંબંધનો નિર્દેશ કર્યો હતો. એ મહત્ત્વનું આગેકદમ હતું. અખબારી આઝાદી વિશેની ચર્ચાઓમાં "દરજ્જા"ને લગતાં હિતો વચ્ચે જે કટ્ટર ઘર્ષણ થયેલું તેમાં સાફ થઈ ગયું હતું કે "સામાન્ય રૂપની" આઝાદી જેવું કશું હોતું જ નથી, દરેક દરજ્જો "પોતાની" આઝાદીનો બચાવ કરતો હોય છે.

માર્ક્સે બતાવ્યું છે કે મૂડીદાર વર્ગ અને કિસાનપ્રજાના દરજ્જાઓએ પણ અખબારી આઝાદીની તેમની માંગોની મર્યાદિતતા પ્રદર્શિત કરી હતી. માર્ક્સે મૂડીવાદી અખબારી આઝાદીને, તે એ સમયે ફ્રાંસમાં જે રૂપમાં અસ્તિત્વમાં હતી તેમાં પણ, પૂરતા પ્રમાણની નહોતી ગણી. ફ્રેંચ અખબારી આલમ "માનસિક સેન્સરશિપનો ભોગ નથી બનતી... પરંતુ મોટી નાણાકીય જામીનગીરીઓના રૂપમાં ભૌતિક સેન્સરશિપનો ભોગ બને છે", તેને "મોટી વ્યાપારી સટ્ટાબાજીના ક્ષેત્રમાં ખેંચી લેવામાં આવે છે".*

અહીંયાં નવા વિચારનો ઉદય સાફ જોવા મળે છે. એ વિચાર "ભૌતિક" સેન્સરશિપ ઉપર, મૂડીવાદી સમાજના વ્યાપારી તથા નાણાકીય સંબંધો ઉપર, "માનસિક સેન્સરશિપ"ના અવલંબનનો છે. આપણને એ વિચારનો વિકાસ માર્ક્સની દરેક ઉત્તરોત્તર કૃતિમાં જોવા મળે છે.

---

* Karl Marx, "Debates on Freedom of the Press". Marx, Engels, *Collected Works*, Vol. 1, p.167.

માર્ક્સનું પહેલું જ જાહેર લખાણ બતાવે છે કે ઉદારમતવાદી જર્મન બુદ્ધિજીવીઓનો આદર્શ બની રહેલી મૂડીવાદી આઝાદીઓ તેમની દૃષ્ટિમાં આદર્શના સ્થાને કોઈ રીતે નહોતી. તેમણે છેક આરંભથી જ પોતાની રાજકીય પ્રવૃત્તિ **ક્રાંતિકારી લોકશાહીવાદી** તરીકે શરૂ કરી હતી, જર્મન વાસ્તવિકતાની ટીકા જેટલી એકદમ ઉદ્દામ મૂડીવાદી ઉદારમતવાદીઓ કરી શકતા હતા તેનાથી ઘણી વધારે ગહન તથા સુસંગત રીતે કરી હતી.

અખબારી આઝાદી વિશેની ચર્ચાઓને લગતો લેખ માર્ક્સે હેરોડોટસનું એવા મતલબનું અવતરણ ટાંકીને પૂરો કર્યો છે કે એક વાર આઝાદીનો સ્વાદ રાખી લીધા પછી તેને માટે "ખાલી બરછીઓ વડે જ નહિ પરંતુ કુહાડીઓ વડે પણ" લડવું જ જોઈએ.

*Rheinische Zeitung* અખબારમાં માર્ક્સના તેજસ્વી પ્રથમ લખાણે ખરી સનસનાટી ફેલાવી દીધી હતી. માર્ક્સ પાસેથી તેમની અસાધારણ પ્રતિભાની વાસ્તવિક સાબિતીની અપેક્ષા ઘણા વખતથી રાખનારા મિત્રોને સંતોષ થયો હતો. આર્નોલ્ડ રુગેએ લખ્યું કે અખબારી આઝાદી વિશે અને તેના બચાવમાં આટલું ગહન અને આનાથી વધારે સારી દલીલો રજૂ કરતું કશું અગાઉ ક્યારેય નથી કહેવામાં આવ્યું.

*Rheinische Zeitung* અખબારના સંપાદકીય કાર્યાલયમાં માર્ક્સનો પ્રભાવ અગાઉ પણ બહુ ગણનાપાત્ર હતો, પરંતુ હવે એટલો બધો વધી ગયો કે તે વાસ્તવમાં તેના આગેવાનોમાં સામેલ થઈ ગયા, અને થોડા વખત પછી તેમને મુખ્ય તંત્રી તરીકે નીમવામાં આવ્યા.

૧૮૪૨ના ઑક્ટોબરમાં અખબારમાં રાઈન પ્રાંતની પરિષદમાં થયેલી ચર્ચાઓ વિશે લેખોની નવી હારમાળા પ્રગટ

થઈ. આ વખતે ચર્ચાઓ લાકડાંની ચોરીને લગતા કાનૂન વિશે થઈ હતી.

એ લેખો માર્ક્સની સર્જનાત્મક જીવનકથામાં ખાસ નોંધપાત્ર છે. પહેલી જ વાર તેમને અમૂર્તતાનાં આકાશોમાંથી મક્કમ ધરતી ઉપર ઊતરી આવવું પડ્યું હતું, એટલે કે હેગેલની દાર્શનિક પદ્ધતિમાં રજૂ ન થયેલાં ભૌતિક હિતો સંબંધી કાર્ય કરવું પડ્યું હતું.

એ સમયથી માર્ક્સનું ચિંતન એવી દિશામાં ધકેલાયું કે જેણે તેમને થોડા વખતમાં સમાજના વર્ગીય તથા આર્થિક માળખાના પૃથક્કરણ સુધી પહોંચાડી દીધા. લાકડાંની ચોરીને લગતા કાનૂન સંબંધી ચર્ચાઓ વિશેના લેખો વાંચતી વેળા આપણે નવા વિચારોના "પ્રભાત"ની છડી પોકારતા પ્રથમ "વિદ્યુત ઝબકારાઓ"ની કલ્પના કરી શકીએ છીએ.

જે આર્થિક જીવનનું ખાનગી અને નજીવું તત્ત્વ લાગે—લાકડાંની ચોરી અને શિકારને લગતા તેમ જ વનોના રક્ષણને લગતા કાનૂનોના ભંગ—તેની સાથે સંકળાયેલા સંજોગોના તેમના પરીક્ષણમાં ગરીબ લોકસમુદાયોના અધિકારોનો અભાવ પૂર્ણ રૂપે પ્રકાશમાં આવ્યો હતો.

માર્ક્સે પારખી કાઢ્યું કે મોટા જમીનદારોના હિતમાં મૂળભૂત માનવીય અધિકારો કેવી રીતે નકારવામાં આવે છે, "કાષ્ઠના દેવો" જો ખાનગી માલિકીના હોય તો તેમની વેદી ઉપર લોકોને જરાય અચકાટ વગર કેવી રીતે બલિ બનાવી દેવામાં આવે છે.

તેમની દૃષ્ટિમાં એકદમ સ્પષ્ટ થઈ ગયું કે "ખાનગી માલિકી" માનવતા-વિરોધી છે, વ્યક્તિનો વિરોધ કરે છે અને વ્યક્તિની વિરુદ્ધ જાતજાતના ગુનાઓને વાજબી ઠરાવે છે, માનવીને જનાવરના સ્તરે નીચે ઉતારી પાડે છે.

કુદરતી પ્રાણીજગતમાં કામ કરતી મધમાખીઓ આળસુ મધમાખીઓને મારી નાખતી હોય છે, પરંતુ માનવીય "પ્રાણીજગતમાં" એથી ઊલટું બને છે, "આળસુ મધમાખીઓ કામ કરતી મધમાખીઓને મારી નાખે છે, અને તે પણ ચોક્કસ મહેનત મારફત".*

મિલકતના સંબંધોમાં સમાયેલો સામાજિક અન્યાય જોઈને સખત ખીજે ભરાયેલા માર્ક્સે "ગરીબ, રાજકીય તથા સામાજિક દૃષ્ટિએ મિલકત વગરના, અનેક"નાં હિતોનો બચાવ દૃઢતાથી કર્યો છે.**

તેમણે "વહેવારુ" વન-માલિકોને ઉઘાડા પાડીને જણાવ્યું છે કે એ લોકો "વિદ્વાન તથા વિદ્વત્તા-વાંછુ માણસોની દાસવૃત્તિના" આધારે દરેક હલકટ દાવાને "અધિકારના શુદ્ધ સોનામાં" પલટાવી નાખે છે, અને વન-માલિકોની તાબેદાર પરિષદ મહેનતકશ લોકોના અધિકારોને હજી વધારે ઘટાડી નાખવા માટે જાતજાતની અપ્રમાણિક ચાલાકીઓ અજમાવે છે.

સવાલ વન સંબંધી નિયમોનો ભંગ કરનારાઓનાં હિતોનો હોય ત્યારે પડી ગયેલાં લાકડાં ભેગાં કરવાની, વન સંબંધી નિયમોના ભંગની, તથા લાકડાંની ચોરીની બાબતો વચ્ચેના તફાવતને પરિષદ નકારી કાઢે છે. પરંતુ "સવાલ **વન-માલિકોનાં હિતોનો** હોય ત્યારે તે એ તફાવતને માન્ય રાખે છે."***

---

* Karl Marx, "Debates on the Law on Thefts of Wood". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 231.

** Karl Marx, "Debates on the Law on Thefts of Wood". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 230.

*** Karl Marx, "Debates on the Law on Thefts of Wood". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 228.

ખાનગી હિત વહેવારુ, સ્વાર્થી, અને કાયર હોય છે. તે કાયર હોય છે કારણ કે ગેરકાનૂની રીતો ઉપર આધારિત હોય છે અને પોતાનું બધું ખોઈ બેસવાનું જોખમ જોઈને થરથરવા લાગે છે. કાનૂન ઘડનારની ભૂમિકા ભજવનારા ખાનગી હિતને કેવળ પાપીઓની, તે જેની વિરુદ્ધ કાનૂનો જાહેર કરતું હોય છે એ પાપીઓની, બીકનો જ અનુભવ હોય છે. "કાયરતાના આધારે ઘડવામાં આવેલા કાનૂનોની લાક્ષણિક વિશિષ્ટતા ક્રૂરતાની હોય છે કારણ કે કાયરતા માત્ર ક્રૂર થઈને જ જોશીલી બની શકે છે."*

માર્ક્સને રાઈન પ્રાંતની પરિષદની વન-માલિકોના હાથા તરીકેની દયાજનક ભૂમિકા પ્રકાશમાં આણતી વેળા સમાજમાં રાજ્યની ભૂમિકાને પણ જુદી દૃષ્ટિએ નીરખવી પડી હતી. માનવીના કબીલાઈ સારતત્ત્વ તરીકે રાજ્યની હેગેલપંથી જડપૂજા સાથે સંકળાયેલા જે ભ્રમો તેમના મનમાં બાકી રહી ગયા હતા તે અદૃશ્ય થઈ ગયા.

માર્ક્સે જણાવ્યું છે કે "કશુંયે સ્વાર્થની તર્કશૃંખલાથી વધારે ભયંકર નથી હોતું". તે, એ તર્કશૃંખલા, રાજ્યના અખત્યારને વન-માલિકના ચાકરમાં પલટાવી નાખે છે. "રાજ્યનાં બધાં ઘટકો કાન, આંખો, હાથ, તથા પગ બની જાય છે. અને વન-માલિકનું હિત તેમનો ઉપયોગ કરીને સાંભળે છે, નિરીક્ષણ કરે છે, મુલવણી કરે છે, રક્ષણ કરે છે, લંબાય છે, અને દોડે છે."**

---

* Karl Marx, "Debates on the Law on Thefts of Wood". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 236.

** Karl Marx, "Debates on the Law on Thefts of Wood". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 245.

સ્વાર્થનાં "કપટો" એવાં હોય છે કે વસ્તુમાં "અદ્‌ભુત ગુણધર્મ"નું આરોપણ કરી દે છે. વન-માલિક પાસેથી ચોરવામાં આવેલાં લાકડાં તેને તરત રાજ્યના મૂર્ત રૂપમાં પલટાવી નાખે છે કારણ કે તેને ચોરની ઉપર રાજ્યમૂલક અધિકાર મળી જાય છે. એ રીતે એવો સાર નીકળે છે કે "વન-માલિકે લાકડાંના ચોરનો ઉપયોગ **ખુદ રાજ્યને** તફડાવી લેવા માટે કર્યો છે".* વન-માલિક લાકડાના કકડાનો નિકાલ કરવાનો અધિકાર ગુમાવીને માનવ હસ્તીનો નિકાલ કરવાનો અધિકાર મેળવી લે છે, જેવી રીતે શેક્સપિયરની કૃતિમાં શાયલોક એક રતલ માનવ-માંસની હૂંડી મેળવી લે છે એવી રીતે.

આપણે જોઈ શકીએ છીએ કે માર્ક્સ ફરી વાર અવળા કરી નાખવામાં આવેલા જગતના વિચાર તરફ વળે છે. એ વિચાર આગળ જતાં શ્રમના સ્વત્વાર્પણ તથા પણ્યની જડપૂજાના પ્રવર્ગોમાં વિકસે છે. તરુણ માર્ક્સે લાકડાંની ચોરીને લગતા લેખના અંતમાં નિવેદન કર્યું છે કે લાકડામાં "રાઈન વિસ્તારના રહેવાસીઓની જડપૂજા" અંકિત છે, અને 'મૂડી' કૃતિમાં તેમણે બતાવ્યું છે કે પણ્યનું "લાકડાનું ભેજું" કેવી રીતે મૂડીવાદી સંબંધોની આખી દુનિયામાં શાસન ચલાવે છે.

માર્ક્સે એકરાર કર્યો છે કે લાકડાંની ચોરીને લગતા લેખ સંબંધી કાર્યમાં તેમને જરાય ખુશી નહોતી થઈ, પરિષદના સભ્યોની કંટાળાજનક અને તુચ્છ ચર્ચાઓનું ધ્યાન રાખતી વેળા તેમને ઘૃણાની લાગણી થતી હતી. પરંતુ એ કાર્યે તેમની

---

* Karl Marx, "Debates on the Law on Thefts of Wood". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 253.

રુચિઓને નવી દિશામાં વાળી. ગરીબીમાં સબડતા અને અધિકારો વગરના લોકોની સ્થિતિ, જેને વિશે અખબારના ખબરપત્રીઓ લખતા હતા એ સ્થિતિ, બરાબર તેમની નજર સામે આવી ગઈ. તેમણે "અભાવનો નિષ્ઠુર અવાજ" પુસ્તકોમાંથી નહિ, ત્રીજા સાધન મારફત નહિ, પરંતુ સીધો ખુદ મોઝેલના કિસાનો પાસેથી સાંભળ્યો. અને "જેને પોતાના વતનની ભૂમિમાં ભૂલી જવાની કોઈ શક્યતા નહોતી એવી લોકોની વેદનાની ભાષામાં" અખબારનાં પૃષ્ઠોમાં લખવાની, તથા "લોકોનો અવાજ પોતે જેવો સાંભળ્યો હતો તેવો પૂરેપૂરી ઈમાનદારીથી" સંચારિત કરવાની, બાબતને તે પોતાની "રાજકીય ફરજ" ગણતા હતા.*

મૂડીવાદી માર્ક્સવિદોને (માર્ક્સવાદની સામે બીજી કોઈ "દલીલ" ન મળે ત્યારે) માર્ક્સના "શુષ્ક તર્કવાદ" વિશે લખવાનો શોખ હોય છે, તેમને માની લેવાનું તથા લખવાનું ગમતું હોય છે કે માર્ક્સની દૃષ્ટિમાં વ્યક્તિ તો ખાલી અમૂર્ત વિભાવના છે, એક જાતનો "આર્થિક માનવી" છે. અને લોકસમુદાયોની વાસ્તવિક વિપદા જોઈને તેમને કશી લાગણી નથી થતી.

એવાં કથનો તો જે લોકો માર્ક્સને કેવળ સાંભળેલી વાતો મારફત જાણતા હોય તેઓ જ કરી શકે. પીડિતોના બચાવમાં તેમની "તર્કસંગત દલીલો"ના જોરનો ખ્યાલ જ નહિ પરંતુ માનવીને ઉતારી પાડવાના, માનવીય અધિકારો તથા ગૌરવને તુચ્છકારી કાઢવાના, દરેક વાસ્તવિક દાખલાથી તેમના મનમાં

* Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, pp. 332, 333.

પેદા થતી વેદના તથા ખીજની લાગણીઓના જોરનો ખ્યાલ પણ મેળવવા માટે તેમની કૃતિઓ *Justification of the Correspondent from the Mosel* (૧૮૪૨ના અંતમાં રચિત), *Economic and Philosophic Manuscripts of 1844*, અને 'મૂડી'નો પહેલો ગ્રંથ વાંચી લેવાનું પૂરતું સાબિત થશે.

માર્ક્સને ખાનગી માલિકીના સંબંધોના યંત્રવત્ ધબકારાઓ મારફત, તેમના પોતાના શબ્દોમાં, "માનવીય હૃદયના ધબકારા" સાંભળવા મળ્યા હતા.* આપણને માર્ક્સની કૃતિઓમાં તેમના પોતાના હૃદયના, અનુકંપાથી લોહી ટપકાવતા અને ખીજ તથા ધિક્કારથી સંકોચાઈ જતા હૃદયના, ધબકારા એટલા જ સાફ સાંભળવા મળે છે.

એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી કે માર્ક્સના મસ્તકમાં માનવીય સંસ્કૃતિની સમગ્ર માનસિક સંપદાનો સંચય થયો હતો, અને તેમનું હૃદય માનવજાતિની બધી વેદના જોઈને લોહી ટપકાવતું હતું. હાઈનરીખ માર્ક્સની આશંકાઓ અકારણ હતી: તેમના પુત્રનું હૃદય અને મસ્તક પૂરેપૂરો મેળ ખાતાં હતાં.

પ્રાસંગિક ઉલ્લેખ કરીએ કે માર્ક્સે *Justification of the Correspondent from the Mosel* કૃતિમાં, જેમાં તેમણે "વેદનાની ભાષામાં" લખ્યું છે એ કૃતિમાં, પોતાના વતન ત્રીરમાં સત્તાધારીઓના નોકરશાહી આપખુદ વર્તનના દાખલાઓ ટાંકતી વેળા, સ્પષ્ટ રીતે પિતાની વકીલ તરીકેની કામગીરીઓ તથા ઈનસાફના બચાવનાં કૃત્યોનો નિર્દેશ કર્યો છે.

* Karl Marx, "Contribution of the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 102.

('વ્યવસાયની શોધમાં' નામે પ્રકરણમાં એ દાખલાઓની વધારે વિગતો આપવામાં આવી છે.)

માર્ક્સવાદને તેના સ્રોતમાં જ ખુદ જીવનના ચેતનદાયક રસનું પોષણ ન મળ્યું હોત તો તે જગતના સંબંધમાં વૈજ્ઞાનિક દૃષ્ટિકોણ તરીકે વિકસી ન શક્યો હોત. પરંતુ "ખુદ જીવન"નાં તથ્યોની સાદી આનુભવિક સામાન્ય તારવણી કોઈ રીતે પૂરતી નહોતી. માર્ક્સની બાબતમાં સુખદ વિશિષ્ટતા એવી હતી કે તે "આનુભવિક વાસ્તવિકતા"ની ઉપર સૈદ્ધાંતિક ચિંતનનાં સર્વોચ્ચ શિખરોએથી પ્રકાશ પાથરી દેવાની અને સાથોસાથ, એથી સાવ ઊલટી દિશામાં, યથાર્થ વાસ્તવિકતાના યથાર્થ પૃથક્કરણને તારવણીનાં નવાં શિખરોએ પહોંચવાનો, તદનુરૂપ સિદ્ધાંતની શોધનો, આધાર બનાવવાની શક્તિ ધરાવતા હતા.

દુનિયાના નમાલા સંઘટનમાંથી અને વિવિધ વ્યક્તિઓની વિપદાઓમાંથી તેમના મનમાં પડેલી ભાવાત્મક છાપોએ તેમને એ નમાલા સંઘટનનો ખુલાસો શોધવાનું, તેના આંતરવિરોધોને પ્રકાશમાં આણવાનું, "જ્યાં પહેલી નજરે કેવળ વ્યક્તિઓ જ ક્રિયા કરતી દેખાતી હોય ત્યાં સંજોગોની અસર પારખી કાઢવાનું", પ્રોત્સાહન આપ્યું.*

એવાં લોકશાહીવાદી અખબારો કે જેમણે લોકોના જીવનસંજોગો વિશે "**તર્ક** ઉપર આધારિત... પરંતુ એટલા જ પ્રમાણમાં **લાગણી** ઉપર આધારિત" વલણ અપનાવવું જોઈએ, અને જેઓ હયાત સંબંધોનું નિરીક્ષણ કરતી વેળા "કેવળ

---

* Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 337.

ફેંસલાની ચતુરાઈભરી ભાષામાં જ નહિ પરંતુ ખુદ સંજોગોની ભાવાવેગી ભાષામાં પણ વાત કરે", એવાં અખબારોના સંબંધમાં માર્ક્સના શબ્દો તેમને પોતાને લાગુ થાય છે.*

માર્ક્સને બાબતોની તર્કશૃંખલાએ જ, નોકરશાહી આપખુદી અને રાજાશાહીના નકલી ઉદારમતવાદી સંકેતો વિરુદ્ધ તેમના અખબારી લેખો પછી, રાજાશાહી તથા નોકરશાહીના સામાજિક સ્થાન તથા ભૂમિકાનો સૈદ્ધાંતિક ખુલાસો રજૂ કરવા પ્રેર્યા હતા. એથી તેમને રાજ્યના સંબંધમાં હેગેલના સિદ્ધાંત જોડે, રાજાશાહી તરફ હેગેલની વફાદારી તથા બંધારણીય આપખુદશાહીના તેના આદર્શ જોડે, હિસાબ પતાવી લેવાનું પ્રોત્સાહન મળ્યું હતું.

*Contribution to the Crituque of Hegel's Philosophy of Law* નામે કૃતિની મોટી હસ્તપ્રત ૧૮૪૩ના ઉનાળામાં પૂરી લખાઈ ગઈ હતી. પરંતુ પૂરો સંભવ છે કે તેમણે એ સંબંધી કાર્ય ૧૮૪૧ના ઉત્તરાર્ધમાં, એટલે કે તેમનો યુનિવર્સિટીનો અભ્યાસ પૂરો થઈ ગયા પછી, શરૂ કર્યું હોય. માર્ક્સે ૧૮૪૨ના માર્ચમાં જેને વિશે રુગેને લખ્યું હતું એ બંધારણીય રાજાશાહીની "વર્ણસંકર" પેદાશની એવી જ ટીકા તેમાં જોવા મળે છે. સાફ જણાય છે કે માર્ક્સ જ્યારે *Rheinische Zeitung* અખબારમાં લેખો લખતા હતા ત્યારે કાનૂનના સંબંધમાં હેગેલના તત્ત્વજ્ઞાનને લગતા લેખનું કાર્ય ચાલુ રાખ્યું હતું. એ લેખમાં વ્યક્ત થયેલા ઘણા ખ્યાલો અને વિચારો, એ સમયે તેમની સમીક્ષાત્મક કૃતિઓમાં વ્યક્ત થયેલા વિચારો સાથે, લગભગ શબ્દશઃ મળતા આવે છે.

---

* Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 349.

માર્ક્સે અખબારનાં પૃષ્ઠોમાં પ્રશિયન રાજ્ય તંત્રની કામગીરીનાં વાસ્તવિક અલગ અલગ પાસાં ઉપર વેધક ટીકા વરસાવી હતી, અને કાનૂનના સંબંધમાં હેગેલના તત્ત્વજ્ઞાન વિશેની હસ્તપ્રતમાં રાજશાહી તથા નોકરશાહી રાજ્યના વાસ્તવિક **સિદ્ધાંતની** ટીકા કરી હતી. તેમણે પ્રશિયન આપખુદશાહીની અલગ અલગ આંકડીઓ ઉપર ફટકા નહોતા લગાવ્યા પરંતુ પ્રહારોને બરાબર તેના કેંદ્ર તરફ, અમલદારોની કોમે જેને ટેકો આપ્યો હતો અને પુનિત બનાવી દીધી હતી એ ખાનગી માલિકીની સંસ્થા તરફ, વાળ્યા હતા.

હેગેલના તત્ત્વજ્ઞાનની ભાષાનો પરિચય ન ધરાવતા વાંચક માટે કાનૂનના સંબંધમાં હેગેલના તત્ત્વજ્ઞાન વિશેની એ કૃતિ વાંચવાનું કામ કપરું છે. પરંતુ તેમાં એકદમ ગહન તથા રસપ્રદ વિચારોનો, જેનું મહત્ત્વ આજ સુધી જળવાઈ રહ્યું છે એવા વિચારોનો, ખજાનો સામેલ છે.

આપણે માર્ક્સ તરફની ટીકાના કેવળ અગત્યના મુદ્દાઓનું જ પરીક્ષણ કરીએ.

તેના કેંદ્રમાં રાજશાહીની તથા રાજાની ટીકા છે. હેગેલનો રાજા રાજ્યનું મૂર્ત રૂપ છે. હેગેલે તેને ખરેખરા "દેવપુરુષ" તરીકે, હેગેલની માન્યતા મુજબ રાજ્યના બધા નાગરિકોનું પ્રતિનિધિત્વ કરવા માટે, "સર્વસામાન્ય હિતને" સિદ્ધ કરવા માટે, અસ્તિત્વ ધરાવતા રાજ્યના વિચારના ખરા મૂર્ત રૂપ તરીકે, રજૂ કરવાની કોશિશ કરી છે.

તેમાં હેગેલે બેહૂદી રીતે પોતાનું જ ખંડન કર્યું છે. એક જ માણસ આખા રાજ્યને મૂર્ત કરતો હોય તો તેનો અર્થ એવો ન થાય કે બીજા બધા નાગરિકો વ્યક્તિગત જવાબદારી વગરના થઈ જાય? જ્યારે સત્તાની સર્વોપરીતા એક જ વ્યક્તિમાં કેંદ્રીકૃત હોય ત્યારે બીજી બધી વ્યક્તિઓ સર્વોપરીતા વગરની થઈ જાય. જ્યારે એક જ વ્યક્તિને "દેવપુરુષ"ની કક્ષાએ ઊંચે ચડાવી દેવામાં આવ્યો હોય ત્યારે તેનો અર્થ એવો થાય કે આખો સમાજ બિન-માનવીય, માનવ પૂર્વેની, પ્રાણીઓ જેવી, સ્થિતિમાં હોય, જેવી રીતે ધર્મમાં ઈશ્વરની સર્વોપરીતા માનવીને "ઈશ્વરના દાસ"માં પલટાવી નાખતી હોય છે એવી જ રીતે.

"રાજાની સર્વોપરીતા કે લોકોની સર્વોપરીતા — સવાલ એવો છે."*

હેગેલની વિભાવનાની બેહૂદગી એ હકીકતમાં જાહેર થઈ જાય છે કે તે આદર્શવાદી સિદ્ધાંતને સુસંગત રીતે અનુસરવાની મંછા ધરાવતી વેળા એકદમ કઢંગા "ભૌતિકવાદ"માં સરી પડે છે.

રાજા રાજ્યના **વિચારને** પોતાના વ્યક્તિરૂપમાં મૂર્ત કરે છે. પરંતુ એ વિચારના સંબંધમાં તે નસીબદાર ચુનંદો માણસ કેમ છે? આનુવંશિકતાના આધારે, શરીરના આધારે, કાયાની સર્વોચ્ચ કામગીરી જાતિઓના પુનરુત્પાદનની ક્રિયાની હોય છે. "એટલે રાજાનું સર્વોચ્ચ બંધારણીય કૃત્ય તેની લૈંગિક ક્રિયાનું હોય છે કારણ કે તે એ ક્રિયા મારફત રાજા **બનાવે** છે અને પોતાની કાયાને નિત્ય ચાલુ રાખે છે. તેના પુત્રની કાયામાં તેની પોતાની કાયાનું પુનરુત્પાદન, શાહી કાયાનું સર્જન, અંકિત હોય છે."**

---

* Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 28.

** Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 40.

એ રીતે "રાજ્ય તેની સર્વોપરી કામગીરીઓમાં પ્રાણીની વાસ્તવિકતા ગ્રહણ કરી લે છે." અને એ રીતે "હેગેલે જેની તરફ ઘૃણા બતાવી છે એ પ્રકૃતિ તેની ઉપર પોતાનું વેર વાળે છે."*

માર્ક્સે બતાવ્યું છે કે નિરપેક્ષ શાસન નોકરશાહી સોપાનતંત્ર ઉપર આધારિત હોય છે. રાજ્યનો વડો તો નોકરશાહીના પિરામિડની ખાલી ટોચને જ અંકિત કરતો હોય છે. હેગેલે એ પરિઘટનાનાં રૂપલક્ષણોને પ્રકાશમાં નહોતાં આણ્યાં, અને પોતાનાં રાજકીય વલણોને લીધે આણી શકે એમ પણ નહોતો. માર્ક્સ એ કમીને પૂરી કરી દે છે, એકહથ્થુ સત્તાધારી રાજ્યના પવિત્રમાં પવિત્ર તત્ત્વમાં ઊંડા ઊતરે છે.

નોકરશાહીમાં "રાજ્ય ચેતના", "રાજ્ય નિર્ધાર", "રાજ્ય સત્તા", અંકિત હોય છે. તે બાહ્ય રીતે "સર્વસામાન્ય હિતના" પ્રતિનિધિની, રખેવાળની, કામગીરી કરતું હોય છે, પરંતુ એ તો કાલ્પનિક સર્વસામાન્યતા હોય છે, તેની પાછળ ચોક્કસ વિશેષાધિકારી જૂથનું હિત, અથવા હેગેલને અનુસરીને માર્ક્સ જણાવે છે તેમ "મંડળોનું માનસ", હોય છે.

નોકરશાહી રાજ્યના ધર્માધિકારીઓ, ઈશ્વરીય સંસ્થા-સભ્યો, ધર્મશાસ્ત્રીઓ, હોય છે. તેમની બાબતમાં દરેક વસ્તુ બેવડો અર્થ ધારણ કરી લે છે: ખરો અને અદીક્ષિતની નજરથી છૂપો ગુપ્ત અર્થ ધારણ કરી લે છે. એટલે "નોકરશાહીનું સર્વસામાન્ય માનસ ગુપ્ત બાબત, રહસ્ય, હોય છે."**

* Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 105.

** Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 47.

એ રહસ્યની જાળવણી નોકરશાહીને બહારની દુનિયાથી અળગી એકાકી તથા "મંડળીય માનસ"ની સ્થિતિમાં રાખીને સુનિશ્ચિત બનાવવામાં આવે છે, પરંતુ તેના પોતાના વાતાવરણમાં એ રહસ્યની જાળવણી તેના સોપાનિક સંઘટન થકી સુનિશ્ચિત બનાવવામાં આવે છે. નોકરશાહીને "મંડળીય" રહસ્યનું, "સ્વીકૃત રાજકીય માનસનું", ઉલ્લંઘન રાજદ્રોહ તરીકે દેખાય છે. "તેનું સોપાનતંત્ર **જ્ઞાનનું સોપાનતંત્ર** હોય છે. ટોચ વિગતની સમજણનું કામ નીચલા સ્તરોને સોંપે છે, અને નીચલા સ્તરો ટોચને સર્વસામાન્યની સમજણ ધરાવતી ગણે છે, એવી રીતે સૌ એકબીજાથી છેતરાતા હોય છે."*

પરંતુ નોકરશાહીનું "જ્ઞાન" વૈજ્ઞાનિક જ્ઞાન ઉપર આધારિત નથી હોતું: નોકરશાહી ખરા વિજ્ઞાનને ઠાલું ગણતી હોય છે. નોકરશાહીનું "જ્ઞાન" અખત્યારમાં નિષ્ઠા ઉપર, આંધળી તાબેદારી ઉપર, અને મક્કમ સ્થપાઈ ગયેલાં ઔપચારિક કૃત્યો તેમ જ તૈયાર સિદ્ધાંતો અને વિચારો તથા પરંપરાઓના ક્રિયાતંત્ર ઉપર, આધારિત હોય છે.

"એટલે **અખત્યાર** તેના જ્ઞાનના આધારના સ્થાને, અને અખત્યારમાં દેવત્વારોપણ તેની **પ્રતીતિના સ્થાને**, હોય છે."**

એ રીતે, આપખુદશાહીનું રાજ્ય એકબીજાની સાથે

* Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, pp. 46-47.

** Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 47.

આધીનતા અને આંધળી તાબેદારી થકી સંકળાયેલાં ચોક્કસ નોકરશાહી બળોની પદ્ધતિના રૂપમાં અસ્તિત્વમાં હોય છે.

માર્ક્સે કરેલું રાજ્યનું એવું પૃથક્કરણ અનિવાર્ય રીતે એવા નિષ્કર્ષ સુધી પહોંચાડી દે છે કે રાજાને ઉથલાવી પાડવાનું કૃત્ય એકલું દેશના રાજકીય જીવનના "માનવીકરણ" માટે પૂરતું નથી હોતું. તેને માટે આખા નોકરશાહી પિરામિડને, ખાનગી માલિકીની તેમ જ સામાજિક તથા આર્થિક અસમાનતાની સંસ્થા ઉપર આધારિત પિરામિડને, ખતમ કરી નાખવાનું જરૂરી હોય છે. એકદમ સ્પષ્ટ છે કે માર્ક્સે કરેલી રાજ્યની ટીકા કેવળ રાજશાહીના નિરંકુશ શાસનને જ નહિ પરંતુ મૂડીવાદી લોકશાહીને પણ આવરી લે છે.

માર્ક્સે નોકરશાહી પોલીસ રાજ્યનું વર્ણન એવા કશાક તરીકે કર્યું છે કે જે લોકોની પ્રાણભૂત પ્રવૃત્તિથી વેગળું હોય, "નાગરિક સમાજ"થી નોખું પડી ગયેલું અને તેનાથી ઊંચી કક્ષાએ ખડું હોય, પરંતુ રાજ્ય પદ્ધતિના પ્રાથમિક સિદ્ધાંતના સ્થાને તો ખુદ લોકો હોવા જોઈએ, માનવી હોવા જોઈએ.

માર્ક્સે જ્યારે *Contribution to the Critique of Hegel's Philosophy of Law* કૃતિની રચના કરી હતી એ જ ગાળા દરમિયાન રુગેને લખેલા પત્રમાં તેમણે "લોકશાહીની માનવીય દુનિયાની દિશામાં સંક્રમણ"ની ઘોષણા કરી હતી. તેમને સ્પષ્ટ દેખાયું હતું કે "ઉદ્યોગ અને વ્યાપારની, માલિકીની, અને લોકોના શોષણની પદ્ધતિ" સમાજની અંદર ઊંડા ભંગાણમાં પરિણમે છે, અને "પુરાણી પદ્ધતિ તેનું નિવારણ નથી કરી શકતી".*

* Karl Marx, "Letters from the *Deutsch-Französische Jahrbücher*". Marx, Engels, Collected Works, Vol. 3, p. 141.

પરંતુ માર્ક્સ હયાત વ્યવસ્થાની સડિયલ દશાને, એ વ્યવસ્થાને ખતમ કરી નાખવાની આવશ્યકતાને, પારખી શક્યા હોવા છતાં, અને "શરૂઆત ક્યાંથી કરવી" એવો સવાલ તેમને માટે અસ્તિત્વમાં ન હોવા છતાં, "ક્યાં જવું" એવા સવાલનો સ્પષ્ટ જવાબ નહોતા આપી શક્યા. તેનો જવાબ અર્ધ-સામંતી જર્મનીમાં શોધી કાઢવાનું કામ મુશ્કેલ હતું.

સાચી રણહાકની તેમની તલાશ માનવજાતિના સમગ્ર સામાજિક ઈતિહાસના સંબંધમાં વૈજ્ઞાનિક ભૌતિકવાદી દૃષ્ટિકોણના નિરૂપણ થકી જ સફળ થાય એમ હતી.

૭

## ખરી રણહાકની તલાશમાં

...અમે જગતની સામે મતવાદી રીતે નવો સિદ્ધાંત નથી મૂકી દેતા: આ રહ્યું સત્ય, તેની સામે ગોઠણભેર થઈ જાઓ! અમે તો દુનિયા માટે નવા સિદ્ધાંતો જગતના પોતાના સિદ્ધાંતોમાંથી વિકસાવીએ છીએ.

**કાર્લ માર્ક્સ** *

માર્ક્સ ઈતિહાસના ભૌતિકવાદી દૃષ્ટિકોણના નિરૂપણની દિશામાં કયા માર્ગોએ થઈને ગયા હતા?

માર્ક્સ છેક ૧૮૪૨ના આરંભમાં જ એક લેખમાં નિરીશ્વરવાદ, ભૌતિકવાદ, અને માનવતાવાદના અગ્રદૂત લુડવિગ ફાયરબાખને "આપણા યુગની તપોભૂમિ" તરીકે, આઝાદી અને સત્યના પંથે "આગના ઝરણા" તરીકે, ઘોષિત કરી ચૂક્યા હતા.**

---

* Karl Marx, "Letters from the *Deutsch-Französische Jahrbücher*". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 144.

** માર્ક્સે "Feuerbach"ના શાબ્દિક અર્થના શ્લેષની રીત અજમાવી છે: "feuer" એટલે "આગ" અને "bach" એટલે ઝરણું.

તેમણે "પરિકલ્પનાત્મક ધર્મશાસ્ત્રીઓ તથા તત્ત્વજ્ઞાનીઓને", એટલે કે ધર્મશાસ્ત્રીઓ તથા આદર્શવાદીઓને, હાકલ કરી હતી: "જો તમે વસ્તુઓને તેઓ વાસ્તવિકતામાં જેવી અસ્તિત્વમાં છે એવી પારખવા માગતા હો તો અગાઉના પરિકલ્પનાત્મક તત્ત્વજ્ઞાનની વિભાવનાઓ તથા પૂર્વગ્રહોથી પોતાને મુક્ત કરી લો."*

માર્ક્સે લુડવિગ ફાયરબાખનું *The Essence of Christianity* નામે પુસ્તક ૧૮૪૧ના ઉનાળામાં વાંચ્યું હતું. એ સમયે તરુણ હેગેલપંથીઓની ઉપર એ પુસ્તકના પ્રભાવનું સરસ વર્ણન એંગેલ્સે આપ્યું છે.

તરુણ હેગેલપંથીઓ જે આંતરવિરોધોની જાળમાં સપડાયેલા હતા તેમને એ પુસ્તકે "એક જ ફટકા વડે" વેરવિખેર કરી નાખીને ભૌતિકવાદના વિજયની જાહેરાત સાદા શબ્દોમાં કરી. "પ્રકૃતિ સમગ્ર તત્ત્વજ્ઞાનથી સ્વતંત્ર રીતે અસ્તિત્વમાં છે. તે એવો પાયો છે કે જેના આધારે જ આપણો, માનવ હસ્તીઓનો, પોતે જ પ્રકૃતિની પેદાશોનો, વિકાસ થયો છે. પ્રકૃતિ અને માનવી સિવાય બીજું કશું જ અસ્તિત્વમાં નથી, અને આપણા ધાર્મિક કલ્પનાવિહારે સર્જેલી ઉચ્ચતર હસ્તીઓ તો કેવળ આપણા પોતાના સારતત્ત્વનું કાલ્પનિક પ્રતિબિંબ જ છે. વશીકરણ ભાંગી ગયું. 'પદ્ધતિ' એક ધડાકે ઊડી ગઈ, તેને આઘી ફગાવી દેવામાં આવી, અને આંતરવિરોધનું, જેને માત્ર આપણી કલ્પનામાં જ અસ્તિત્વ ધરાવતો બતાવવામાં આવ્યો હતો એ આંતરવિરોધનું, વિઘટન થઈ ગયું. એ પુસ્તકની મુક્તિદાયક અસરનો ખ્યાલ

---

* Marx, Engels, *Werke*, Bd. 1, Berlin, 1969, S. 27.

મેળવવા માટે તો એ અસરનો અનુભવ ખુદ કરવો પડે. ઉત્સાહ સર્વસામાન્ય હતો. અમે સૌ તત્કાળ ફ્રાયરબાખપંથી બની ગયા".*

એંગેલ્સના એ ભાવવાહી નિવેદનને માર્ક્સના માનસિક વિકાસના સંબંધમાં અતિ સરળ રીતે લાગુ ન કરવું જોઈએ, નહિતર એવું સૂચન થઈ જાય કે માર્ક્સની બાબતમાં ખાલી ફ્રાયરબાખનું પુસ્તક વાંચવાનો જ સવાલ હતો, તેને વાંચતાં જ અગાઉનો આદર્શવાદી અને તરુણ હેગેલપંથી પલટો ખાઈને રાતોરાત ભૌતિકવાદી બની ગયો.

માર્ક્સ તો નાની ઉંમરનાં વર્ષોમાં પણ ગહન તથા સ્વતંત્ર ચિંતનના માનવી હતા, તેમના જેવા માણસની બાબતમાં મૂળભૂત સૈદ્ધાંતિક પ્રતીતિઓના પરિવર્તનની ઘટના એક ક્ષણમાં બની જતી અથવા એકલા બાહ્ય પ્રભાવને કારણે બનતી ઘટના ન જ હોઈ શકે.

તે એવા લોકોમાં સામેલ નહોતા કે જે નવા સિદ્ધાંતોને તત્કાળ વિશ્વાસના આધારે અપનાવી લેવા તૈયાર હોય છે. નવા સિદ્ધાંતોનું નિરૂપણ પ્રતીતિજનક અને પ્રેરિત ઢબે થયું હોય તોપણ, માર્ક્સ તેમને એમ તરત અપનાવી લે એવા માણસ નહોતા. ખરા સૈદ્ધાંતિક વિજ્ઞાનીની જેમ તે પણ "બીજા લોકોની" પ્રતીતિઓને ઉપાડી નહોતા લેતા પરંતુ તેમનો ઉપયોગ પોતાની પ્રતીતિઓના સર્જનના આધાર તરીકે કરતા. તે નવા સૈદ્ધાંતિક વિચારને સ્વીકારી લેતાં પહેલાં તેને શોધક ટીકાત્મક ચિંતનની કસોટીએ ચડાવવાનો આગ્રહ રાખતા, અને ખુદ એ ચિંતન પણ નિષ્ઠુર રહેતું. વધુમાં, નવા સિદ્ધાંતો પુરાણા સિદ્ધાંતોમાં ખાલી

* ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફ્રાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૮૩,

"ઉમેરાઈ" નહોતા જતા પરંતુ સમગ્ર સંચિત માનસિક સંપદાનું ફરી મૂલ્યાંકન આવશ્યક બનાવતા હતા. તેમને તત્ત્વજ્ઞાનની આખી પદ્ધતિમાં પોતાનું સ્થાન શોધી કાઢવાનું હતું. પદ્ધતિની અને સિદ્ધાંતોની, બન્નેની, પુનર્દષ્ટિના આવશ્યક હતી, જેથી તેમનો "મેળ" પરિપૂર્ણ બની રહે.

માર્ક્સની બાબતમાં ચિંતનની દરેક છાયા વિશે, એકદમ નજીવી છાયા વિશે પણ, એવું વલણ લાક્ષણિક હતું, એટલે તેમની દાર્શનિક પ્રતીતિઓમાં અત્યંત મહત્ત્વના પલટાની મુલવણી કરતી વેળા એ હકીકતને ખાસ વધારે ધ્યાનમાં રાખવી જોઈએ.

માર્ક્સનો ભૌતિકવાદની દિશાનો પંથ સરળ નહોતો. એ સંબંધમાં એકલા ફ્રાયરબાખે જ નિર્ણાયક ભૂમિકા ભજવી હોય એવું નહોતું. માર્ક્સ લાંબા અને જટિલ માનસિક વિકાસ મારફત, સમગ્ર પુરોગામી દાર્શનિક સંસ્કૃતિની સિદ્ધિઓને ટીકાત્મક રીતે આત્મસાત્ કરવાની ક્રિયા મારફત, ભૌતિકવાદ સુધી દોરાયા હતા, તેમાં ધાર્મિક વિશ્વ દૃષ્ટિકોણની સામે જંગ લડવામાં આવ્યો હતો, હેગેલની શાહી પદ્ધતિ સામે, તેને પહેલાં આધુનિક બનાવવાના અને પછી પહોંચી વળવાના ઉદ્દેશે, સતત સંઘર્ષ લડવામાં આવ્યો હતો.

હેગેલપંથી તત્ત્વજ્ઞાનના "પરિકલ્પનાત્મક સ્વરૂપ"ના સંબંધમાં અસંતોષ, "જગત" સાથે તત્ત્વજ્ઞાનના વધારે ગાઢ જોડાણની તલાશ, નિરીશ્વરવાદી પ્રતીતિઓના બિન-આંતરવિરોધી સૈદ્ધાંતિક આધારની તલાશ—એ બધી બાબતોએ માર્ક્સને પોતાનું ધ્યાન ભૌતિકવાદ તરફ વાળવાની સ્થિતિમાં ક્યારના, ડૉક્ટરની ડિગ્રી અંગેના સંશોધન નિબંધમાં જ, પહોંચાડી દીધા હતા. પરંતુ તેમાં ગ્રીક ભૌતિકવાદ તરફ બતાવવામાં આવેલી હમદર્દી હજી

માર્ક્સનું ચિંતન જે દિશામાં ક્યારનું જઈ રહ્યું હતું તેમાં ફાયરબાખની *The Essence of Christianity* તથા બીજી કૃતિઓએ જોરદાર વધારાના પ્રવેગની કામગીરી નિ:શંક બજાવી હતી.

પરંતુ એ દિશામાં મોટામાં મોટો પ્રવેગ તો કદાચ *Rheinische Zeitung* અખબારમાં માર્ક્સની જોરદાર સમીક્ષા પ્રવૃત્તિએ, જનતાના પીડિત વિભાગોના જોશીલા લોકનાયક તરીકેની તેમની કામગીરીએ, રાજકીય તથા સામાજિક પરિબળો તેમ જ વર્ગીય આકાંક્ષાઓ તથા ભૌતિક હિતોના જટિલ ઘર્ષણ તથા આંતરક્રિયાને સમજવાની તેમની ઉત્સુકતાએ, પૂરો પાડયો હતો.

એ સંબંધમાં ફાયરબાખનો ભૌતિકવાદ કાનૂન અંગે હેગેલના તત્ત્વજ્ઞાન જેટલો જ ઓછો સહાયક બન્યો હતો. માર્ક્સ જેનું પરીક્ષણ સૌપ્રથમ કરવા માગતા હતા એ જ ક્ષેત્રમાં, સામાજિક સંબંધોના ક્ષેત્રમાં, ફાયરબાખ આદર્શવાદી રહ્યો હતો. તેમાં ફાયરબાખ હેગેલથીયે નીચી કક્ષાએ હતો.

માર્ક્સનું શોધક ચિંતન સત્યના અંશોને કેવી રીતે તપાસે છે, સામાજિક સંબંધોના ખુલાસાની દિશાનો માર્ગ કેવી રીતે શોધે છે, તેનો તાગ મેળવવાનું રસપ્રદ છે.

માર્ક્સે ૧૮૪૨ના આરંભમાં લખ્યું હતું કે "પદાર્થના સ્વરભાર સહિત" બોલવાનું, "**દરેક વસ્તુની**" પ્રતિક્રિયા "તેના **તાત્ત્વિક સ્વરૂપ** મુજબ"* કરવાનું, આવશ્યક છે, સત્ય વસ્તુઓને "તેઓ વાસ્તવમાં જેવી હોય એવી"** સમજવામાં સમાયેલું છે.

---

* Karl Marx, "Comments on the Latest Prussian Censorship Instruction". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 113.

**Marx, Engels, *Werke*, Bd. 1, S. 27.

એ નિવેદનોમાં સમાયેલું ભૌતિકવાદી વલણ તો નિર્વિવાદ છે, પરંતુ એ ભૌતિકવાદ અત્યંત અમૂર્ત રૂપમાં રજૂ થયો છે અને સામાજિક સવાલોને સ્પર્શ નથી કરતો.

૧૮૪૨ની શરદમાં લાકડાંની ચોરી વિશેના લેખનું કાર્ય કરતી વેળા માર્ક્સની સમક્ષ માલિકી અને કાનૂન વચ્ચેના સંબંધની વધારે ઊંડી સમજણ મેળવવાની જરૂરત ઊભી થઈ. ખાનગી માલિકી વ્યક્તિની ઉપર માલિકગીરીનો, મિલકત વગરના લોકો ઉપર ધારાકીય તથા રાજ્ય-વહીવટી સજાઓ લાદવાનો, હક બક્ષે છે એટલે શું એ જ કારણ છે કે જે રાજકીય તથા ધારાકીય સંસ્થાઓને નિર્ધારિત કરે છે? દેખીતો નિષ્કર્ષ એવો જ લાગે, પરંતુ માર્ક્સે તેનું નિરૂપણ હજી નહોતું કર્યું.

માર્ક્સ ૧૮૪૩ના આરંભમાં સામાજિક સંબંધોના ક્રિયાતંત્રના સાચા અર્થઘટન તરફ વધારે ચોક્કસ રીતે વળે છે. મોઝેલના અંગૂર-બાગવાનોનો બચાવ કરતી વેળા તેમણે બતાવ્યું હતું કે સામાજિક અન્યાયમાં અલગ અલગ વ્યક્તિઓનાં નિજી કૃત્યો કારણભૂત નથી હોતાં, એ વ્યક્તિઓ "સમકાલીન સંજોગોની પૂરી કઠોરતાને" મૂર્ત કરતી હોય છે, અને એ સંજોગો "**સામાન્ય, અદૃશ્ય, લાચાર બનાવી દેતી શક્તિઓ**" હોય છે.*

એ સંજોગો, "શ્વાસની રીત"ની જેમ, અલગ અલગ વ્યક્તિઓની ઈચ્છાથી સ્વતંત્ર હોય છે. આપણે અમલદારોમાં અથવા ગરીબોમાં ઇષ્ટ અથવા અનિષ્ટ મંછાની તલાશ ન કરવી

---

* Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 354.

જોઈએ પરંતુ "સંજોગોની અસરને પારખવી" જોઈએ.*

માર્ક્સ એવા વિચાર નજીક પહોંચે છે કે એવું વલણ આપણે માટે જટિલ સામાજિક ઘર્ષણોને સમજવાનું, રસાયણવિજ્ઞાની રાસાયણિક સંયોજનોનાં "ઘર્ષણોને" જેટલા પ્રમાણની ચોકસાઈથી નિર્ધારિત કરતો હોય છે એટલા, લગભગ એટલા, પ્રમાણની ચોકસાઈથી સમજવાનું, શક્ય બનાવે છે. "એક વાર સાબિત થઈ જાય કે પરિઘટના સંજોગો થકી **આવશ્યક** બની છે, તો પછી જે **બાહ્ય** સંજોગોમાં તે **વાસ્તવમાં** પેદા થઈ હોવી જોઈએ તેમને, અને આવશ્યકતા ક્યારની અસ્તિત્વમાં હોવા છતાં જે સંજોગોમાં તે પેદા ન થઈ શકે તેમને, ખાતરીપૂર્વક પારખી કાઢવાનું મુશ્કેલ નહિ બને."**

માર્ક્સે થોડા સમય પહેલાં અખબારી આઝાદીની ગેરહાજરીને સામાજિક સમસ્યાઓના ઉકેલમાં અવરોધ તરીકે જોઈ હતી, પરંતુ હવે નવા અપનાવેલા ભૌતિક વલણ મુજબ વિધાન કરે છે કે આઝાદ અખબારોની આવશ્યકતા મોઝેલ પ્રદેશમાંની દુખની સ્થિતિના વિશિષ્ટ સ્વરૂપમાંથી ફલિત થાય છે.***

માર્ક્સે એ ભૌતિકવાદી ધોરણે હેગેલના એવા "સર્વેશ્વરવાદી રહસ્યવાદ"ની ટીકા કરી છે કે જેમાં "ચિંતન રાજ્યના સ્વરૂપને બંધબેસતું નથી હોતું પરંતુ રાજ્ય ચિંતનની તૈયાર પદ્ધતિને બંધબેસતું હોય છે."* માર્ક્સે વિધાન કર્યું છે કે વિવિધ રૂપોના રાજ્યના અંતસ્તત્ત્વનો ખુલાસો ખુદ તેની અંદરથી નહિ, "રાજ્યના વિચાર"માંથી નહિ, પરંતુ ભૌતિક સંબંધોના ક્ષેત્રમાંથી—પરિવાર અને નાગરિક સમાજમાંથી—આપવો જોઈએ.

લાગે છે કે સામાજિક સંબંધોના ખુલાસાની શોધવામાં આવતી ચાવી હવે શોધી કાઢવામાં આવી છે અને હેગેલ તથા ફાયરબાખની, બન્નેની, સરખામણીમાં મોટું આગેકદમ ભરવામાં આવ્યું છે. સામાજિક પરિબળો, ભાવગત આકાંક્ષાઓ, અને વ્યક્તિગત ભાવાવેગો તથા વિચારોના સંઘર્ષના અંધેરમાંથી વસ્તુલક્ષી તર્કની આછી આકૃતિ માર્ક્સની દૃષ્ટિ સમક્ષ ઉદય પામવા લાગી છે.

પરંતુ તત્કાળ પૂરતી તો તે કેવળ આછી આકૃતિ જ છે, તેની રેખાઓ ઝાંખી, અસ્પષ્ટ, અને અનિશ્ચિત છે. લોકોને એટલું કહી દેવાનું પૂરતું નથી કે તેમની ગરીબ દશાનું કારણ વસ્તુગત સંબંધોમાં સમાયેલું છે, એ સંબંધોનું સ્વરૂપ પણ પ્રકાશમાં આણવું જોઈએ, આઝાદીનો માર્ગ બતાવવો જોઈએ, "ખરી રણહાક" પૂરી પાડવી જોઈએ. એ રણહાક કેવી છે? એવી શક્તિ ક્યાં છે કે "પીડિત દરજ્જો" જેની ઉપર આધાર રાખી શકે?

માર્ક્સનું માનસ સામાજિક સમસ્યાઓનો ખુલાસો આપવાના કર્તવ્ય અંગેની મથામણ ચાલુ રાખે છે, પરંતુ વચ્ચે "છત" તેમના માર્ગને અવરોધી દે છે: રાજકીય અર્થશાસ્ત્ર, ઈતિહાસ,

---

* Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 337.

** Karl Marx, Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 337.

*** Karl Marx, "Justification of the Correspondent from the Mosel". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 337.

* Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 19.

અને સામાજિક સંબંધોના સિદ્ધાંતના ક્ષેત્રને, તરંગી સમાજવાદીઓ અને તરંગી સામ્યવાદના પ્રતિનિધિઓના મતવાદોના ક્ષેત્રને, લગતા જ્ઞાનની ખામીઓ તેમની સામે ખડી થઈ જાય છે.

માર્ક્સવાદ પરિપૂર્ણ અને સુસંગત સિદ્ધાંત છે. તેનું નિરૂપણ એવી સુઘટિત પદ્ધતિ તરીકે કરવામાં આવ્યું છે કે જેમાં કોઈ પણ ભાગ સમગ્રતાની પહેલાં ઉદય નથી પામતો પરંતુ જીવંત ગર્ભમાં બનતું હોય છે તેમ સમગ્રતાની સાથોસાથ વિકસતો અને પરિપૂર્ણ બનતો જાય છે.

એવો ખ્યાલ બાંધી લેવામાં તો ભોળપણ જ ગણાય કે પહેલાં દ્વંદ્વાત્મક ભૌતિકવાદ ઉદય પામ્યો અને પછી વૈજ્ઞાનિક સામ્યવાદ તથા રાજકીય અર્થશાસ્ત્ર ઉદય પામ્યાં, જોકે માર્ક્સના જીવનના જુદાજુદા ગાળાઓમાં તેમની રુચિઓ એ ક્ષેત્રોમાંના એક અથવા બીજા ક્ષેત્ર ઉપર કેંદ્રીકૃત રહી હતી ખરી. માર્ક્સે પોતાના નૂતન વિશ્વ દૃષ્ટિકોણનું નિરૂપણ તત્ત્વજ્ઞાનથી શરૂ કર્યું હોવા છતાં એ ક્ષેત્રમાં નિર્ણાયક ક્રાંતિ તો માર્ક્સવાદનાં સામાજિક તથા આર્થિક પાસાંના ઘડતરની પ્રક્રિયામાં જ શક્ય બની હતી.

એ બાબત *Rheinische Zeitung* અખબારના ગાળામાં જ ક્યારની આગળ આવી ચૂકી હતી. માર્ક્સનું દાર્શનિક જ્ઞાન વ્યાપક તથા જ્ઞાનકોષ સમું હતું ખરું, પરંતુ વાસ્તવિક જીવન તરફથી રજૂ કરવામાં આવતા સવાલો ઉકેલવા માટે, અને ખુદ તત્ત્વજ્ઞાનમાં જ ખરી પ્રગતિ સાધવા માટે પણ, એ માનસિક સંપદા દેખીતી રીતે જ અપૂરતી હતી. માર્ક્સને વાસ્તવિક જીવનમાં તેમ જ સિદ્ધાંતના ક્ષેત્રમાં સામાજિક સંબંધોના ગહન પરીક્ષણનો પંથ લેવો પડયો. તેમણે તરંગી સમાજવાદીઓનાં, સૌપ્રથમ તો સેં-સિમોન, ફુરિયે, તથા ઓવેનનાં, વિધાનોનું ટીકાત્મક પૃથક્કરણ કર્યું. એ તરંગી સમાજવાદીઓએ સામ્યવાદી સમાજનાં લક્ષણોનું (ખાનગી માલિકી, વર્ગીય વિષમતાઓ, તથા માનવીના હાથે માનવીના શોષણની ગેરહાજરી, શ્રમનું શાપમાંથી પ્રાથમિક માનવીય જરૂરતમાં પરિવર્તન, સ્વ-શાસન, વગેરે) વર્ણન ખૂબ સૂક્ષ્મ દૃષ્ટિથી કર્યું હતું, પરંતુ ભોળપણમાં ધારી લીધું હતું કે મૂડીવાદી સમાજને ક્રાંતિ થકી નહિ પરંતુ "ઉદાહરણના પ્રભાવ" થકી, ઉપદેશ વડે, બૅંકરો તથા કારખાનદારોની માન્યતામાં પરિવર્તન આણીને, સામ્યવાદી સમાજમાં પલટાવી શકાય, એ રીતે બૅંકરો તથા કારખાનદારો પોતાની મિલકત સ્વેચ્છાએ તજી દે અને સામુદાયિક ઉપયોગ માટે ગરીબોને સુપરત કરી દે.

માર્ક્સને તરંગી સમાજવાદીઓના સંબંધમાં વિદ્યાર્થી જીવનના દિવસોમાં પણ દેખીતી રીતે જ અમુક પ્રમાણમાં અવિશ્વાસની લાગણી હતી, તેમના મઝાના તરંગવિહારો અને પ્રશિયાના અર્ધ-સામંતી જીવન વચ્ચે કોઈ જાતનો વાસ્તવિક સંબંધ તે નહોતા પારખી શકતા. વળી, જર્મનીમાં તરંગી સમાજવાદના વિચારો ગોટાળિયા તેમ જ રહસ્યમય રૂપમાંયે રજૂ કરવામાં આવતા હતા, અને એ હકીકતને પણ લક્ષમાં રાખવામાં આવે તો માર્ક્સની અવિશ્વાસની લાગણી સ્વાભાવિક હતી.

માર્ક્સ *Rheinische Zeitung* અખબારમાં જે તાકીદનાં અમલી કર્તવ્યોના ઉકેલમાં પૂરેપૂરા મશગૂલ થઈ ગયા હતા એ કર્તવ્યોએ તરંગવાદના સંબંધમાં તેમના સાવચેતીભર્યા વલણને એથીયે વધારે નિશ્ચિત બનાવી દીધું. તે માનતા હતા કે "સાચા સિદ્ધાંતને વાસ્તવિક સંજોગોના માળખાની ભીતર અને હયાત હાલતના આધારે સ્પષ્ટ બનાવવો જોઈએ તથા વિકસાવવો જોઈએ". તેમને પોતાના અગાઉના મિત્રોના, તરુણ હેગેલપંથીઓના, ધોરણ તરફ ઘૃણા થઈ ગઈ હતી, એ લોકો "બંધારણીય માળખાની ભીતર એક એક સોપાન સર કરીને આઝાદી હાંસલ કરવાને"

બદલે "અમૂર્ત વિધાનોની આરામદાયક ખુરશીમાંથી" સામાન્ય દલીલોમાં રાચતા રહેતા હતા.*

એવી રીતે આઝાદી હાંસલ કરવાની આશાઓ બેશક ભ્રામક હતી, પરંતુ માર્ક્સ એક હકીકત હજી સમજ્યા નહોતા. તેમના મનમાં બધા "મુક્ત-ચિંતક વહેવારુ લોકોને" અખબાર ફરતે એકસૂત્રે સાંકળી લેવાની આશા હતી, અને તેમને ડર હતો કે "વર્તમાન રાજ્ય પદ્ધતિની વિરુદ્ધ સ્પષ્ટ રજૂઆત સેન્સરશિપને વધારે આકરી બનાવી દેવામાં તથા અખબારને દબાવી દેવામાં પણ પરિણમી શકે".**

પરંતુ પરિસ્થિતિમાં એવો પલટો આવ્યો કે માર્ક્સને ૧૮૪૨ની શરદમાં તરંગી સામ્યવાદના વિચારો વિશે પોતાના ખ્યાલો જાહેર રીતે વ્યક્ત કરવા પડ્યા.

લગભગ એ સમયે *Rheinische Zeitung* અખબારમાં મેવીસેન તથા હેસના લેખોની હારમાળા પ્રગટ થઈ. તેમાં લેખકોએ સમાજવાદી વિચારો વ્યક્ત કર્યા અને "મિલકત ક્રાંતિ"ની માંગ પણ રજૂ કરી. ખાસ કરીને મોસીસ હેસે ખાનગી માલિકી વિરુદ્ધ સર્વહારા વર્ગના સંઘર્ષની સરખામણી સામંતશાહી વિરુદ્ધ મૂડીદાર વર્ગના સંઘર્ષ જોડે કરી, અને જાહેર કર્યું કે એ સંઘર્ષ રાષ્ટ્રીય ક્રાંતિમાં પરિણમવાની શક્યતા ઊભી થઈ છે.

---

* Karl Marx, "To Dagobert Oppenheim. Approximately August 25, 1842". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 392.

** Karl Marx, "To Dagobert Oppenheim. Approximately August 25, 1842". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 392.

*Rheinische Zeitung* અખબારના હરીફ આઉગ્સબુર્ગના *Allgemeine Zeitung* અખબારે હરીફની ઉપર પ્રહાર કરવાની એ તક ઝડપી લીધી. તેણે "દોલતમંદ વેપારીઓના પુત્રોની" (મોસીસ હેસ વેપારી કુટુંબનો માણસ હતો) ઠેકડી ઉડાડીને લખ્યું કે તેઓ કોલોનના કારીગરો તથા ગોદી-કામદારોને પોતાની મિલકતમાં સહભાગી બનાવવાના જરાક સરખાયે ઈરાદા વગર નેકદિલીથી સમાજવાદી વિચારોની રમત રમે છે. *Allgemeine Zeitung* અખબારે સાથોસાથ દલીલ કરી કે જર્મની જેવા પછાત દેશમાં, હજી હમણાં જ મુક્ત શ્વાસ ભરવા લાગેલા મધ્યમ વર્ગને, ૧૭૮૯ના ફ્રેંચ ઉમરાવ વર્ગના અંજામની ધમકી આપવામાં, હાલતના ખરેખરા બાલિશ ખ્યાલની જરૂર પડે.

તેમાં મૂડીવાદી વાચકોને ડરાવીને *Rheinische Zeitung* અખબારથી અળગા ખસેડી દેવાનું, અને સરકાર સમક્ષ તેને "સામ્યવાદી" તરીકે બતાવવાનું, લક્ષ્ય ધરાવતો લુચ્ચાઈભર્યો પ્રહાર અંકિત હતો.

માર્ક્સને *Rheinische Zeitung* અખબારના મુખ્ય તંત્રી તરીકે વળતો પ્રહાર કરવો જ પડે એવી સ્થિતિ હતી. તેમની સામે અટપટું અને સૂક્ષ્મ મુત્સદ્દીગીરીનું કર્તવ્ય ઉપસ્થિત હતું: અખબારે પહેલેથી અપનાવી લીધેલા ધોરણનો બચાવ કરવો, અને સાથે સાથે જ "સામ્યવાદ"થી આઘાત પામેલા ગ્રાહકોની આશંકાઓનું નિવારણ કરવું.

માર્ક્સે વેધક વિધાન કર્યું કે સામ્યવાદ સોહામણાં વાક્યો માટે દીવાનખાનાનો વિષય ન બની રહેવો જોઈએ. તે ગુલાબજળની ખુશબો નથી ફેલાવતો અને મેલો પોશાક પહેરે છે, પરંતુ એ બાબત તેને આપણા યુગનો મહત્ત્વનો સવાલ બની રહેતાં અટકાવતી નથી.

માર્ક્સે નવા દરજ્જાનો, એટલે કે સર્વહારા વર્ગનો, બચાવ દૃઢતાથી કર્યો: "આજે કશાનીયે માલિકી ન ધરાવતો દરજ્જો મધ્યમ વર્ગોની સંપત્તિમાંથી ભાગ **માગે** છે, એ હકીકત તો સ્ટ્રાસબુર્ગમાં વાતો વગર પણ, અને આઉગ્સબુર્ગની ચુપકી છતાં પણ, માંચેસ્ટર તેમ જ પૅરિસ તથા લ્યોનમાં સૌને સાફ દેખાય છે."*

માર્ક્સની કૃતિઓમાં સર્વહારા વર્ગનો એ પ્રથમ ઉલ્લેખ બતાવે છે કે તે ૧૮૪૨ સુધીમાં એ વર્ગની સામાજિક માંગો—ફ્રાંસ તથા ઇંગ્લૅંડમાં—ઉપર ક્યારના ધ્યાન આપી રહ્યા હતા.

પરંતુ મધ્યમ વર્ગ (મૂડીદારો) અને નવા દરજ્જા (કામદારો) વચ્ચેના "ઘર્ષણ"ની પતાવટ કેવી રીતે થશે, એ વાતનો ફેંસલો કરવાનું માર્ક્સે પોતાને શિરે હજી નહોતું લીધું. "બે રાષ્ટ્રો જે સમસ્યાઓને ઉકેલવાની મહેનત કરી રહ્યાં છે તેમને **એક** જ વાક્ય વડે પતાવી નાખવાની કલાની ઉસ્તાદી આપણે હજી હાંસલ નથી કરી."**

માર્ક્સે સવાલનાં બે પાસાં વચ્ચે સ્પષ્ટ ભેદ પાડ્યો હતો: "નવા દરજ્જાના" આંદોલન તરીકે સામ્યવાદી આંદોલનની વાસ્તવિક સમસ્યા, અને સૈદ્ધાંતિક પ્રકાશ, સામ્યવાદનો પ્રચાર. એ બીજા પાસાના સંબંધમાં માર્ક્સનું વલણ ટીકાત્મક હતું. પરંતુ તેમાં પણ તેમણે પોતાના વિચારો વ્યક્ત કરવામાં અત્યંત સાવચેતી

---

* Karl Marx, "Communism and the Augsburg *Allgemeine Zeitung*". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 216.

** Karl Marx, "Communism and the Augsburg *Allgemeine Zeitung*". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 219.

રાખી હતી. *Rheinische Zeitung* અખબાર સામ્યવાદી વિચારોની સર્વાંગી ટીકા કરશે, અખબાર કબૂલ નથી કરતું કે એ વિચારો સૈદ્ધાંતિક વાસ્તવિકતાયે ધરાવતા હોય, અને એટલે તેમને અમલમાં લાગુ કરવાનો ઈરાદો તો એથીયે ઓછો જ ધરાવી શકે, એવી જાહેરાત કરતી વેળા માર્ક્સનો નિર્દેશ "વર્તમાન રૂપના" સામ્યવાદી વિચારો તરફ હતો.

*Allgemeine Zeitung* અખબારના અમુક અજ્ઞાત પરિચિત વિશે, જેણે પોતાની માલિકીનું બધું સામુદાયિક સંઘટનને આપી દીધું હતું અને "પોતાના સાથીઓને ખાતર વાસણો ધોયાં હતાં તથા બૂટ સાફ કર્યા હતા" એ વ્યક્તિ વિશે, માર્ક્સનાં વ્યંગાત્મક કથનોમાંથી જોઈ શકાય છે કે તરંગી સામ્યવાદમાં તેમને ચોક્કસ રૂપે શું નહોતું ગમતું. અહીંયાં નિર્દેશ દેખીતી રીતે જ ફુરિયેના ચેલાઓની સામુદાયિક જીવનની વસાહતો તરફ છે. એ વસાહતો ઘણા ટુચકાઓનું લક્ષ્ય બની હતી, અને તેમણે સામ્યવાદી વિચારોને ખાલી બદનામ જ કર્યા હતા. માર્ક્સની વાત સાચી હતી કે એવા "પ્રયત્નો" ખરેખર જોખમી નથી.

સેન્સરશિપને કારણે અમુક પ્રમાણમાં ઢંકાયેલાં તેમનાં વિધાનોનું સારતત્ત્વ એવું હતું કે સામ્યવાદી વિચારો માટે લોકોની બુદ્ધિને પ્રભાવિત કરી દે, તેમનાં માનસોને જકડી લે, અને પછી તોપોનોયે સામનો કરી શકે એવા સૈદ્ધાંતિક આધારની તલાશ આવશ્યક છે. માર્ક્સે એકરાર કર્યો હતો કે પોતે સામ્યવાદની સૈદ્ધાંતિક ટીકા કરતાં પહેલાં લેરુ તથા કોન્સીદેરાનની કૃતિઓનો, અને સૌપ્રથમ તો "પ્રુધોંની ખૂબ ચતુરાઈભરી કૃતિનો", સર્વાંગી અભ્યાસ કરવાનો ઈરાદો ધરાવે છે.

તેમણે આગળ જતાં યાદ કર્યું છે: "એ વખતે 'આગળ ધપવાના' [illegible]

લઈ લેતા હતા ત્યારે તત્ત્વજ્ઞાનની જરાક રંગછાયા ધરાવતા ફ્રેંચ સમાજવાદ અને સામ્યવાદનો પડઘો *Rheinische Zeitung* અખબારમાં પરખાઈ આવતો હતો. મેં એવા ઉપરછલ્લા વલણ સામે વાંધો ઉઠાવ્યો હતો, પરંતુ સાથોસાથ *Allgemeine Augsburger Zeitung* અખબાર સાથેના વિવાદમાં નિખાલસપણે એકરાર કર્યો હતો કે મારા અગાઉના અભ્યાસો મને ફ્રેંચ સિદ્ધાંતોના અંતસ્તત્ત્વ વિશે અભિપ્રાય વ્યક્ત કરવાની છૂટ નહોતા આપતા."*

*Rheinische Zeitung* અખબારનું સંચાલન માર્ક્સ પાસેથી, એ સમયે હજી પચીસ વરસની ઉંમરે ન પહોંચેલા માર્ક્સ પાસેથી, કેવળ વિસ્તૃત અને ગહન જ્ઞાન જ નહિ પરંતુ ઠરેલ વહેવારુ આગેવાનીના ગુણો પણ માગી લેતું હતું, અને લાગે છે કે લડવૈયાનું અદમ્ય જોમ ધરાવતા તેમના વ્યક્તિત્વમાં એવા ગુણો લાક્ષણિક નહોતા.

પરંતુ માર્ક્સે બતાવી આપ્યું કે તેમણે અખબારનું સંચાલન એકમાત્ર શક્ય દિશામાં મક્કમપણે કરવાની, સેન્સરશિપના સીલા અને અતિ-ક્રાંતિકારી માગણીઓના કરીબ્ડીસ વચ્ચે કુશળતાથી પેંતરા ભરવાની, જટિલ કલાની પૂરી ઉસ્તાદી હાંસલ કરી લીધી હતી.

"આઝાદ" ઇન્સાનોના વર્તુળમાં એકસૂત્રે સંકળાયેલા બર્લીનના તરુણ હેગેલપંથીઓ એવી માગણીઓ કરતા હતા. તેઓ "દુનિયામાં ક્રાંતિ આણવાનું જોમ ભરેલાં પરંતુ વિચારોની દૃષ્ટિએ ઠાલાં", અને બધાંયે ઓછા સમજાયેલા તરંગી સામ્યવાદ વડે વઘારેલાં, "ઉતાવળિયાં લખાણોના ઢગલા" અખબારને મોકલતા હતા.

---

* Karl Marx, *A Contribution to the Critique of Political Economy*, Moscow, 1970, p. 20

માર્ક્સે ચારિત્રનું બળ દાખવીને એ "શબ્દોના ધોધ"ને નકારી કાઢ્યો હતો. અને *Rheinische Zeitung* અખબારના નવા તંત્રીના "રૂઢિવાદ" તથા "દ્રોહ" વિશે "આઝાદ" ઇન્સાનોના નિરાશાજનક દેકારાઓથી તે બેચેન પણ નહોતા બન્યા.

ક્રાંતિકારી લોકશાહીવાદી તરીકે માર્ક્સની દૃષ્ટિમાં અખબારને દેશની અંદરનાં બધાં વિરોધી પરિબળોનું કેંદ્ર બનાવવાની બાબત મહત્ત્વની હતી. "આઝાદ" ઇન્સાનો માગણી કરતા હતા કે અખબાર એકદમ "અંતિમ" ઢબનાં કદમો ઉઠાવે, પરંતુ એવું વર્તન તો અખબારને તરત બંધ કરાવી દેવામાં પરિણમ્યું હોત. એમ થાય તો "લડાઈનું મેદાન" પોલીસ અને સેન્સરશિપના હાથમાં રહે.

"આઝાદ" ઇન્સાનોના વર્તુળના સભ્યોમાં એવા માણસો સામેલ હતા કે જેમની સાથે માર્ક્સ ભૂતકાળમાં બહુ મિત્રતાના સંબંધો ધરાવતા હતા: બ્રૂનો બાઉએર, આડોલ્ફ રુટેનબેર્ગ, અને ફ્રેડરિક કોપ્પેન. તેમ છતાં માર્ક્સે વર્તુળના સંબંધમાં અપનાવેલા કડક વલણને સમજવા માટે જાણી લેવું જરૂરી છે કે એ લોકો શાની હિમાયત કરતા હતા.

વર્તુળમાં પચરંગી જમેલો હતો: તેમાં ચતુરાઈની હરીફાઈ કરતા ઉદારમતવાદી પત્રકારો હતા, નૂતન રાજકીય પ્રભાતનાં ધૂંધળાં સ્વપ્નો જોતા યુવાન કવિઓ હતા, ઊગતા કલાકારો હતા, જેમને વિદ્યાકીય ડહાપણનો ઝભ્ભો પહેરવાનો સમય હજી નહોતો મળ્યો એવા અવેતન પ્રાધ્યાપકો હતા, બૅરેકો અને તબેલાઓની બાબતોમાં હજી પૂરા ડૂબી ન ગયેલા અફસરો હતા, અને પ્રોફેસરોનાં કંટાળાજનક વ્યાખ્યાનોથી થાકીને જડ જેવા બની ગયેલા વિદ્યાર્થીઓ હતા. "આઝાદ" ઇન્સાનોમાં મઝાના

સ્વભાવની ખ્યાતિ ધરાવતી અને જાણીતી મજાક કે ખરાબ ભાષા સાંભળીને નાક ન ચડાવતી મહિલાઓ પણ સામેલ હતી.*

એ મંડળી પીઠામાં ભેગી થઈને સારા પ્રમાણમાં દારૂની મોજ માણતી અને એ વેળાએ સાથોસાથ એટલી જ ખુશાલીમાં આખી હયાત વ્યવસ્થાને ખતમ કરી નાખતી. એ સ્વૈરવિહારી લેખકો કૂપમંડૂકતા તરફની ઘૃણાનું ધાંધલિયું પ્રદર્શન કરીને, પોતાને સમાજના બધા "પૂર્વગ્રહોથી" મુક્ત ગણાવીને, અને એકબીજાની સામે "ભયંકર ક્રાંતિકારી" વાક્યો ફેંકીને પોતે જ બેકાબૂ બની ગયેલા કૂપમંડૂકોનું પ્રદર્શન કરતા હતા.

તેમનું રંગલાપણું ઘણી વાર લંપટતામાં સરી પડતું. તેઓ હલકટ અટકચાળાં કરતા, ભિખારીઓનાં સરઘસો કાઢતા, દારૂની મોજ ચાલુ રાખવા માટે રાહદારીઓ પાસેથી પૈસા તફડાવી લેતા, વેશ્યાવાડાઓમાં જતા અને ત્યાંથી હાંકી કાઢવામાં આવે ત્યાર સુધી મૂરખવેડા કરતા રહેતા.

બ્રૂનો બાઉએર તેના ભાઈ એડગર જોડે "આઝાદ" ઈન્સાનોનાં અટકચાળાંની આગેવાની કરતો હતો. તેણે મેક્સ શ્ટીર્નરના લગ્ન દરમિયાન લગ્નની ખરી વીંટીઓને બદલે પાકીટની કડીઓ પાદરીના હાથમાં આપી હતી.

બ્રૂનો બાઉએર કૂપમંડૂકોને થરથરાવી દેતા એવા અતિરેકોની જોડાજોડ એવા મતલબનાં એટલાં જ અતિરેકી નિવેદનો કરતો હતો કે રાજ્ય, મિલકત, અને કુટુંબને નાબૂદ થઈ ગયેલી વિભાવનાઓ તરીકે ગણવાં જોઈએ.

---

* M. V. Serebryakov, *The Poet Herwegh and Marx*, Russ. ed., Leningrad, 1948, p. 28.

"આઝાદ" ઈન્સાનો પોતાને સમાજની "પ્રથાઓથી" "મુક્ત કરતી" વેળા, "ટોળાથી" ઊંચી કક્ષાએ ખડી રહેતી ગર્વીલી વ્યક્તિની પૂજા ઘોષિત કરતી વેળા, દેખતા નહોતા કે તેઓ સાથોસાથ પોતાને માનવીય સ્થિતિથી પણ મુક્ત કરી દેતા હતા અને છેક કાન સુધી ગંદવાડમાં ડૂબી જતા હતા. તેઓ સમાજના "ડુક્કરિયા ગંદવાડ"નો વિરોધ પોતાના વ્યક્તિગત ડુક્કરિયા ગંદવાડ વડે કરતા હતા.

માર્ક્સને નીતિના ઉપદેશ તરફ, કૂપમંડૂકિયા દંભ તરફ, બહુ અણગમો હોવા છતાં તેના વિરોધનાં એવાં રૂપોને તે હમદર્દીની નજરે નહોતા જોઈ શકતા. "બર્લીનના વાતોડિયાઓ" માન્યામાં ન આવે એવું મિથ્યાભિમાન કરીને તથા શેખી મારીને પોતાને ખરા ક્રાંતિકારીઓ, સામ્યવાદીઓ, અને માનવજાતિને મુક્તિ અપાવનારાઓ તરીકે જાહેર કરતા હતા, અને એ રીતે મહાન ધ્યેયને બદનામ કરતા હતા. એ બધું જોઈને માર્ક્સને ખાસ ખીજ ચડતી.

*Rheinische Zeitung* અખબારને બેશરમ આપ-જાહેરાતના વાજિંત્રમાં પલટાવી નાખતા એ "આઝાદીના શૂરવીરો"ની સામે તેમણે કઠોર અને વાજબી માગણી મૂકી: અસ્પષ્ટ દલીલબાજી, આડંબરી વાણી, અને આત્મ-સંતોષી સ્વ-પૂજા ઓછી કરી નાખો, વાસ્તવિક પરિસ્થિતિ ઉપર વધારે ધ્યાન આપો, નિષ્ણાત જેવી જાણકારી વધારે હાંસલ કરો.

માર્ક્સે જણાવ્યું કે પ્રાસંગિક નાટકી ટીકાઓ વગેરેમાં સામ્યવાદી તથા સમાજવાદી સિદ્ધાંતો, અને એટલે નવો વિશ્વ દૃષ્ટિકોણ, ઘુસાડી દેવાની "આઝાદ" ઈન્સાનોની તરકીબને પોતે અનુચિત અને અનૈતિક પણ ગણે છે. તેમણે માગણી કરી કે

"સામ્યવાદની ચર્ચા કરવી જ હોય તો સાવ જુદી અને વધારે સર્વાંગી રીતે કરવામાં આવે". *

"આઝાદ" ઈન્સાનો જોડેના સંબંધોમાં ભંગાણ હકીકતી બની ગયું હતું, પરંતુ એ સંજોગ *Rheinische Zeitung* અખબારને સરકારની સજાથી બચાવી ન શક્યો. સરકાર ટીકાત્મક લેખોથી, અને ખાસ કરીને તો માર્ક્સે મોઝેલના અંગૂર-બાગવાનોના બચાવમાં લખેલા લેખથી, ખીજે ભરાઈ ગઈ હતી. અખબારની ઉપર વાદળો ઘેરાઈ રહ્યાં હતાં.

માર્ક્સ સેન્સરશિપ તરફની એકદમ ખોફનાક પજવણીની, શૅર ધરાવનારાઓના દેકારાઓની, પ્રાંતીય પરિષદમાં આક્ષેપોની, અને વિસ્તારના વડા અધિકારીની ફરિયાદોની પરવા કર્યા વગર પોતાના સ્થાને ખડા રહ્યા, સત્તાધારીઓને તેમની યોજનાઓ અમલમાં મૂકવામાં પોતાની પૂરી શક્તિ લગાવીને અટકાવવાની બાબતને તેમણે પોતાની ફરજ ગણી.

એ લોકો અખબારને તેનું સ્વરૂપ તથા ગૌરવ જાળવી રાખવા દે અને અગાઉનું ધોરણ ચાલુ રાખવા દે તો અમુક પ્રમાણમાં તડજોડ કરવા માર્ક્સ તૈયાર હતા, પરંતુ અખબારના માલિકો સત્તાધારીઓ તરફ "નરમ" વલણ અપનાવવાની હઠ કરવા લાગ્યા ત્યારે માર્ક્સે વિરોધ કર્યો અને તેમને સંપાદક મંડળ તજી દેવું પડ્યું. તે કુનેહથી કામ લેવાની દૃષ્ટિએ મુખ્ય વસ્તુને બચાવી લેવા ખાતર વિગતોમાં નમતું મૂકવા તૈયાર હતા, પરંતુ તેમણે સિદ્ધાંતની બાબતોમાં ક્યારેય નમતું નહોતું મૂક્યું.

અખબારનો કટ્ટર દુશ્મન, સંપાદક મંડળને એકદમ નિર્લજ્જ રીતે પજવનારો, સેન્સર અધિકારી સેં-પૉલ પણ તેના તંત્રી માર્ક્સની ઉમદાઈ, ચારિત્રબળ, તથા ઊંડી પ્રતીતિઓનો ઈનકાર નહોતો કરી શક્યો. જેના અતિ-લોકશાહીવાદી વિચારો પ્રશિયન રાજ્યના સિદ્ધાંતો જોડે મેળ નહોતા ખાતા એ ડૉક્ટર માર્ક્સની અખબારમાંથી નિવૃત્તિ વિશે સરકારને જણાવતી વેળા સેં-પૉલે નોંધ લીધી હતી કે અખબારને તેના અગાઉના અળખામણા સ્વરૂપમાં ચલાવી શકે અને તેના ધોરણ માટે જોમથી લડી શકે એવી એક પણ વ્યક્તિ હવે કોલોનમાં નથી.

માર્ક્સે પોતે અખબારને છોડતી વેળા રાહતનો શ્વાસ લીધો હતો. તેમણે આર્નોલ્ડ રુગે સમક્ષ એકરાર કર્યો હતો કે પોતે એ વાતાવરણમાં ગૂંગળાવા લાગ્યા હતા: "ભલે આઝાદીને ખાતર હોય તોયે શારીરિક ફરજો બજાવવી પડે, ડંગોરાઓ વડે લડવાને બદલે નમાલા ઘોંચપરોણાઓની રીતે લડવું પડે, એવી હાલત ખરાબ ગણાય. હું દંભ, મૂઢતા, ઉઘાડી આપખુદી, તેમ જ આપણા નમી પડવાના, ખેંચાતાણી કરવાના, છટકવાના, તથા શબ્દોના સંબંધમાં માથાઝીંક કરવાના વલણથી કંટાળી ગયેલો છું. પરિણામે, સરકારે મને મારી આઝાદી પાછી આપી છે."*

શક્ય છે કે માર્ક્સે ૧૮૬૫માં, તેમની પુત્રીઓએ તૈયાર કરેલી પ્રશ્નાવલિના એક પ્રશ્નનો જવાબ આપતી વેળા પોતાના જીવનના એ ગાળાને યાદ કર્યો હોય. પ્રશ્ન આવો હતો: "ક્લેશ વિશે તમારો ખ્યાલ", અને જવાબમાં એક શબ્દ: "તાબેદારી".**

---

* "Karl Marx to Arnold Ruge, November 30, 1842". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 394.

* Karl Marx to Arnold Ruge, January 25, 1843". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 397.

** *Reminiscences of Marx and Engels*, p. 266.

માર્ક્સ માટે અખબારને તજી દેવાનો અર્થ પોતાના દેશમાં રાજકીય સંઘર્ષમાં ભાગ લેવાની આખરી તક ગુમાવી દેવાનો હતો. અને એ સિવાય તો કૈસર જે બૂટ વડે નવોદિત મૂડીવાદી ઉદારમતવાદને કચડી રહ્યો હતો એ બૂટને ચાટતા કૂપમંડૂકિયા જર્મનીમાં જરાય વધારે વખત રહેવાનું સાવ નિરર્થક હતું.

માર્ક્સે એ કારણે જર્મનીમાંથી, જ્યાં "માણસ પોતાને જ નક્લી બનાવી દેતો હોય છે"* એવા જર્મનીમાંથી, જતા રહેવાનો ફેંસલો જરાય અચકાયા વગર, અને કદાચ ખુશીની લાગણીથી પણ, કરી લીધો કારણ કે "અહીંનું વાતાવરણ માણસને ખેતગુલામ બનાવી દે છે".**

માર્ક્સના ઉત્તેજિત મનોભાવનું બીજું અત્યંત મહત્ત્વનું એક કારણ પણ હતું. તેમણે જર્મનીની બહાર જીવનના નવા ગાળાની શરૂઆત જેની સાથે કરવાનો મક્કમ ફેંસલો કરી લીધો હતો. જેની તેમના યુનિવર્સિટીના અભ્યાસનાં તથા *Rheinische Zeitung* અખબારમાં કામગીરીનાં બધાં વર્ષો દરમિયાન તેમની વાટ જોતી રહી હતી.

માર્ક્સે ૧૮૪૩ના માર્ચમાં પોતાની ખાનગી યોજનાઓની માહિતી આર્નોલ્ડ રુગેને આપતી વેળા એકરાર કર્યો હતો: "હું તમને લાગણીઓના જરાક સરખાયે ઉછાળા વગર ખાતરી આપી શકું છું કે એકદમ પ્રેમમાં પડી ગયો છું, અને ખરેખર ગંભીર

* "Karl Marx to Arnold Ruge, March 13, 1843". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 398.

** Karl Marx, "Letters from the *Deutsch-Französische Jahrbücher*". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 142.

રીતે. મારી સગાઈને સાત વરસથી વધારે સમય થઈ ગયો છે, અને મારી મંગેતર મારે ખાતર એકદમ ખોફનાક લડાઈઓ લડી છે, એથી તેનું આરોગ્ય લગભગ કથળી ગયું છે, તે એ લડાઈઓ અમુક અંશે ઉમરાવ કુળનાં પોતાનાં શ્રદ્ધાળુ સગાંઓની સામે લડી છે, એ સગાંઓની દૃષ્ટિમાં 'સ્વર્ગમાં બેઠેલો ઈશ્વર' અને 'બર્લીનમાં બેઠેલો ઈશ્વર' બન્ને ધાર્મિક પૂજાનાં એકસરખાં લક્ષ્યો છે, અને અમુક અંશે મારા પોતાના પરિવારની સામે લડી છે, મારા પરિવારમાં કેટલાક પાદરીઓ તથા મારા બીજા દુશ્મનો અડ્ડો જમાવીને બેઠા છે."*

૧૮૪૩ના જૂનની ૧૨મી તારીખે "મિસ્ટર કાર્લ માર્ક્સ, તત્ત્વજ્ઞાનના ડૉક્ટર, કોલોનના રહેવાસી, અને કુમારી જોહાન્ના બેર્થા જુલી જેની ફોન વેસ્ટફાલેન, વ્યવસાય નહિ, ક્રોઈઝનાખની રહેવાસી", વચ્ચે લગ્નના દસ્તાવેજ ઉપર સહીઓ થઈ.**

એ દિવસથી માર્ક્સને બાકીની જિંદગી માટે વફાદાર સંગિની પ્રાપ્ત થઈ. એંગેલ્સના શબ્દોમાં, જેની "...પતિના નસીબ, કાર્ય, અને સંઘર્ષમાં સહભાગી બની હતી એટલું જ નહિ પરંતુ તેણે પોતે પણ એ સર્વમાં ભારે બુદ્ધિપ્રભા દાખવીને તથા પ્રબળ ભાવાવેગથી ભાગ લીધો હતો".***

* "Karl Marx to Arnold Ruge, March 13, 1843". Marx, Engels, *Collected Works*, Vol. 1, p. 399.

** Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 571.

*** Karl Marx, "Letters from the *Deutsch-Französische Jahrbücher*". Marx, Engels, *Werke*, Bd. 19, Berlin, 1962, S. 291.

યુવાન યુગલ થોડાક મહિના ક્રોઈઝનાખમાં રહીને પૅરિસ જવા રવાના થઈ ગયું. માર્ક્સ અને રુગેએ ત્યાં *Deutsch-Französische Jahrbücher* સામયિક પ્રગટ કરવાનો મનસૂબો ઘડયો હતો.

"અને એટલે — પૅરિસ, તત્ત્વજ્ઞાનના પુરાણા વિશ્વવિદ્યાલયમાં — Absit omen! "* (આ અપશુકન ન બનો! — સં.)

* Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 142.



## પરિપૂર્ણ માનવતાવાદ તરીકે સામ્યવાદ

નરકના પ્રવેશદ્વારની જેમ વિજ્ઞાનના પ્રવેશદ્વારે માગણી કરવી જોઈએ: "અહીંયાં દિલને મજબૂત બનાવી લેવું પડશે, અહીંયાં બીકની અસરના શિકાર ન બનવું જોઈએ."

**કાર્લ માર્ક્સ** *

ઓગણીસમી સદીના પાંચમા દાયકામાં પૅરિસ યુરોપનું રાજકીય અને સાંસ્કૃતિક કેંદ્ર હતું. પોલૅંડ, ઈટાલી, રશિયા, અને જર્મનીથી ક્રાંતિકારીઓ તથા રાજકીય હિજરતીઓ મોટી સંખ્યામાં ત્યાં પહોંચી જતા. જર્મનીથી નિરાળી રીતે, પૅરિસમાં દરેક વસ્તુમાં ક્રાંતિની — તાજેતરના ભૂતકાળની મહાન ઘટનાઓની, તેમ જ નવી સામાજિક લડાઈઓની ધારણાની — છાપ જોવા મળતી.

એ સમયના પૅરિસ વિશે યુવાન ઍંગેલ્સે નીચે મુજબ લખ્યું હતું: "અને માત્ર ફ્રાંસમાં જ પૅરિસ છે, એવું શહેર છે કે જેમાં યુરોપી સભ્યતાની એકદમ સરસ ખીલવણી થઈ છે,

* Karl Marx, "A Contribution to the Critique of Political Economy", p. 23. માર્ક્સે આ નિવેદનમાં દાન્તેની *Divine Comedy* કૃતિમાંથી પંક્તિઓ ટાંકી છે.

યુરોપના ઇતિહાસના બધા જ્ઞાનતંતુઓ એકસૂત્રે સંકળાઈ જાય છે, અને જેમાંથી માપસરના સમયાંતરોએ વીજળીના એવા ઝટકાઓ ફૂટતા રહે છે કે જે આખી દુનિયાને ખળભળાવી શકે; એવું શહેર છે કે જેની વસતિમાં મોજ માણવાના આવેગનો સમન્વય ઐતિહાસિક કદમ ઉઠાવવાના આવેગ સાથે સધાયેલો છે, એવો સમન્વય બીજી કોઈ પ્રજામાં જોવા નથી મળતો, જેની વસતિ એથેન્સના અત્યંત શિષ્ટ એપીક્યુરસપંથીની જેમ જીવી જાણે છે અને એકદમ નીડર સ્પાર્ટાવાસીની જેમ મરી જાણે છે...”*

આઝાદી, સમાનતા, અને બંધુભાવના સ્થાને ધનની લાલસાને મૂકી દેનારી મૂડીવાદી વ્યવસ્થાના સંબંધમાં અસંતોષ પૅરિસ જેટલી તીવ્રતાથી બીજે ક્યાંય નહોતો વરતાતો.

ત્યાં સામાજિક ચિંતન મૂડીવાદનું સ્થાન લેવા આવી રહેલા સમાજની સૈદ્ધાંતિક પૂર્વધારણાની જહેમતો કરી રહ્યું હતું, તેમાં આકસ્મિક કંઈ જ નહોતું. પોતપોતાના તરંગવિહારો લઈને આવેલા સેં-સિમોન તથા ફુરિયે પછી કાબે, દેઝામી, બ્લાંકી, પ્રુધોં, અને લેરુ આવ્યા. તેઓ પ્રગતિશીલ બુદ્ધિજીવીઓમાં તેમ જ કામદારોનાં વર્તુળો તથા સંઘોમાં ખૂબ લોકપ્રિય હતા. ફ્રાંસમાં સર્વહારા વર્ગે મૂડીદાર વર્ગનો સામનો કરી શકે એવા સમર્થ સામાજિક પરિબળનો ઘાટ ક્યારનો ધારણ કરી લીધો હતો.

પૅરિસમાંથી ઐતિહાસિક વિકાસનાં એવાં દૃષ્ટિફલકો ફૂટી રહ્યાં હતાં કે જે જર્મનીની સરખામણીમાં અતુલ્ય પ્રમાણમાં વધારે વ્યાપક તથા વધારે દૂરગામી હતાં. એટલે સ્વાભાવિક છે કે

* Frederick Engels, "From Paris to Berne". Marx, Engels, *Collected Works*, Vol. 7, Moscow, 1977, p. 515.

માર્ક્સ પૅરિસમાં જ સમજો કે માર્ક્સવાદી બન્યા હતા, વૈજ્ઞાનિક સામ્યવાદના નિર્ણાયક વિચારો ત્યાં જ શોધાયા તથા નિરૂપિત થયા હતા.

ક્રાંતિકારી સિદ્ધાંતનું સર્જન કરવા માટે, ખરી રણહાક શોધી કાઢવા માટે, ભૂતકાળના વર્ગસંઘર્ષોના અનુભવની સામાન્ય તારવણી કરવાનું આવશ્યક હતું. માર્ક્સ એવા અનુભવના પરીક્ષણની શરૂઆત જર્મનીમાં, ક્રોઈઝનાખમાં, કરી ચૂક્યા હતા, પરંતુ તેમને એ કર્તવ્ય પાર પાડવા માટે અતુલ્ય પ્રમાણમાં બહેતર સંજોગો ફ્રાંસમાં સાંપડ્યા. તેમણે મૂડીવાદી ઇતિહાસકારોની — ત્યેરી, મિન્યે, ગીઝો, થિયેર, અને, તેમણે આગળ જતાં કબૂલ કરેલું તે મુજબ, સમકાલીન સમાજમાં વર્ગો તથા વર્ગસંઘર્ષનું અસ્તિત્વ શોધી કાઢનારા બીજા ઇતિહાસકારોની, કૃતિઓનો અભ્યાસ કર્યો. તેમણે માન્તેસ્ક્યે, માકિયાવેલી, તથા રુસોના સામાજિક સિદ્ધાંતોનો અભ્યાસ પણ કર્યો.

જો સમગ્ર ઇતિહાસ વર્ગોના સંઘર્ષનો ઇતિહાસ હોય તો તર્કસંગત રીતે નીચેના સવાલો ઊભા થાય છે. વર્તમાન સંજોગોમાં ક્યો વર્ગ ક્રાંતિકારી જોમનો વાહક છે? ભવિષ્ય કયા વર્ગનું છે? એ ભવિષ્ય કેવું હશે?

માર્ક્સ ફરી વાર ફ્રેંચ તરંગી સમાજવાદ તથા સામ્યવાદના, સીધા ફ્રેંચ ભૌતિકવાદમાંથી ઉદય પામેલા વિચારોના, ટીકાત્મક અભ્યાસની દિશામાં વળ્યા. સેં-સિમોન તથા ફુરિયેએ મૂડીવાદી સમાજની મૂળભૂત ટીકા ક્યારની રજૂ કરી દીધી હતી, અને તેને માનવતાના સિદ્ધાંતો સાથે મેળ ન ખાતા સમાજ તરીકે ગણાવ્યો હતો. તેમણે પણ સર્વહારા વર્ગ તરફ ધ્યાન ખેંચ્યું હતું, પરંતુ તેને સત્તા અને અખત્યાર ધરાવનારાઓની કેવળ દયા તથા સખાવતને જ લાયક પીડિત અને દુખી દરજ્જો ગણ્યો હતો.

જેવી રીતે હેગેલની દૃષ્ટિમાં આખું જગત નિરપેક્ષ ચિત્તની અભિવ્યક્તિ હતું, એવી જ રીતે તરંગીઓની દૃષ્ટિમાં સમાજવાદ માનવીય સંબંધોના નિરપેક્ષ સત્યની અભિવ્યક્તિ હતો. જેવી રીતે હેગેલની બાબતમાં તેનું ગલત પ્રસ્થાન બિંદુ મતાગ્રહી પદ્ધતિના, જેમાં નિરપેક્ષ ચિત્ત પોતાને સિદ્ધ કરતું હોય છે એવી પદ્ધતિના, સર્જનમાં પરિણમ્યું હતું, એવી જ રીતે તરંગવાદીઓની બાબતમાં, તેમની અંદરના અત્યંત જાણીતા વિચારકોની (ખાસ કરીને ફુરિયેની) બાબતમાં પણ, આખા સવાલને સમાજના વિકાસની આદર્શ યોજનાઓ ઘડી કાઢવા પૂરતો જ સીમિત બનાવી દેવામાં આવ્યો હતો, અને બધા આંતરવિરોધોને ઉકેલી લેવા માટે કેવળ એ યોજનાઓને સાકાર કરવાનું જ જરૂરી ગણવામાં આવ્યું હતું.

હેગેલને પહોંચી વળવાનું અને તરંગી સમાજવાદને પહોંચી વળવાનું કર્તવ્ય, સમાંતર કર્તવ્યો કોઈ રીતે નહોતાં: એ તો એક જ કર્તવ્ય હતું, અને તેનો ઉકેલ માનવીય સમાજના વિકાસનું સંચાલન કરતા ઘટકની તલાશમાં સમાયેલો હતો.

હેગેલના સિદ્ધાંતમાં કે તરંગી સમાજવાદમાં રજૂ થયેલી, વાસ્તવિકતાને જેની સાથે પોતાનો મેળ બેસાડવો પડે એવી, "તૈયાર યોજનાઓ"ની, "મતાગ્રહી અમૂર્તતાઓ"ની, રીતથી માર્ક્સ કદી નહોતા આકર્ષાયા. માનવીય ચિંતનની એ મહાન સિદ્ધિઓમાંથી એકેય દુનિયાને પલટાવી નાખવાનું સાધન બનવાની યોગ્યતા નહોતી ધરાવતી. બન્ને મતવાદોની અંદર તેમનો પોતાનો નિષેધ સામેલ હતો. હેગેલની બાબતમાં એ નિષેધ ચિંતનની દ્વંદ્વાત્મક રીતમાં અંકિત હતો, તરંગી સમાજવાદીઓની બાબતમાં એ નિષેધ મૂડીવાદી મિલકત સંબંધોની, માનવીને અપંગ બનાવી દેનારા તથા તેના સારતત્ત્વ જોડે મેળ ન ખાતા સંબંધો તરીકેની, તેમની ટીકામાં અંકિત હતો.

માર્ક્સે એ સંબંધોનું સ્વરૂપ કેવળ ધારાકીય દૃષ્ટિએ જ નહિ પરંતુ આર્થિક દૃષ્ટિએ પણ સ્પષ્ટ કરવા માટે મૂડીવાદી રાજકીય અર્થશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કર્યો: તેમણે ઍડમ સ્મીથ, રિકાર્ડો, મૅક-કુલ્લોખ, જેમ્સ મીલ, ઝાં બાતીસ્ત સેય, સ્કાર્બેક, દેસત્યુત દે ત્રાસી, અને બુઆગીલ્બેરની કૃતિઓનું પૃથક્કરણ કર્યું. લાગે છે કે યુવાન ઍંગેલ્સે *Deutsch-Französische Jahrbücher* સામયિકમાં લખેલા એક લેખે માર્ક્સને રાજકીય અર્થશાસ્ત્રના અભ્યાસમાં વધારાનો પ્રવેગ આપ્યો હતો. એ લેખનું શીર્ષક *Outlines of a Critique of Political Economy* હતું, અને માર્ક્સે તેને તેજસ્વી ગણાવ્યો હતો.

પૅરિસમાં માર્ક્સને રાજકીય વિરોધની નામાંકિત વ્યક્તિઓ સાથે, ક્રાંતિકારી લોકશાહીવાદીઓ તથા સમાજવાદીઓ લુઈ બ્લાં, પ્યેર લેરુ, હાઈનરીખ હાઈને, પ્યેર જોસેફ પ્રુધોં, અને મિખાઈલ બાકૂનિન સાથે, વ્યક્તિગત પરિચય સાધવાની તક મળી.

માર્ક્સે સૈદ્ધાંતિક ટીકાનો સમન્વય વર્ગોના વાસ્તવિક સંઘર્ષ જોડે સાધવાની ઉત્સુકતાને અમલમાં મૂકીને જર્મન કારીગરો તથા ફ્રેંચ કામદારોનાં વર્તુળો સાથે સંબંધો સ્થાપ્યા. પોલીસના અહેવાલોમાં જણાવવામાં આવ્યું છે કે માર્ક્સ પૅરિસના એક દરવાજા પાસે, વીન્સેન્નીસના કિલ્લા નજીક, ક્રાંતિકારી કામદારોની સભાઓમાં ભાગ લેતા.

ક્રાંતિકારી કામદારોને માર્ક્સ બહુ ગમતા, તેમને માર્ક્સમાં ખરા રાજકીય લડવૈયાની, શાને ખાતર અને કેવી રીતે લડવું એ બાબત જાણતા લડવૈયાની, દૃઢતા અને સુસંગતતા દેખાતી. જર્મન કામદારોના રાજકીય સમાજના એક આગેવાન

એવેર્બેકે લખ્યું છે: "કાર્લ માર્ક્સ ... ઓછામાં ઓછા લેસીંગ જેટલા પ્રતિભાવાન માનવી તો નિ:શંક છે જ. અસાધારણ બુદ્ધિપ્રભા, લોખંડી ચારિત્ર, તથા સ્વસ્થ શાણપણ ધરાવતા, અને વિસ્તૃત જ્ઞાન ધરાવતા, કાર્લ માર્ક્સ આર્થિક, રાજકીય, ધારાકીય, તથા સામાજિક સવાલોનો અભ્યાસ કરી રહ્યા છે."*

કામદારોના જીવનના સીધા પરિચયથી માર્ક્સના મનમાં ક્રાંતિકારી કામદારોના નૈતિક જુસ્સા તથા જ્ઞાનની અણથક જહેમતો તેમ જ માનવીય ગૌરવ અંગે પ્રશંસાની લાગણી નિરંતર વધતી ગઈ. તેમણે ૧૮૪૪ના ઑગસ્ટની ૧૧મી તારીખે લુડવિગ ફાયરબાખને સંબોધિત પત્રમાં લખ્યું હતું: "તમારે ફ્રેંચ કામદારોની એક સભામાં ભાગ લેવો પડશે, તો જ તમને મહેનતથી ઘસાઈ ગયેલા એ માનવીઓમાંથી ફૂટી નીકળતી નિર્મળ તાજગી તથા ઉમદાઈનો ખ્યાલ આવશે. અંગ્રેજ સર્વહારા પણ વિરાટ ફાળ ભરીને આગેકૂચ કરી રહ્યો છે, પરંતુ તે ફ્રાંસવાસીઓની સાંસ્કૃતિક પૃષ્ઠભૂમિ નથી ધરાવતો. મારે સ્વીટ્ઝરલૅંડ, લંડન, તથા પૅરિસમાં વસતા જર્મન કારીગરોના સૈદ્ધાંતિક ગુણો ઉપર ભાર મૂકવાનું ન ભૂલવું જોઈએ. પરંતુ જર્મન કારીગર હજી વધારે પડતો કારીગર છે.

"એ ભલે ગમે તેમ હોય તોપણ ઈતિહાસ તો સભ્ય સમાજના એ 'જંગલીઓની' અંદર જ માનવજાતિની મુક્તિ માટેના વાસ્તવિક તત્ત્વને તૈયાર કરી રહ્યો છે."**

તરંગીઓથી નિરાળી રીતે માર્ક્સ સર્વહારા વર્ગને લાગણીઓના

---

* Auguste Cornu, *Karl Marx und Friedrich Engels. Leben und Werk*, Bd. 2, S. 18.

** Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 355.

ઊભરાઓનું લક્ષ્ય નહિ પરંતુ ક્રાંતિકારી કદમ ઉઠાવવાની શક્તિ ધરાવતું પરિબળ ગણતા હતા.

સર્વહારા વર્ગમાં સિદ્ધાંત અને અમલને, તત્ત્વજ્ઞાન અને જગતને, સાંકળતી કડી અંકિત છે. માર્ક્સે એ શોધનું નિરૂપણ *Contribution to the Critique of Hegel's Philosophy of Law. Introduction* નામે લેખમાં કર્યું હતું. એ લેખને અંતસ્તત્ત્વ તેમ જ રૂપની, બન્ને, દૃષ્ટિએ વૈજ્ઞાનિક સમીક્ષાની ખરી શ્રેષ્ઠ કૃતિ ગણાવી શકાય. એ લેખ, અને ચિંતનની દૃષ્ટિએ તેની સાથે ગાઢ સંકળાયેલો *On the Jewish Question* નામે લેખ, ૧૮૪૪ના આરંભમાં *Deutsch-Französische Jahrbücher* સામયિકમાં પ્રગટ થયા હતા.

એ લેખોમાં માર્ક્સે જણાવ્યું છે કે "દરેક જાતના" બંધનને તોડી નાખ્યા વગર ખરેખરી માનવીય મુક્તિ અશક્ય છે, અને સર્વહારા વર્ગ જ એવો વર્ગ છે કે જે અત્યંત વંચિત અને પીડિત દશામાં છે. સર્વહારા વર્ગ સમાજનાં બધાં ક્ષેત્રોને મુક્તિ અપાવ્યા વગર પોતે મુક્ત ન થઈ શકે.

"મુક્તિનું મસ્તક તત્ત્વજ્ઞાનમાં, અને હૃદય સર્વહારા વર્ગમાં, અંકિત છે"*

માર્ક્સે એ લેખોમાં મહત્ત્વનું આગેકદમ ઉઠાવ્યું હતું—ખરી રણહાક શોધી કાઢી હતી તેમ જ તેને વાસ્તવિકતામાં પલટાવી નાખવાની શક્તિ ધરાવતું, માનવજાતિના માનવતામય આદર્શોને સાકાર કરવાની શક્તિ ધરાવતું, "ભૌતિક" પરિબળ શોધી કાઢ્યું

---

* Karl Marx, "Contribution to the Critique of Hegel's Philosophy of Law. Introduction". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 187.

હતું. લેનિને માર્ક્સના એ કદમને આદર્શવાદમાંથી ભૌતિકવાદમાં તથા ક્રાંતિકારી લોકશાહીવાદમાંથી સામ્યવાદમાં અંતિમ સંક્રમણ તરીકે ગણાવ્યું હતું.*

માર્ક્સ છવ્વીસ વરસની ઉંમરે જગત અંગેની નવી દૃષ્ટિનાં શિખરોએ પહોંચી ગયા હતા. અજોડ સૈદ્ધાંતિક ચિંતન પછી જ એ શક્ય બન્યું હતું. તેમણે તત્ત્વજ્ઞાન અને સામાજિક ચિંતનના ક્ષેત્રમાં યુરોપી સંસ્કૃતિના સમગ્ર વારસાને આત્મસાત્ કર્યો હતો અને ટીકાત્મક રીતે નવો ઘાટ આપ્યો હતો. માર્ક્સે ફ્લેસથી લઈને લુડવિગ ફ્રાયરબાખ તથા મોસીસ હેસ સુધીના એક પણ, ભલે ગૌણ પણ સ્વતંત્ર, તત્ત્વજ્ઞાનીને ધ્યાન બહાર નહોતો રહેવા દીધો. તેમણે હેરોડોટસ અને પ્લુટાર્કથી લઈને ગીઝો અને થિયેર સુધીની બધી મૂળભૂત ઐતિહાસિક કૃતિઓનો અભ્યાસ કર્યો હતો, પ્લેટોથી લઈને લેરુ અને વાઈટલિંગ સુધીના તરંગી સમાજવાદીઓનાં લખાણો વાંચ્યાં હતાં. તેમણે રાજકીય અર્થશાસ્ત્રના સંબંધમાં એડમ સ્મીથથી લઈને ફ્રેડરિક એંગેલ્સ સુધીની અત્યંત મહત્ત્વની કૃતિઓનો અભ્યાસ કર્યો હતો. છેલ્લે, માર્ક્સે કલાત્મક સંસ્કૃતિની બહુવિધ સમૃદ્ધિને આવરી લીધી હતી —લુક્રેટિયસ કારુસના કાવ્યથી લઈને હાઈનરીખ હાઈનેના પદ્ય સુધી, એસખીલસની કરુણાંતિકાઓથી લઈને શેક્સપિયરનાં નાટકો સુધી, તેમ જ પ્લેટોના સંવાદથી લઈને બાલઝાકના ગદ્ય સુધી. પરંતુ એવું જ્ઞાન એકલું તો જગત અંગે નવી દૃષ્ટિના નિરૂપણ માટે અપૂરતું બની રહે. બધા યુગોમાં આરામખુરશીની પંડિતાઈ, જગતની દરેક વસ્તુ વિશેનું જ્ઞાન ઠાંસેલી પરંતુ પોતાનો આગવો એક પણ વિચાર પેદા કરવા અશક્ત પંડિતાઈ, જોવા મળી છે. માર્ક્સે માનવીય પ્રતિભાની મહાન સિદ્ધિઓના સંબંધમાં ઉસ્તાદી હાંસલ કરી લીધી હતી એટલું જ નહિ પરંતુ તેમને સર્જનાત્મક ચિંતનનું સાધન તથા રીત બનાવી હતી, તેમાં સત્યની બીક નહોતી રાખી, સત્યની દિશામાં અણથક જહેમતો કરી હતી.

* V. I. Lenin, "Karl Marx", *Collected Works*, Vol. 21, p. 80.

અને સૌથી વધારે મહત્ત્વની બાબત એ છે કે તેમણે પહેલાં જર્મનીના પીડિત કિસાન સમુદાયોનું અને પછી સર્વહારા વર્ગનું, બધા યુગોના ક્રાંતિકારી વર્ગોમાં સૌથી વધારે ક્રાંતિકારી અને સૌથી વધારે અસરકારક વર્ગનું, દૃષ્ટિબિંદુ સભાન રીતે અપનાવ્યું હતું.

વૈજ્ઞાનિક સમાજવાદ (અથવા વૈજ્ઞાનિક સામ્યવાદ, બન્ને એક જ છે) કેવળ માનવજાતિની માનસિક સિદ્ધિઓની સામાન્ય તારવણી તથા વાસ્તવિક અર્થઘટન તરીકે જ નહિ, પરંતુ ખુદ મૂડીવાદી સમાજની અંદરની અમુક આર્થિક તથા સામાજિક-રાજકીય વૃત્તિઓની અભિવ્યક્તિ તરીકે પણ (એ બાબત આખરી પૃથક્કરણમાં નિર્ણાયક સાબિત થઈ), ઉદય પામ્યો હતો.

એંગેલ્સે એ હકીકતને લક્ષમાં રાખીને લખ્યું હતું: "આધુનિક સમાજવાદનાં મૂળિયાં ભૌતિક આર્થિક હકીકતોમાં ગમે એટલાં ઊંડાં પડેલાં હોવા છતાં, દરેક નવા સિદ્ધાંતની જેમ તેને પણ શરૂઆતમાં તો તૈયાર બૌદ્ધિક સાધનસામગ્રી જોડે સંકળાઈ જવું પડ્યું."*

* ફ્રેડરિક એંગેલ્સ, 'સમાજવાદ: તરંગી અને વૈજ્ઞાનિક', કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, 'ચૂંટેલી કૃતિઓ', ખંડ ૩, પ્રગતિ

માર્ક્સે ક્રાંતિકારી સર્વહારા વર્ગીય આંદોલનને મક્કમ ટેકો આપવાની સ્થિતિમાં સંક્રમણ સાધી લીધું એટલે તે મૂડીવાદી લોકશાહીવાદીઓના, સૌપ્રથમ તો આર્નોલ્ડ રુગેના, ધોરણથી વેગળા ખસી ગયા.

રુગે તેના જોશીલા ઉદ્દામપંથ છતાં ખાલી એવો કૂપમંડૂક જ હતો કે જે આઝાદીનાં સ્વપ્નો સેવવા તૈયાર હતો ખરો, પરંતુ તેને માટે પોતાના ખીસામાંથી ચુકવણી કરવાની મંછા બિલકુલ નહોતો ધરાવતો. રુગેને *Deutsch-Französische Jahrbücher* સામયિકમાંથી સારી પેઠે આવક મેળવવાની આશા હતી, પરંતુ એ આશા ધૂળમાં મળી ગઈ ત્યારે તે હતાશામાં ડૂબી ગયો, દુકાનદાર જેવો વહેમીલો બની ગયો, પ્રકાશનના સંબંધમાં માર્ક્સની દરેક પહેલકદમીને પોતાનું પાકીટ લૂંટવાની કોશિશ તરીકે ગણવા લાગ્યો.

તેની સાથે સાથે જ, રુગે "પૈસાની બાબતમાં" માર્ક્સની "તદ્દન ઉદાસીનતાનો" (મેહરીંગ) ફાયદો ઉઠાવવામાં અચકાતો નહોતો, માર્ક્સના પરિવારમાં વૃદ્ધિ થઈ રહી હતી ત્યારે (૧૮૪૪ના મે માસમાં તેમની પુત્રી જેનીનો જન્મ થયો હતો) તેમની કારમી ગરીબી છતાં તેમને પગાર બેશરમ રીતે *Jahrbücher* સામયિકની નકલોના રૂપમાં ચૂકવતો હતો.

પરંતુ મુખ્ય મુદ્દો એવો છે કે માર્ક્સના સામ્યવાદે કૂપમંડૂક રુગેમાં દહેશતભર્યા ત્રાસની લાગણી પેદા કરી હતી.

માર્ક્સ *Jahrbücher* સામયિકને લગતી સંપાદકીય ફરજોથી મુક્ત થઈને વધારે જુસ્સાથી અભ્યાસમાં મશગૂલ થઈ ગયા. મુખ્ય બાબત સિદ્ધ થયેલી લાગતી હતી—નવા વિશ્વદૃષ્ટિકોણના પાયાઓનું નિરૂપણ કરી લેવામાં આવ્યું હતું. પરંતુ માર્ક્સની દૃષ્ટિમાં એ તો માત્ર શરૂઆત જ હતી. તે માનવજાતિના સમગ્ર

ભૂતકાળ, વર્તમાન, તથા ભવિષ્યના ફરી અર્થઘટન માટે નવા દૃષ્ટિબિંદુની તલાશ કરી રહ્યા હતા. તેમણે પુષ્કળ વાંચન કર્યું, અને તેમના મગજમાં એક પછી એક પરિયોજના ઘડાતી રહેતી હતી. તેમને પહેલાં કાનૂનના સંબંધમાં હેગેલના તત્ત્વજ્ઞાનને લગતી અપૂર્ણ હસ્તપ્રતનું કાર્ય ફરી હાથમાં લેવાનું અને હવે તેનું અર્થઘટન સામ્યવાદી દૃષ્ટિબિંદુએથી કરવાનું મન થયું. પછી તે ફ્રેંચ ક્રાંતિના ઈતિહાસમાં એકદમ મશગૂલ થઈ ગયા અને કન્વેન્શનનો ઈતિહાસ લખવાની ઉત્કટ ઝંખના સેવવા લાગ્યા. છેલ્લે, તે તરંગી સમાજવાદીઓ તથા રાજકીય અર્થશાસ્ત્રીઓની ટીકાના કાર્ય તરફ વળ્યા.

તેમનું માનસ એટલી તીવ્રતાથી કામ કરતું હતું કે સાવ તાજા જ લખાણથીયે ઝડપથી આગળ ધપી જતું. તેમને પોતે કરી લીધેલા કાર્યથી ક્યારેય સંતોષ ન થતો: જેમ જેમ વધારે જાણકારી હાંસલ કરતા જાય તેમ તેમ, પોતે જેને વિશે ન જાણતા હોય તેનો મહાસાગર તેમને વધારે અસીમ લાગતો. તે જેટલા વધારે સવાલોને ઉકેલી લેતા એટલી વધારે નવી સમસ્યાઓ તેમની સામે પેશ થઈ જતી.

હસ્તપ્રતો અપૂર્ણ રહી જતી, તેમનું માનસ વધારે આગળ ધપતું, નવા વિચારો પેદા કરતું રહેતું. આત્મ-ટીકાનો દાનવ માર્ક્સને, તેમણે સવાલના બધા બારીક મુદ્દાઓને આવરી લઈને તેનો સર્વાંગી અભ્યાસ ન કરી લીધો હોય તો, કશું પ્રકાશમાં નહોતો આણવા દેતો.

માર્ક્સના અભ્યાસના એ ગાળા વિશે આર્નોલ્ડ રુગેએ નીચે મુજબ લખ્યું હતું: "પુષ્કળ વાંચે છે, અસાધારણ તીવ્રતાથી કામ કરે છે અને ટીકાત્મક પ્રતિભા ધરાવે છે, પરંતુ એ પ્રતિભા ક્યારેક નિરંકુશ રીતે ભ્રષ્ટતામાં સરી પડતો દ્વંદ્વવાદ બની જાય છે

કશું પૂરું નથી કરતા, વારંવાર પડતું મૂકી દે છે અને ફરી વાર પુસ્તકોના અફાટ સાગરમાં ઝંપલાવે છે."*

અસાધારણ રીતે તીવ્ર વૈજ્ઞાનિક સંશોધન અને જે કંઈ સાધી લેવામાં આવ્યું હોય તેના સંબંધમાં સતત અસંતોષની સ્થિતિ માર્ક્સને નિરુત્સાહ બનાવી દેતી, પરંતુ એ બાબતમાં તે કંઈ જ નહોતા કરી શકતા. એકમાત્ર ઉકેલ વધારે સખત મહેનત કરવાનો હતો, લગાતાર કેટલીય રાત્રીઓ નીંદર વગર ગાળી દેવાનો હતો. રુગેએ જણાવ્યું હતું કે "માર્ક્સ છેલ્લી હદ સુધી ચિડિયલ અને ક્રોધી બની જાય છે, ખાસ કરીને તો માંદા પડી જાય ત્યાં સુધી કામ કરતા રહ્યા હોય અને ત્રણ કે ચાર રાત સુધી પણ પથારીમાં પડયા જ ન હોય ત્યારે."**

એવા બધા અભ્યાસનું અત્યંત મહત્ત્વનું પરિણામ *The Economic and Philosophic Manuscripts of 1844* નામે જાણીતી મોટી અધૂરી કૃતિમાં અંકિત છે.

એ કૃતિમાં માર્ક્સવાદના જન્મ વેળાની "પ્રસવની પીડા"ની નિશાનીઓ છે. હેગેલ અને ફ્રાયરબાખનાં લખાણોમાંથી લેવામાં આવેલી પરિભાષામાં એ નિશાનીઓ ખાસ જોવા મળે છે. પરંતુ અમુક પુરાણી દાર્શનિક વિભાવનાઓના કરમાયેલા કોચલામાંથી સમાજ વિશે મૂળભૂત રીતે નવી દૃષ્ટિના, દુનિયાના અર્થઘટનના સંબંધમાં દુનિયામાં અગાઉ ક્યારેય ન જાણવામાં આવેલા અભિગમના, ફણગા ફૂટી નીકળ્યા હતા.

---

* Auguste Cornu, *Karl Marx und Friedrich Engels. Leben und Werk*, Bd. 2, S. 19.

** Auguste Cornu, *Karl Marx und Friedrich Engels. Leben und Werk*, Bd. 2, S. 19.

સમાજના પૃથક્કરણના સંબંધમાં આર્થિક, દાર્શનિક, તથા સામાજિક-રાજકીય અભિગમોને પહેલી જ વાર તેમાં મોટા પાયા ઉપર સમન્વિત કરવામાં આવ્યા હતા. તેમાં માનવીને સમગ્ર પરીક્ષણના કેંદ્રમાં મૂકવામાં આવ્યો હતો, અને તે પ્રકૃતિ તથા સમાજ સાથેના તેના સંબંધોની સમગ્ર જટિલતામાં નજરે પડતો હતો. તેમાં રાજકીય લડવૈયાના પ્રકોપ અને ભાવાવેગનું સંયોજન મહાન ચિંતકની વિશ્લેષણાત્મક પરિપક્વતા સાથે થયું હતું, તેમાં યથાર્થ વાસ્તવિકતાના સંબંધમાં સાચા અભિગમનો સમન્વય સામાજિક વિકાસની સુદૂરની ક્ષિતિજો સંબંધી દૃષ્ટિ સાથે થયો હતો. એ કૃતિમાં અત્યંત ગહન સમસ્યાઓ, જેમનું મહત્ત્વ સદીઓ સુધી જળવાઈ રહેશે એવી સમસ્યાઓ, રજૂ કરવામાં આવી હતી.

બધા દેશોમાં વર્તમાન સમયના તત્ત્વજ્ઞાનીઓ, અર્થશાસ્ત્રીઓ, તથા સમાજવિજ્ઞાનીઓ તરફથી *The Economic and Philosophic Manuscripts of 1844* અંગે બતાવવામાં આવતી અણઓસરતી ઉત્સુકતાનો ખુલાસો એ હકીકતમાંથી મળે છે.

એ કૃતિમાં સમાયેલો વિચારોનો ખજાનો એવો છે કે તેને એકદમ વિગતવાર નિરૂપણમાં કે એકદમ વસ્તુલક્ષી અર્થઘટનમાં પણ રજૂ ન કરી શકાય. તેમાં વ્યક્ત થયેલા સૈદ્ધાંતિક ચિંતનની હિંમત, વ્યાપ, અને કલાત્મક સુંદરતાને માણવા માટે તો એ કૃતિ જ વાંચવી પડે (કેટલીય વાર). એ ચિંતન એકપક્ષી વિચારોના અવરોધોના, મતવાદી પ્રયુક્તિઓની સંકુચિતતાના, ભુક્કા ઉડાવી દે છે, કેવળ પ્રકૃતિના અર્થઘટનને જ નહિ પરંતુ સામાજિક વિકાસના અર્થઘટનને પણ જકડી રાખતી આખરી આદર્શવાદી બેડીઓને હઠાવી દે છે.

વિચારના આધારે, છણાવટ કરી છે. એ વિચાર એમ હતો કે માનવજાતિના સમગ્ર ઇતિહાસનો ખુલાસો ભૌતિક સંબંધોમાંથી શોધવો જોઈએ. તેમણે તેનું નિરૂપણ નીચે મુજબ કર્યું છે: "...સમગ્ર ક્રાંતિકારી ગતિ પોતાનો આનુભવિક તેમ જ સૈદ્ધાંતિક આધાર આવશ્યક રીતે **ખાનગી મિલકતની** ગતિમાંથી — વધારે ચોકસાઈથી કહેતાં, અર્થતંત્રની ગતિમાંથી — મેળવે છે."*

માનવીનું ઉત્પાદક જીવન, તેનો શ્રમ — સામાજિક પ્રગતિનો મુખ્ય આધાર એ જ છે. માનવીનો શ્રમ જુદાજુદા સંજોગોમાં જુદાંજુદાં રૂપો ધારણ કરે છે. છેલ્લે, "વસતિના કુલ માત્ર બે વર્ગો બાકી રહે છે — કામદાર વર્ગ અને મૂડીદારોનો વર્ગ".**

માર્ક્સ ફાયરબાખના અમૂર્ત માનવીની જગ્યાએ કામદારને મૂકે છે. ફાયરબાખે એક માનવીની સાથે બીજા માનવીના સંબંધોનું નિરૂપણ કર્યું છે, તેની જગ્યાએ માર્ક્સે કામદાર અને મૂડીદારના સંબંધો, સજીવ શ્રમ અને સંચિત શ્રમના (મૂડીના) સંબંધો, મૂક્યા છે.

જેમાં દરેક વસ્તુ ખરીદાતી અને વેચાતી હોય છે, નાણાની તાકાત સર્વોપરી તથા નિરંકુશ હોય છે, એવી દુનિયામાં કામદાર પોતે પણ્ય હોય છે. તે નથી મૂડી ધરાવતો કે નથી ભાડું મેળવતો. તે માત્ર શ્રમની શક્તિ ધરાવતો હોય છે, અને શ્રમ સમાજની સમગ્ર સંપત્તિને પેદા કરે છે.

---

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 297.

** Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 266.

માર્ક્સે મૂડીવાદી સમાજની એ વાસ્તવિક હકીકતને પૃથક્કરણના આરંભબિંદુ તરીકે લીધી છે.

કામદાર ભૌતિક સંપત્તિ પેદા કરે છે. પરંતુ એ સંપત્તિની માલિકી તેની નથી હોતી. વધુમાં, એ સંપત્તિ કામદારના હાથમાંથી બીજાને સુપરત થઈ જાય છે એટલું જ નહિ પરંતુ તે કામદારની ઉપર હાકેમી કરતા પરકીય બળ તરીકે, મૂડી તરીકે, તેનો વિરોધ પણ કરતી હોય છે. માર્ક્સે એ હકીકતને કામદારથી શ્રમના વિયોજન તરીકે ગણાવી છે.

કામદાર જેમ વધારે શ્રમ કરે તેમ તેણે સર્જેલી સંપત્તિની દુનિયા વધારે મોટી બને છે, પરંતુ સાથોસાથ કામદારની ઉપર એ સંપત્તિની હાકેમી પણ વધે છે. મૂડીદાર વધારે તાકાતવાન બને છે, કામદાર વધારે ગરીબ બને છે અને તેના અધિકારો વધારે પ્રમાણમાં છીનવાઈ જાય છે.

કામદાર તેણે સર્જેલી શ્રમની વસ્તુનો ગુલામ બની જાય છે. મૂડીના, નાણાકીય સંપત્તિના, રૂપમાં આગળ આવતો કામદારનો સંચિત શ્રમ તેને કામે રાખે છે, ગુજરાનાં સાધનો આપે છે, અને તેના સજીવ શ્રમનો તથા તેની ખુદ જિંદગીનો નિકાલ કરે છે.

કામદારનો શ્રમ અદ્‌ભુત વસ્તુઓને પેદા કરે છે, પરંતુ કામદારની ગરીબીને પણ પેદા કરે છે. તે મહેલોનું સર્જન કરે છે, પરંતુ કામદારો માટે ગંદા વસવાટોનું સર્જન પણ કરે છે. તે સુંદરતાનું સર્જન કરે છે, પરંતુ ખુદ કામદારને વિરૂપ બનાવી દે છે. તે શારીરિક શ્રમને હઠાવીને તેના સ્થાને યંત્રો ગોઠવે છે, પરંતુ માત્ર એવા આશયે કે ખુદ કામદારોને યંત્રવત્ કામગીરી કરતા સંચાઓમાં પલટાવી નાખવામાં આવે. કામદાર તરફથી

કરવામાં આવતું કામ જેમ વધારે અટપટું બને તેમ તેની માનસિક બરબાદી વધે છે.

માર્ક્સે એ અવળી દુનિયાનું, જેમાં વસ્તુ તેના સર્જક ઉપર હાકેમી કરતી હોય છે અને લોકો વચ્ચેના સંબંધો વસ્તુઓ વચ્ચેના સંબંધોના રૂપમાં આગળ આવતા હોય છે એવી દુનિયાનું, વિગતવાર પૃથક્કરણ આગળ જતાં *Capital* ગ્રંથમાં તથા તેની તૈયારીની કૃતિઓમાં કર્યું છે, *Economic and Philosophic Manuscripts of 1844* કૃતિમાં ઉદય પામેલું ચિત્ર તેમાં એથીયે વધારે સ્પષ્ટ અને કુટિલ રૂપરેખાઓ ધારણ કરી લે છે.

પરંતુ આપણે *Manuscripts* કૃતિ તરફ વળીએ અને માર્ક્સની દલીલ જોઈએ. કામદારના શ્રમનાં પરિણામો બીજાને સુપરત થઈ જવાની હકીકત તો બાબતના માત્ર એક પાસાને જ અંકિત કરે છે. બીજું એટલા જ મહત્ત્વનું પાસું એવું છે કે કામદારની પ્રવૃત્તિની જીવંત પ્રક્રિયા જ તેનાથી વિયોજિત સ્વરૂપની હોય છે, તેમાં તેના માનવીય સારતત્ત્વનું સ્વ-વિયોજન અંકિત હોય છે.

તેનો અર્થ શું થયો? તેનો અર્થ એવો થયો કે કામદાર પોતાની મુક્ત ઇચ્છાના આધારે શ્રમ નથી કરતો, તેની પ્રવૃત્તિ સ્વ-પ્રવૃત્તિ નહિ પરંતુ પરાણે લાદવામાં આવેલો અને ફરજિયાત શ્રમ હોય છે, અને એવા શ્રમની પ્રક્રિયામાં કામદાર પોતાનો સ્વામી નહિ પરંતુ તેને કામે રાખનારની માલિકીનો હોય છે.

કામદાર એવા બળજોરીના શ્રમમાં પોતાની શારીરિક તથા માનસિક શક્તિને મુક્ત રીતે નથી વિકસાવતો પરંતુ પોતાને ઘસી નાખે છે, પોતાના શરીરનું દમન કરે છે અને માનસને તારાજ કરી નાખે છે. બાબતોની તર્કશૃંખલા અનુસાર તો તે શ્રમમાં

ખરી માનવીય જરૂરત, સર્જન કરવાની જરૂરત, સંતોષતો હોવો જોઈએ. પરંતુ તેને માટે તો શ્રમ એકદમ પ્રાથમિક જરૂરતો સંતોષવાનું સાધન બની રહે છે.

શ્રમનું વિયોજિત સ્વરૂપ એવી હકીકતમાં એકદમ સાફ જોવા મળે છે કે લોકો તેને શાપ ગણતા હોય છે, શ્રમ કરતી વેળા છળી જતા હોય છે, અને તે જાણે મરકી હોય એમ તેનાથી દૂર ભાગી જતા હોય છે.

શ્રમની, એ અત્યંત માનવીય જરૂરતની, પ્રક્રિયામાં કામદાર માનવ હસ્તી હોવાની લાગણી નથી અનુભવતો. તેમાં તે ખાલી બળજોરીના શિકાર જનાવર તરીકે, જીવતા યંત્ર તરીકે, કામગીરી કરે છે. એથી ઊલટું, કામદાર શ્રમની બહાર, પ્રાથમિક અને મૂળભૂત દૃષ્ટિએ પશુની કામગીરીઓમાં, ખાવામાં, પીવામાં, મૈથુનમાં, નીંદર કરી લેવામાં, વગેરેમાં, મુક્ત કામગીરી કરતી માનવ હસ્તી હોવાની લાગણી અનુભવે છે. "જે પાશવી છે તે માનવીય બની જાય છે, અને જે માનવીય છે તે પાશવી બની જાય છે."*

એ રીતે, શ્રમની પ્રક્રિયામાં કામદારનું સ્વ-વિયોજન થઈ જાય છે. તેનું સીધું પરિણામ એવું આવે છે કે માનવી માનવીથી પરાયો બની જાય છે, કામદાર અને મૂડીદાર પરસ્પર વિરોધી સ્થિતિમાં આવી જાય છે.

માનવીના શ્રમની માલિકી અન્યને સોંપાઈ જવાની તથા શ્રમના સ્વ-વિયોજનની સમસ્યાની માર્ક્સે કરેલી છણાવટને સામાન્ય

---

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 275.

રીતે માત્ર નકારાત્મક પાસા તરફથી, આર્થિક વાસ્તવિકતાની વેધક ટીકા તરીકે, સમજવામાં આવે છે. પરંતુ જે અસ્તિત્વમાં છે તેની માર્ક્સે કરેલી મુલવણી પાછળ સકારાત્મક સિદ્ધાંતો, માનવીય શ્રમ તથા માનવીય સંબંધો કેવા હોવા જોઈએ એ વિશેનો તેમનો ખ્યાલ, એટલે કે સામ્યવાદી સમાજ અંગેનો તેમનો ખ્યાલ, એ ટીકામાં સાફ જોઈ શકાય છે.

માર્ક્સ માને છે કે શ્રમ તો માનવીય વ્યક્તિનું સ્વ-વિયોજન નહિ પરંતુ **સ્વ-પુષ્ટિ** બની રહેવો જોઈએ. તે ગુજારાનું સાધન નહિ પરંતુ જીવનનું સારતત્ત્વ બની રહેવો જોઈએ, એવી પ્રક્રિયા બની રહેવો જોઈએ કે જેમાં માનવી પોતાની શક્તિઓને પૂર્ણ રૂપમાં તથા સર્વાંગી રીતે વિકસાવતો હોય. શ્રમને પ્રવેગ આપનારી બાબત બાહ્ય દબાણની નહિ પરંતુ સર્જન કરવાની ઊંડી આંતરિક જરૂરતની હોવી જોઈએ.

માર્ક્સે *Ökonomische Studien (Exzerpte)* નામે કૃતિમાં, *Economic and Philosophic Manuscripts of 1844* ને બહુ મળતી આવતી રચનામાં, વિયોજિત માનવીની એ દુનિયાનું વર્ણન ખાલી માનવીના વાસ્તવિક સામાજિક સારતત્ત્વના, તેના "ખરા જાતિગત જીવન"ના,* ઠઠ્ઠાચિત્ર તરીકે કર્યું છે.

*Exzerpte* કૃતિમાંથી લેવામાં આવેલું નીચેનું અવતરણ બતાવે છે કે યુવાન માર્ક્સે "માનવતામય રીતે" સંઘટિત દુનિયામાં, એટલે કે સામ્યવાદી સમાજમાં, એ વાસ્તવિક જીવનનું ચિત્ર કેવું આલેખ્યું હતું.

"ધારણા કરીએ કે આપણે લોકો તરીકે ઉત્પાદન કર્યું છે: આપણામાંથી દરેકે તેના ઉત્પાદનમાં પોતાને તથા બીજાને **બમણી પુષ્ટિ** આપી છે. મેં ૧)... **પ્રવૃત્તિ દરમિયાન** જીવનની વિશિષ્ટ અભિવ્યક્તિ અને વસ્તુના મનનમાં વિશિષ્ટ ખુશી માણી છે... ૨) મારી પેદાશને લગતી તમારી ખુશી અથવા તમે કરેલા તેના ઉપયોગમાં મને પણ એવી પ્રતીતિની સીધી ખુશી સાંપડી છે કે મારા કામમાં... મેં જે વસ્તુનું સર્જન કર્યું છે તે બીજી **માનવ** હસ્તીની જરૂરતને અનુરૂપ છે; ૩) હું તમારી અને જાતિ વચ્ચે **મધ્યસ્થી** રહ્યો છું, અને તમે મને તમારી પોતાની હસ્તીના વિસ્તરણ તરીકે તથા તમારા પોતાના આવશ્યક અંશ તરીકે જાણ્યો છે અને અનુભવ્યો છે... ૪) મેં જીવનની મારી વિશિષ્ટ અભિવ્યક્તિમાં જીવનની તમારી અભિવ્યક્તિનું સર્જન કર્યું છે, અને એટલે મારી વિશિષ્ટ પ્રવૃત્તિમાં મારી ખરી હસ્તીને, મારા માનવીય, સામાજિક, સારતત્ત્વને, સીધી રીતે પુરવાર તથા સિદ્ધ કર્યાં છે.

"મારું કામ **જીવનની મુક્ત અભિવ્યક્તિ**, એટલે **જીવનની ખુશી**, બની રહેશે. ખાનગી માલિકીની મોજૂદગીમાં તે જીવનનું વિયોજન બની રહે છે કારણ કે હું **જીવતો રહેવા માટે**, જીવતો રહેવાનાં સાધનો મેળવવા માટે, કામ કરું છું. મારું કામ જીવન નથી હોતું."*

મૂડીવાદી અર્થતંત્ર માત્ર ભૌતિક મૂલ્યોની દુનિયાને જ સંપત્તિ તરીકે ગણે છે. તેને માટે કામદાર તો ખાલી સંપત્તિ વધારવાનું સાધન જ હોય છે. તે કામદારને પોતાની જરૂરતો દબાવી દેવાની,

---

* Marx/Engels, *Gesamtausgabe*, Erste Abteilung, Bd. 3, S. 536.

* Marx/Engels, *Gesamtausgabe*, Erste Abteilung, Bd. 3, S. 546-47.

પૈસા તથા વસ્તુઓની બચત અને સંચયની તરફેણમાં પોતાની ખુશીઓ તજી દેવાની, શિખામણ આપે છે.

તમે જેટલા ઓછા પ્રમાણમાં ખાઓ, પીઓ, તથા પુસ્તકો ખરીદો, જેટલા ઓછા પ્રમાણમાં થિયેટરમાં, નાચગાનના સમારંભોમાં, તથા હોટલોમાં જાઓ, જેટલા ઓછા પ્રમાણમાં વિચાર કરો, પ્રેમ કરો, સિદ્ધાંતો ઘડો, ગાઓ, પટાબાજી ખેલો, વગેરે, એટલા વધારે પ્રમાણમાં બચત કરો, તમારો ખજાનો, મૂડી, તમે હાંસલ કરેલી વસ્તુઓ, એટલા પ્રમાણમાં વધે.

એ દૃષ્ટિએ જોતાં, પૈસા વગરનો, વસ્તુઓ વગરનો, માણસ કંઈ જ નથી હોતો. વસ્તુઓ તથા પૈસા તેને સમાજમાં વજૂદ અને મોભો આપે છે, તેની પોતાની નજરમાં પણ મહત્ત્વનો બનાવી દે છે.

તમે પોતે જે ન કરી શકો એ બધું તમારા પૈસા તમારે માટે કરી આપે. પૈસા ખાઈ શકે, પી શકે, નાચગાનના સમારંભોમાં તથા થિયેટરોમાં જઈ શકે, પ્રવાસ કરી શકે, કલાકૃતિઓ, જ્ઞાન, ઐતિહાસિક અજાયબીની ચીજો, અને રાજકીય સત્તા મેળવી શકે.

માર્ક્સે *Economic and Philosophic Manuscripts of 1844* કૃતિમાં એથેન્સના ટીમોનના સ્વગત શબ્દો ટાંક્યા છે. તેમાં શેક્સપિયરે 'પીળા દાનવ'ની સર્વશક્તિમત્તાનો નિર્દેશ કર્યો છે:

આ પીળો દાસ
ગૂંથશે ને તોડશે ધર્મોને, બનાવશે પુનિત શાપિતોને;
બનાવશે પૂજનીય ધોળા ગળતા કોઢને, અને ચોરોને
પદવી, નમનનું માન, અને માન્યતા આપીને
બેસાડશે રાજ્યના સંચાલકો ભેગો ઊંચા આસને...

માર્ક્સની દૃષ્ટિમાં શેક્સપિયરે "**નાણાના** ખરા સ્વરૂપનું તેજસ્વી ચિત્રણ કર્યું છે", નાણાના બે ગુણધર્મો ઉપર ખાસ ભાર મૂક્યો છે.*

"તે દૃશ્યમાન દેવ છે—બધા માનવીય અને પ્રાકૃતિક ગુણધર્મોનું તેમનાથી ઊલટાં લક્ષણોમાં રૂપાંતર, વસ્તુઓને સાર્વત્રિક રીતે ગોટાળે ચડાવી દેવાની તથા વિકૃત બનાવી દેવાની સ્થિતિ.

"તે સામાન્ય વેશ્યા છે, લોકો અને રાષ્ટ્રોનો સામાન્ય ભડવો છે... નાણું માનવજાતિની **વિયોજિત શક્તિ** છે."**

શેક્સપિયર અને ગેટેની કવિતાએ પ્રેરેલા એ વિચારોને માર્ક્સે આગળ જતાં *A Contribution to the Critique of Political Economy* અને *Capital* કૃતિઓમાં વિકસાવ્યા હતા.

યુવાન માર્ક્સે બતાવી આપ્યું હતું તે મુજબ, અવળી બનાવી દેવામાં આવેલી દુનિયામાં, વિયોજનની દુનિયામાં, પ્રાપ્તિ જીવનનું લક્ષ્ય બની રહે છે, અને ખરી માનવીય જરૂરતોના વિકાસની જગ્યાએ વસ્તુઓ તરફનું ઉપયોગિતાવાદી ઉપભોક્તા વલણ આવી જાય છે. વસ્તુ માનવીના સંબંધમાં માપદંડ બની જાય છે, એથી ઊલટું નથી બનતું. ભૌતિક સંપત્તિ માનવીય શક્તિઓની સંપદાનું સ્થાન લઈ લે છે.

વિયોજનની દુનિયા માલિકીની કક્ષાએ નીચે ઉતારી પાડવામાં આવેલી કઢંગી આદિમ જરૂરતોની દુનિયા હોય છે. "ખાનગી

---

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, pp. 323, 324.

** Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, pp. 324, 325.

મિલકતે આપણને એવા મૂઢ અને એકપક્ષી બનાવી દીધા છે કે વસ્તુ આપણી પાસે હોય ત્યારે જ... અથવા જ્યારે તે સીધી રીતે માલિકીની હોય, ખવાતી હોય, પિવાતી હોય, પહેરાતી હોય, તેમાં રહેવાતું હોય, વગેરે સ્થિતિમાં હોય, ત્યારે જ... આપણી હોય છે."* બધાં શારીરિક અને માનસિક સંવેદનોની જગ્યાએ માલિકી ધરાવવાનું સંવેદન આવી ગયું છે.

તેના પરિણામે વસ્તુઓ કેવળ શ્રમની પ્રક્રિયામાં જ નહિ પરંતુ ઘરમાં પણ વર્ચસ્વી બની રહે છે. માનવી પોતાની દિલચસ્પીને વસ્તુઓમાં કેંદ્રિત કરે છે ત્યારે તેના ધ્યાનમાં નથી આવતું કે પોતે તેમનો ચાકર બની રહ્યો છે, તેઓ કેવળ તેના શ્રમના સ્વરૂપ તથા વેગને જ નહિ પરંતુ તેની ફુરસદના સ્વરૂપ તથા ઢબને પણ, બીજા લોકો સાથેના તેના સંબંધોના સ્વરૂપ તથા ઢબને પણ, નિર્ધારિત કરે છે.

માનવીય રીતે સંઘટિત દુનિયામાં વિયોજનનું નિવારણ કરી લેવામાં આવ્યું હશે એટલે માનવી સાથે માનવીના સંબંધોના સ્વરૂપમાં પરિવર્તન આવશે એટલું જ નહિ પરંતુ તેના જીવનના પૂરા અંતસ્તત્ત્વમાં પણ પરિવર્તન આવશે.

માર્ક્સે લખ્યું છે કે "માનવીનો માનવી સાથેનો અને દુનિયા સાથેનો સંબંધ માનવીય હોવાની ધારણા કરો: તેમાં તમે પ્રેમની સાથે માત્ર પ્રેમની, વિશ્વાસની સાથે વિશ્વાસની, વગેરે અદલાબદલી કરી શકો. તમારે કલા માણવી હોય તો કલાત્મક રીતે કેળવાયેલી વ્યક્તિ હોવું જોઈએ, તમારે બીજા લોકોની ઉપર

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 300.

પ્રભાવ પાડવો હોય તો બીજા લોકોમાં ઉત્તેજન તથા પ્રોત્સાહન પ્રેરતી વ્યક્તિ હોવું જોઈએ. માનવી અને પ્રકૃતિ સાથેનો તમારો દરેક સંબંધ તમારા વાસ્તવિક વ્યક્તિગત જીવનની, તમારી મંછાને બંધબેસતી વિશિષ્ટ અભિવ્યક્તિ બની રહેવો જોઈએ. તમે પ્રેમ કરતા હો પરંતુ વળતા પ્રેમની લાગણી ઉપજાવ્યા વગર કરતા હો, એટલે કે તમારી પ્રેમ કરવાની ક્રિયા, એવી ક્રિયા તરીકે, વળતો પ્રેમ ન ઉપજાવતી હોય, તમે પ્રેમાળ વ્યક્તિ તરીકે તમારી પોતાની જીવંત અભિવ્યક્તિ મારફત પોતે પ્રિય વ્યક્તિ ન બની જતા હો, તો તમારો પ્રેમ નમાલો છે—કમનસીબી છે."*

સંપત્તિના મૂલ્યનો આત્મ-નિર્ભર સિદ્ધાંત રજૂ કરતા મૂડીવાદી રાજકીય અર્થશાસ્ત્રને માર્ક્સે માનવીના નિષેધના એકધારા ઉપદેશ તરીકે ગણાવ્યો છે.

સામ્યવાદી સમાજમાં વસ્તુઓની સંપત્તિ જે હોવી જોઈએ તે બની રહે છે—માનવીના જીવનનું લક્ષ્ય નહિ પરંતુ પુરજોસ માનવીય પ્રવૃત્તિનું કેવળ સાધન. "... રાજકીય અર્થશાસ્ત્રની સંપત્તિ અને ગરીબીની જગ્યાએ સમૃદ્ધ માનવ હસ્તી અને સમૃદ્ધ માનવીય જરૂરત આવી જાય છે."**

માર્ક્સે આગળ જતાં એ વિચારની છણાવટ ફરી ફરીને *Capital* ગ્રંથમાં તથા તેની તૈયારીની કૃતિઓમાં કરી છે.

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 326.

** Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 304.

તેમણે માનવી જે કંઈ પેદા કરે છે તેને નહિ પરંતુ ખુદ માનવ હસ્તીને "વ્યક્તિઓની જરૂરતો, શક્તિઓ, ખુશીઓ, ઉત્પાદક શક્તિઓ, વગેરેની સર્વસામાન્યતાને",* સર્વોપરી સંપત્તિ તરીકે, સમાજની સર્વોપરી મૂડી તરીકે, ઘોષિત કરી છે. સામ્યવાદી સમાજમાં માનવી સમગ્ર સામાજિક ઉત્પાદનનું લક્ષ્ય બની રહે છે, અને ભૌતિક મૂલ્યો તો એ લક્ષ્યને સિદ્ધ કરવાનું ખાલી સાધન, શરત, આધાર, હોય છે.

માર્ક્સે પ્રસ્થાનના બિંદુને (સ્વ-વિયોજન) તથા લક્ષ્યને પ્રકાશમાં આણ્યા પછી એ લક્ષ્ય તરફ આગળ ધપવાના માર્ગની, વિયોજનને પાર કરી જવાના માર્ગની, રૂપરેખા આપી છે. એ સવાલ આજે પણ જુદાજુદા દેશોમાં સમાજ વિજ્ઞાનીઓ અને માર્ક્સવિદો વચ્ચે એકદમ ગરમાગરમ ચર્ચાઓના વિષય તરીકે ચાલુ છે.

માર્ક્સે પૂરી સ્પષ્ટ અને અસંદિગ્ધ છણાવટ એવી હકીકતના આધારે કરી છે કે વિયોજનની નાબૂદીનો આધાર સૌપ્રથમ ખાનગી મિલકતની નાબૂદી ઉપર છે. ખાનગી મિલકત "વિયોજિત શ્રમની પેદાશ, પરિણામ, આવશ્યક નીપજ છે", આર્થિક વિયોજન છે.**

વિવિધ રૂપોના (રાજકીય, ધાર્મિક, દાર્શનિક, નૈતિક, વગેરે) વિયોજનની અર્થછાયાઓ તથા પાસાં આર્થિક વિયોજનમાં સંચિત થાય છે. સમગ્ર માનવીય દાસતા કામદારના ઉત્પાદન

* Karl Marx, *Grundrisse der Kritik der politischen Ökonomie. (Rohentwurf) 1857-1858*, Berlin, 1953, S. 387.

** Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844", Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 279.

સાથેના સંબંધમાં તેની દાસતામાં વ્યક્ત થાય છે. "...દાસતાના બધા સંબંધોમાં કેવળ એ સંબંધમાંના ફેરફાર તથા તેનાં પરિણામો જ અંકિત હોય છે."* અહીંયાં માર્ક્સે સમાજના જીવનમાં ઉત્પાદનના સંબંધોની અગ્રિમ ભૂમિકાના વિચારનું તાત્ત્વિક નિરૂપણ કર્યું છે.

હેગેલની દૃષ્ટિમાં સમગ્ર વિયોજનનો અર્થ વિચારનું વિયોજન છે, અને કર્તાની "ચેતનામાં" એ પ્રકારના વિયોજનને પાર કરી જવાનું પણ શક્ય છે. પરંતુ તે જગત સાથેના પોતાના સંબંધોના દાસવત્ સ્વરૂપને સમજે છે એટલે તેનું વિયોજન અદૃશ્ય નથી થઈ જતું, કેવળ વધે જ છે.

તરતાં શીખવા માટે એટલું પૂરતું નથી કે માણસ પોતાને તરતો કલ્પી લે, આઝાદ બનવા માટે એટલું પૂરતું નથી કે માણસ પોતે આઝાદ હોવાનું ધારી લે. "ખાનગી મિલકતના **વિચારને** નાબૂદ કરી નાખવા માટે સામ્યવાદનો **વિચાર** બરાબર પૂરતો છે. વસ્તુગત ખાનગી મિલકતને નાબૂદ કરી નાખવા માટે **વસ્તુગત** સામ્યવાદી કદમ જરૂરી છે."**

માર્ક્સને જરાય શંકા નથી કે "ઇતિહાસ એ તરફ દોરી જશે", પરંતુ તે તરંગીઓની બાબતમાં બહુ લાક્ષણિક એવા ભ્રમોમાંથી દિલાસો નથી મેળવતા કે ખાનગી મિલકતની નાબૂદી ઝડપથી અને પીડા વગર થઈ જશે. તેમની ઐતિહાસિક દૃષ્ટિએ

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 280.

** Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 313.

તેમને અચૂક જણાવી દીધું કે એ તો "બહુ આકરી અને લાંબી પ્રક્રિયા બની રહેશે".*

ખાનગી મિલકત એકાએક, જાદુઈ છડી હલાવવાથી, ઉદય નહોતી પામી, વિકાસની ઘણી સદીઓમાંથી પસાર થઈ હતી અને વિવિધ રૂપો ધારણ કરતી રહી હતી. તેણે હવે ઔદ્યોગિક મૂડીનું રૂપ ધારણ કર્યું છે, અને તે સમાજનાં બધાં છિદ્રો ઉપર ચડાઈ કરીને તેમની ઉપર વર્ચસ્વ ન જમાવી દે ત્યાં સુધી, એકદમ સર્વસામાન્ય રૂપમાં વિશ્વ ઐતિહાસિક પરિબળ ન બની જાય ત્યાં સુધી, એ રૂપમાં વિકસતી રહેશે.

ખાનગી મિલકત એવા વિકસિત, જીવનથી છલકાતા, રૂપમાં પોતાના મોતને ઊભું કરે છે, પોતાના વિરોધી તત્ત્વને—ઔદ્યોગિક કામદારોના પીડિત અને તેમના હાથમાંથી બીજાને સુપરત કરી દેવામાં આવતા શ્રમને—પેદા કરે છે.

આ ઘડીથી તે ખુદ પોતાની જ નાબૂદીની દિશામાં આગળ વધે છે, પરંતુ તેના મોતનો માર્ગ તેની પરિપક્વતાના માર્ગ જેવો જ છે: તે સામ્યવાદની રચનાનાં વિવિધ રૂપો અને કક્ષાઓમાં આગળ આવતું જાય છે.

અમેરિકા અને ઇંગ્લૅંડમાં ગરીબોની બિરાદરીઓની સ્થાપનામાં થયેલી આરંભિક ભૂલોને દેખીતી રીતે લક્ષમાં રાખીને માર્ક્સે બતાવ્યું છે તે મુજબ, સામ્યવાદ પહેલાં કઢંગા સમતાવાદી સામ્યવાદ તરીકે આગળ આવે છે. એ "સામ્યવાદ" જંગલી રીતો ધરાવતી ખાનગી મિલકતના જંગલી સ્વરૂપ સામેના વિરોધને

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 313.

વ્યક્ત કરે છે. તે હજી ખાનગી મિલકતે જ પેદા કરેલી અસમાનતા ધરાવતી ખાનગી મિલકતના "વશીકરણમાં" એટલો બંધાયેલો હોય છે કે દરેક માણસને સમાન સપાટીએ (છેક સ્ત્રીઓના સમાજીકરણ સુધી) આણી દેવા માગે છે. તે એક માનવ હસ્તીને બીજી માનવ હસ્તીથી નોખી પાડતી દરેક વસ્તુને, જેની ઉપર સૌની માલિકી હોવાનું શક્ય ન હોય એવી દરેક વસ્તુને, ખતમ કરી નાખવાની કોશિશ કરે છે.

એટલે "કઢંગો અને બૅરેકનો સામ્યવાદ" પોતાને માનવીની પ્રતિભાથી, વ્યક્તિત્વથી, પૃથક્ તારવી લે છે. તે કામદારના વિયોજિત શ્રમને નાબૂદ કરી નાખવા નહિ પરંતુ દરેક માણસને કામદારમાં પલટાવી નાખવા ઝંખતો હોય છે.

દરેક ક્ષેત્રમાં માનવીના વ્યક્તિત્વનો "નિષેધ કરતો" એવા પ્રકારનો "સામ્યવાદ" સાથોસાથ "સંસ્કૃતિ અને સભ્યતાની સમગ્ર દુનિયાનો" નિષેધ કરતો હોય છે. થોડીક જરૂરતો ધરાવતા ગરીબ માણસની સાદાઈ તેનો આદર્શ બની રહે છે. એ આદર્શમાં એવી "સાદાઈ"નો પુરાવો છે કે જે ખાનગી મિલકતને પાર કરીને આગળ નથી નીકળી ગઈ એટલું જ નહિ પરંતુ હજી ખાનગી મિલકત સુધી પહોંચી પણ નથી.

એવા પ્રકારના "સામ્યવાદમાં" શ્રમ અને મૂડીનાં પરસ્પર વિરોધી રૂપલક્ષણોને નાબૂદ નથી કરી નાખવામાં આવ્યાં હોતાં. શ્રમ (તેના એકદમ પ્રાથમિક રૂપમાં) એવા પ્રવર્ગ તરીકે અસ્તિત્વમાં રહે છે કે જેમાં દરેક વ્યક્તિને સામેલ કરવામાં આવી હોય છે, અને મૂડી બિરાદરીની સ્વીકૃત સર્વવ્યાપકતા અને સત્તા તરીકે અસ્તિત્વમાં રહે છે.

માર્ક્સે એવા "કઢંગા સામ્યવાદ"ને "ખાનગી મિલકતની અધમતાની" અભિવ્યક્તિ તરીકે ગણાવ્યો હતો. સમજવું મુશ્કેલ

નથી કે એ ટીકાનું સૈદ્ધાંતિક તથા અમલી મહત્ત્વ હાલના સમય સુધી હજી જળવાઈ રહ્યું છે, અતિ-ક્રાંતિકારી વાણીવિલાસ તથા માનવજાતિને સુખી બનાવવાની બૉરૅક્ની રીતોના ચાહકો તરફથી મહાન સામ્યવાદી વિચારોની વિકૃતિ અને બદનામી સામેના સંઘર્ષમાં તે મદદ કરે છે.

ભવિષ્યના સંબંધમાં એ સમયના તરંગી સમાજવાદીઓ તથા નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓના લાક્ષણિક અમુક વિચારોને સૌપ્રથમ લક્ષમાં રાખીને માર્ક્સે જે બીજા રૂપનો ઉલ્લેખ કર્યો છે એ સામ્યવાદનાં **રાજકીય** રૂપલક્ષણો હજી ખતમ નથી થયાં. તે લોકશાહીવાદી હોય છે અથવા જુલમી હોય છે. તે ખાનગી મિલકતના કેદી તરીકે ચાલુ છે અને તેને ખાનગી મિલકતનો ચેપ લાગેલો છે.

છેલ્લે, ત્રીજા રૂપમાં ખાનગી મિલકતને "નિશ્ચયાત્મક રીતે" પાર કરી જવાના, તમામ રૂપોના વિયોજનના ખરા નિવારણ તરીકે પાર કરી જવાના, માનવીય સંસ્કૃતિ અને સભ્યતાની સમગ્ર સંપત્તિના જતન તથા વિકાસના આધારે પાર કરી જવાના, લક્ષણની પૂર્વધારણા છે. એ સામ્યવાદ પૂર્ણ વિકસિત માનવતાવાદની સમાન કક્ષાએ છે, તેમાં "માનવી અને પ્રકૃતિ વચ્ચેના તેમ જ માનવી અને માનવી વચ્ચેના ઘર્ષણનો **ખરો** ઉકેલ અંકિત છે".*

ઇતિહાસની સમગ્ર ગતિમાં એ સામ્યવાદની ઉત્પત્તિની વસ્તુગત ક્રિયા, તેના આનુભવિક અસ્તિત્વની જન્મક્રિયા, અંકિત છે. "એટલે" એ સમસ્યાના ઉકેલમાં "ખાલી સમજણનો સવાલ નહિ પરંતુ જીવનનો **વાસ્તવિક** સવાલ અંકિત છે, અને

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*. Vol. 3, p. 296.

**તત્ત્વજ્ઞાન** એ સવાલને ચોક્કસ એવા કારણસર જ હલ ન કરી શક્યું કે તે એ સવાલને **કેવળ** સૈદ્ધાંતિક માનતું હતું."*

માર્ક્સે એક વરસ પછી એ વિચારને તેમની પ્રખ્યાત સૂક્તિમાં નિરૂપિત કર્યો હતો: "તત્ત્વજ્ઞાનીઓએ વિવિધ રીતે જગતનું કેવળ **અર્થઘટન કર્યું** છે. પરંતુ મુદ્દો તો તેને **પલટાવી નાખવાનો** છે."**

અને તેમણે *Economic and Philosophic Manuscripts of 1844* કૃતિમાં વ્યક્ત કરેલા વિચારોને પંદરથી વીસ વરસો પછી પોતાની આર્થિક કૃતિઓમાં ખૂબ ગહન રીતે અને વિગતવાર વિકસાવ્યા હતા.

એ વિચારો શ્રમ અને મૂડીનાં પરસ્પર વિરોધી રૂપલક્ષણો, પણ્ય તરીકે કામદાર, પણ્યની જડપૂજા, અને કામદારને જીવતા યંત્રમાં, આંશિક યંત્રના એક ભાગમાં, પલટાવી નાખવાની સ્થિતિ વિશેના હતા; જેમાં ઉદ્યોગપતિ મૂડીના મૂર્ત રૂપને અને સર્વહારા શ્રમદળના મૂર્ત રૂપને અંકિત કરતો હોય છે, એવી દુનિયામાં માનવીય વ્યક્તિત્વના વિયોજન વિશેના હતા.

માર્ક્સ "વિયોજન"ની દાર્શનિક વિભાવનાને બદલે અર્થશાસ્ત્રના ચોક્કસ તથા અસંદિગ્ધ પ્રવર્ગોનો ઉપયોગ વધારે ને વધારે પ્રમાણમાં કરવાના હતા. પરંતુ એ વધારે તો પરિભાષાનો સવાલ છે, સિદ્ધાંતનો નહિ.

* Karl Marx, "Economic and Philosophic Manuscripts of 1844". Marx, Engels, *Collected Works*. *Vol 2, p. 302.*

** કાર્લ માર્ક્સ, 'ફાયરબાખ સંબંધી થિસિસો', ફ્રેડરિક એંગેલ્સ, 'લુડવિગ ફાયરબાખ અને ક્લાસિકલ જર્મન તત્ત્વજ્ઞાનનો અંત' પ્રગતિ પ્રકાશન મોસ્કો ૧૯૮૩ પૃષ્ઠ ૬૨

*Economic and Philosophic Manuscripts of 1844* કૃતિમાં નવા વિશ્વ દૃષ્ટિકોણનું તેજસ્વી રેખાચિત્ર છે, કાર્યક્રમનું રેખાચિત્ર છે, અને તેને વિગતવાર ઘડી કાઢવાનું કાર્ય કાર્લ માર્ક્સના બાકીના જીવનમાં મુખ્ય કાળજીનો વિષય બની રહેવાનું હતું.

એ કૃતિની અસાધારણ દશા થઈ હતી. દુનિયાને તેની ખબર તેના સર્જન પછી લગભગ નેવું વરસે અને લેખકના અવસાન પછી લગભગ પચાસ વરસે પડી હતી. પરંતુ તે જાણે એકદમ ચાલુ વિષય વિશે લખવામાં આવી હોય એટલું ધ્યાન તેણે તરત ખેંચ્યું હતું. ત્યાર પછી વિવિધ દેશોમાં *Manuscripts* વિશે ઢગલાબંધ પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે, તેને વિશેના સાહિત્યનો પ્રવાહ નિરંતર વધતો જાય છે, અને તેને વિશેના વાદવિવાદો વધારે ને વધારે કટુ બનતા જાય છે. હાલત એવી છે કે એ કૃતિ લખાઈ ત્યારની ઘડીથી આપણે જેમ જેમ વધારે દૂર સરકતા જઈએ છીએ તેમ તેમ તે જાણે ચાલુ વિષયને લગતી હોય એવી વધારે ને વધારે પ્રમાણમાં બનતી જાય છે.

તેમાં રજૂ કરવામાં આવેલી સમસ્યાઓ માર્ક્સવાદના સંબંધમાં અત્યંત વિવિધ વિચારો — અણઘડ-મતાગ્રહીથી લઈને અણઘડ-સુધારણાવાદી સુધીના વિચારો — વચ્ચે ઘર્ષણનું મેદાન બની ગઈ છે.

અને રસપ્રદ વાત તો એ છે કે બન્ને "છેડાઓ" વચ્ચે કશુંક સમાન છે. બન્ને બે માર્ક્સ વચ્ચે — યુવાન અને પ્રૌઢ માર્ક્સ વચ્ચે — ભેદ પાડે છે, માત્ર જુદીજુદી રીતે એમ કરે છે: એક છેડાના લોકો યુવાન માર્ક્સને, અને બીજા છેડાના લોકો પ્રૌઢ માર્ક્સને, "ખરો" માર્ક્સ ગણે છે.

બન્ને વલણોમાં માર્ક્સવાદની વિકૃત પ્રારંભિક વિભાવનાનું પ્રદર્શન છે. તેનો ખુલાસો એ હકીકતમાંથી મળે છે કે માનસિક શિથિલતાને લીધે માર્ક્સવાદને મતવાદી કસોટીઓના આધારે માપવામાં આવે છે. પરંતુ *Manuscripts* અને *Capital* કૃતિઓ બે મતવાદો તરીકે, તત્ત્વજ્ઞાનની બે પરિપૂર્ણ પદ્ધતિઓ તરીકે, એકમાં "માનવતાવાદ" અને બીજીમાં "આર્થિકતાવાદ" કેંદ્રસ્થાને ધરાવતી પદ્ધતિઓ તરીકે, એકબીજીનો વિરોધ નથી કરતી.

તેમની વચ્ચે કશો વિરોધ હોય તો કેવળ મૂળ અને શિખર તરીકેનો છે, જેમાં સર્વસામાન્ય રીતે જાણીતી પરિઘટનાઓના પૃથક્કરણની નવી પદ્ધતિ શોધી કાઢવામાં આવી છે એવી કૃતિ અને જેમાં એ પદ્ધતિને લાગુ કરવામાં આવી છે એવી કૃતિ તરીકેનો છે, દાર્શનિક-આર્થિક કૃતિ અને આર્થિક-દાર્શનિક કૃતિ તરીકેનો છે.

માર્ક્સવાદના સંસ્થાપકોને ભારપૂર્વક જણાવવાનું ગમતું કે તે મતવાદ નહિ પરંતુ પદ્ધતિ છે. એટલે જુદીજુદી કૃતિઓમાંથી "તૈયાર" સૂત્રોનું અર્થઘટન કરીને તેને ન સમજી શકાય. માર્ક્સવાદના જીવંત હાર્દને તો કેવળ ગતિમાં, વિચારોની ઉત્પત્તિમાં, પદ્ધતિને પરિપૂર્ણ બનાવવાની સતત પ્રક્રિયામાં, સમજી શકાય.

મતવાદી સંકુચિત માનસને *Capital* કૃતિમાં કશો "માનવતાવાદ" નથી દેખાતો કારણ કે માર્ક્સના પૂરા વારસામાં એ કૃતિનું સ્થાન તેને નથી સમજાતું, તેને નથી સમજાતું કે માર્ક્સે "આર્થિક માનવી"નો ખંતીલો અભ્યાસ ક્યા આદર્શોને ખાતર કર્યો હતો. તેને માર્ક્સનો માનવતાવાદ નથી દેખાતો કારણ કે તે ફિલસૂફી ડહોળતા દિવાસ્વપ્ન-વિલાસીઓના વેવલા પરોપકારને "માનવતાવાદ" ગણવા ટેવાયેલું હોય છે.

બીજી તરફ, યુવાન માર્ક્સના ટીકાકારો, એવી જ સંકુચિત મનોદશામાં અટવાતા માણસો, માર્ક્સવાદના ઘડતરમાં *Manuscripts* કૃતિના મોટા મહત્ત્વને સમજવાની શક્તિ નથી ધરાવતા. તેઓ "વિયોજન" અને "માનવતાવાદ" વિશેના ઉલ્લેખો સાંભળે ત્યારે શંકામાં નાક ચડાવે છે — એ વિભાવનાઓ પૂરતી માર્ક્સવાદી છે ખરી? તેઓ માર્ક્સના વિચારોના ખજાનાને માર્ક્સવાદના પ્રારંભિક દશાના યોજનામૂલક અર્થઘટનના સાંકડા ચોકઠામાં ઠાંસી નથી શકતા, અને તેઓ માત્ર એવા અર્થઘટનને જ સમજવા શક્તિમાન હોય છે એટલે "શુદ્ધ" અને "અશુદ્ધ" માર્ક્સ વચ્ચે, "પરિપક્વ" અને "અપક્વ" માર્ક્સ વચ્ચે, ભેદ પાડવાની વૃત્તિ ધરાવતા હોય છે.

માર્ક્સે જેને "કઢંગો સામ્યવાદ" ગણાવ્યો હતો તેના મરજિયાત કે બિનમરજિયાત વિચારકોને માની લેવાનું ગમતું હોય છે કે માર્ક્સનો માનવતાવાદ તો અલ્પજીવી ભાવાવેગ હતો, પરંતુ વાસ્તવમાં એમ નહોતું. માનવતાવાદ માર્ક્સવાદનું ઉપાંગ નહિ પરંતુ ખરું હાર્દ છે, એવો આંતરિક ઝરો છે કે જે માર્ક્સવાદને શક્તિ અને જીવન બક્ષે છે, માનવજાતિના સુખને ખાતર લડતા લાખો લોકોનો વિશ્વ દૃષ્ટિકોણ બનાવી દે છે.

*Manuscripts* કૃતિમાં ક્યારનો નિરૂપિત થઈ ચૂકેલો માર્ક્સનો માનવતાવાદ માનવશાસ્ત્રનો બાલિશ ફાયરબાખપંથી બચાવ નથી, તેમાં બે માણસોનો દેવત્વનું આરોપણ કરતો પ્રેમ અને પ્રકૃતિથી તેમની સમીપતા અંકિત નથી. એ તો વ્યક્તિના પીડન તથા દમનનાં બધાં રૂપો અંગેના ધિક્કાર થકી નિર્ધારિત થયેલો સિદ્ધાંત છે, સામાજિક રૂપાંતરોની પ્રબળ વીજળી પોતાની અંદર ધરાવતો સિદ્ધાંત છે.

*Economic and Philosophic Manuscripts of 1844*

(અને *Deutsch-Französische Jahrbücher* સામયિકમાં પ્રકાશિત સંબંધિત લેખો) માર્ક્સના માનસિક વિકાસનું અત્યંત મહત્ત્વનું બિંદુ બની રહે છે. તેની પહેલાં લખાયેલી કૃતિઓમાં તેમનો **માર્ક્સવાદની દિશાનો** પંથ અંકિત છે, અને તેના પછી લખાયેલી કૃતિઓ સર્વાંગી રૂપે માર્ક્સવાદના, અને સૌપ્રથમ તો રાજકીય અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં માર્ક્સવાદના, વિકાસ તથા મૂર્તીકરણ તેમ જ વિગતવાર નિરૂપણને અંકિત કરે છે.

૧૮૪૪ના વર્ષને વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણના ઉદયનું વર્ષ ગણાવી શકાય. પરંતુ તેને વિશ્વ દૃષ્ટિકોણના નિરૂપણના **સમાપનનું** વર્ષ ગણાવી શકાય એમ નથી. એ નિરૂપણ તો માર્ક્સ અને એંગેલ્સના અવસાન સુધી તેમની બધી કૃતિઓમાં ચાલુ રહ્યું હતું. તે હાલના સમયે પણ ચાલુ છે અને માનવ સમાજ અસ્તિત્વમાં રહેશે ત્યાં સુધી ચાલુ રહેશે.

૯

# પ્રતિભા અને તેનું વાતાવરણ

તમારું મુખ્ય લક્ષણ?
ધ્યેયનિષ્ઠતા.
તમારું માનીતું સૂત્ર?
કોઈ પણ માનવીય વસ્તુ મારી દૃષ્ટિમાં પરકીય નથી.*

માર્ક્સ લિખિત ‘એકરારો’માંથી

માર્ક્સના વિશ્વ દૃષ્ટિકોણનાં મુખ્ય પાસાંનું ઘડતર થયું ત્યાં સુધીમાં તેમના વ્યક્તિત્વનું, જેની અંદર વિજ્ઞાની અને ક્રાંતિકારી એકરૂપ બની ગયા હતા એવા માનવીના વ્યક્તિત્વનું, ઘડતર પણ થઈ ગયું હતું. માર્ક્સ વિજ્ઞાનના ક્ષેત્રમાં મહાન ક્રાંતિકારી અને ક્રાંતિના ક્ષેત્રમાં મહાન વિજ્ઞાની હતા. તેમણે તત્ત્વજ્ઞાનમાં તથા સમાજ સંબંધી વિચારોમાં ખરેખરી કોપરનીકસ છાપની ઊથલપાથલ પેદા કરી હતી, સમગ્ર ક્રાંતિકારી સિદ્ધાંત અને અમલને ચોકસાઈભર્યા વિજ્ઞાનની ભ્રમણકક્ષાઓમાં ભ્રમણ કરવાની “ફરજ પાડી હતી”.

માર્ક્સે પોતાને એવા આદર્શ માનવી તરીકે સાબિત કરી દીધા હતા કે જે ભૂતકાળના સાંસ્કૃતિક વારસામાં પોતાના

---

* *Reminiscences of Marx and Engels*, p. 266.

સમકાલીનો કરતાં વધારે ઊંડી ડૂબકી મારીને તથા તેને ટીકાત્મક રીતે ફરી ઘાટ આપીને પોતાના યુગથી આગળ, તેમના મહાન પુરોગામીઓમાંના કોઈનીયે સરખામણીમાં વધારે આગળ, ધપી ગયા હતા.

માર્ક્સ સર્વાંગી રીતે વિકસિત વ્યક્તિ હતા, અને તેમણે સર્જનાત્મક દૃષ્ટિએ પણ પોતાને સર્વાંગી રીતે વ્યક્ત કર્યા હતા. તેમના શોધક ચિંતનના સ્પર્શ વગરનું રહી ગયું હોય એવું માનવીય પ્રવૃત્તિનું એક પણ ક્ષેત્ર બતાવવાનું મુશ્કેલ બની રહેશે. માર્ક્સનો ઉલ્લેખ તત્ત્વજ્ઞાની તથા અર્થશાસ્ત્રી, સમાજવિજ્ઞાની તથા ઈતિહાસકાર, ક્રાંતિકારી તથા સંગઠક, સમીક્ષક તથા ભાષાવિજ્ઞાની, તેમ જ સાહિત્યિક વિશેષજ્ઞ તથા પત્રકાર તરીકે કરવાનું સર્વથા સમુચિત છે.

આપણે જાણીએ છીએ કે માર્ક્સ *Capital* સંબંધી કાર્ય પૂરું કરી લીધા પછી ‘તર્કશાસ્ત્ર’ વિશે એક કૃતિ, તત્ત્વજ્ઞાનના ઈતિહાસ વિશેની કૃતિ, બાલઝાકનાં લખાણો વિશેનું પુસ્તક, અને ગ્રાકખુસ બંધુઓ વિશેનું નાટક લખવાના મનસૂબા ધરાવતા હતા. તે ગણિતવિજ્ઞાન તથા ટેકનોલોજીના ઈતિહાસના ક્ષેત્રને લગતા કેટલાક મૌલિક અભ્યાસો પાછળ મૂકતા ગયા છે, અને તેમને ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, જીવવિજ્ઞાન, તથા ઉત્ક્રાંતિના સિદ્ધાંતમાં રસ હતો.

માર્ક્સે પોતાનું જ્ઞાનકોષ સમું જ્ઞાન અંતર્ભૂત સહેતુકતાથી આર્થિક સમસ્યાઓના ઉકેલમાં લગાવી દીધું હતું, આર્થિક સમસ્યાઓ તેમના વૈજ્ઞાનિક સંશોધનનું મુખ્ય લક્ષ્ય બની રહી હતી. કોઈ સંકુચિત ધંધાકીય વિશેષજ્ઞ *Capital* જેવું કંઈ કદી ન જ સર્જી શક્યો હોત.

તેમનું વ્યક્તિત્વ બાહ્ય રીતે પણ [illegible]

આછોપાંખો પરિચય ધરાવતા અને માર્ક્સવાદથી વેગળા રહેલા માણસો પણ એ હકીકતને ધ્યાનમાં લીધા વગર રહી શક્યા નહોતા.

રૂસી ઉદારમતવાદી સાહિત્યકાર આન્નેન્કોવ માર્ક્સને ૧૮૪૬ના માર્ચમાં બ્રસેલ્સમાં મળ્યો હતો. તેણે લખ્યું છે કે માર્ક્સ જોમ, મનોબળ, તથા અતૂટ પ્રતીતિ ધરાવતી વ્યક્તિ છે, અને દેખાવમાં પણ અત્યંત પ્રભાવક છે. ભરાવદાર કાળા વાળ, વાળ છવાયેલા હાથ, કોટનાં બટન ત્રાંસાં ભીડેલાં— તેમનો દેખાવ એવા માનવી જેવો છે કે જે ભલે ગમે તેવો દેખાતો હોય અને ગમે તે કરતો હોય તોપણ આદર પામવાનો અધિકારી બની રહે. તેમનાં બધાં હલનચલન જાણે તીરછાં હોય છે પરંતુ તેમાં હિંમત અને આત્મવિશ્વાસ છલકાતાં હોય છે. બીજા લોકો જોડે તેમના વર્તનની આખી ઢબમાં સ્વતંત્રતાની છાપ હોય છે, અને તે સામાન્ય રીતે સ્વીકાર્ય વર્તનથી નિરાળું હોય છે, પરંતુ લોકો તથા વસ્તુઓના સંબંધમાં તેમની સ્પષ્ટ રૂપની મુલવણીઓ સાથે બરાબર મેળ ખાય છે.

અઠ્ઠાવીસ વરસના માર્ક્સે આન્નેન્કોવના મનમાં એવા માનવી તરીકેની જોરદાર છાપ પાડી હતી કે જે ઇન્સાનોનાં માનસોનું સંચાલન કરવાના તથા તેમને પોતાની પાછળ પાછળ દોરી જવાના તેના કાર્ય વિશે ખાતરી ધરાવતો હતો, જેને તમામ "ખોટા પેગંબરો" તથા "માનવજાતિના તારણહારો"નું દંભ છલકાતું અજ્ઞાન જોઈને સૂગ ચડતી હતી.

આન્નેન્કોવે સામ્યવાદી પત્રવ્યવહાર સમિતિના એક અધિવેશનનું વર્ણન કર્યું છે. તેમાં માર્ક્સ અને કઢંગા સમતાવાદી રૂપના તરંગી સામ્યવાદના એક સિદ્ધાંતકાર વિલ્હેલ્મ વાઈટલિંગ વચ્ચે ઘર્ષણ થયું હતું. વાઈટલિંગે પોતાના ગોટાળિયા પરંતુ સચોટ ઉપદેશોથી જર્મનીમાં સનસનાટી પેદા કરી દીધી હતી અને કામદારોની અંદર અમુક અનુયાયીઓ મેળવી લીધા હતા.

માર્ક્સે તેને તેના સૈદ્ધાંતિક સૂત્રો વિશે, તે જેના આધારે પોતાની પ્રવૃત્તિનું સંચાલન કરવા માગતો હતો એ સૂત્રો વિશે, વેધક સવાલ પૂછ્યો. તેના જવાબમાં વાઈટલિંગ અસંગત રીતે સમજાવવા લાગ્યો કે તેનું લક્ષ્ય નવા આર્થિક સિદ્ધાંતો ઘડી કાઢવાનું નહિ પરંતુ કામદારોની ખોફનાક દશા અંગે તેમની આંખો ખોલી નાખવાનું હતું, તેમને લોકશાહીવાદી તથા સામ્યવાદી સામાજિક બિરાદરીઓમાં એકસૂત્રે સંકળાઈ જતાં શીખવવાનું હતું.

માર્ક્સે ખીજમાં ભવાં ચડાવી દીધાં, અને વાઈટલિંગની વાતમાં એકાએક વચ્ચે બોલી ઊઠીને વ્યંગભર્યા શબ્દોમાં જણાવ્યું કે લોકોને તેમની પ્રવૃત્તિ માટે કોઈ જાતનાં સબળ અને સુવિચારિત કારણો આપ્યા વગર ઉત્તેજિત કરી દેવાનો અર્થ તો ખાલી તેમને છેતરવાનો જ થાય. કામદારને કોઈ જાતના ચોકસાઈભર્યા વૈજ્ઞાનિક વિચારો અથવા રચનાત્મક સિદ્ધાંત વગર હાકલ કરવી એટલે એવા ઉપદેશનો મિથ્યા અપ્રમાણિક ખેલ ખેલવો કે જેમાં એક તરફ પ્રેરિત પેગંબર અને બીજી તરફ કેવળ ડાચાં ફાડતાં ગધેડાંની ધારણા કરવામાં આવતી હોય.

વાઈટલિંગના ફીકા ગાલ રાતા થઈ ગયા. તેણે આડંબરી શબ્દોમાં પોતાની સેવાઓની વાત કરી, અને ખાસ ઉલ્લેખ કર્યો કે ટીકા, અને હાડમારી તથા વિપદામાં અટવાતા લોકોની દુનિયાથી વેગળા સિદ્ધાંતોનું પૃથક્કરણ આરામખુરશીમાં બેસીને કરવાના વલણ, કરતાં તેનું થોડુંઘણું તૈયારીનું કામ સહિયારા ધ્યેય માટે કદાચ વધારે મહત્ત્વનું હતું.

એ શબ્દો સાંભળીને ગુસ્સે થઈ ગયેલા માર્ક્સે ટેબલ ઉપર એટલા જોરથી મક્કો ઝીંકી દીધો કે બત્તી ખણખણવા તથા હલવા

લાગી. તે ઠેકડો મારીને ઊભા થઈ જતા બોલી ઊઠયા: "અજ્ઞાને હજી સુધી ક્યારેય કોઈનેય મદદ નથી કરી!"*

માર્ક્સ લોકો તથા સિદ્ધાંતો વિશે જેવી કઠોરતાથી "ફેંસલા" જાહેર કરી દેતા એ જોઈને તેમને મળતા ઘણા માણસોને આઘાત થતો. માર્ક્સના સંબંધમાં સંસ્મરણો તથા જીવનકથાના કૂપમંડૂક લેખકોએ તેમની અધીરાઈ છલકાતી સખતી, "સરમુખત્યારીની" રીતો, તેમના વિચારો જોડે સહમત ન થતા લોકો તરફ તેમની "મેફીસ્ટોફીલીસ છાપની" ઘૃણા, વગેરેની ફરિયાદો ઘણી વાર કરી છે.

માર્ક્સ તરફથી પોતાના વિરોધીઓ સાથે ચલાવવામાં આવતા વાદવિવાદો ઘણી વાર લાગણીની રંગછાયા ધારણ કરી લેતા ખરા. જન્મજાત રાજકારણી તથા ક્રાંતિકારી માર્ક્સની દૃષ્ટિમાં સમાજ વિજ્ઞાન એવું ક્ષેત્ર હતું કે જેમાં અભિપ્રાયોનાં ઘર્ષણો, હારવાની રમત રમતી વેળા મોઢું હસતું રાખવાની કલાની ઉસ્તાદી હાંસલ કરવાની કોશિશ કરતા અવેતન પ્રાધ્યાપકોના વિદ્યાકીય રીતે લાગણી રહિત અને દંભી રીતે નમ્ર વિવાદો તરીકે નહિ, પરંતુ વિવિધ સામાજિક-વર્ગીય સ્થિતિઓનાં ઘર્ષણો તરીકે, વ્યક્ત થતાં હોય છે.

માર્ક્સ જેમની સાથે ઘણાં વરસોની સાથીદારીથી બંધાયેલા હોય એવા લોકોની વાત હોય તોપણ, સિદ્ધાંતના સવાલોમાં તેમનો ફેંસલો હળવો ન રહેતો. માર્ક્સ પોતે અસાધારણ રીતે એકનિષ્ઠ વ્યક્તિ હતા, અને બીજા લોકોનાં કૃત્યોને મૂલવવામાં બેવડાં ધોરણોનો, એક "માનવીય" સ્તરના અને બીજા વૈજ્ઞાનિક "કાર્ય સંબંધી" સ્તરના ધોરણનો, ઉપયોગ કદી ન કરતા.

---

* *Reminiscences of Marx and Engels*, p. 272.

માર્ક્સની દૃષ્ટિમાં, વૈજ્ઞાનિક સિદ્ધાંત અથવા ક્રાંતિકારી અમલના સવાલોમાં "આડે રસ્તે" ચડી જનારો માણસ, એમ કરતી વેળા, નૈતિક ભૂલ પણ કરતો હતો, અને માત્ર ચિંતક અથવા ક્રાંતિકારી તરીકે જ નહિ પરંતુ વ્યક્તિ તરીકે પણ માર્ક્સ તરફથી આદર ખોઈ બેસતો હતો. એથી ઊલટું, કોઈનાયે વ્યક્તિગત સંબંધોમાં જરાક સરખીયે બેઈમાની માર્ક્સની નજરમાં એ માણસ ઉપર વૈજ્ઞાનિક તેમ જ રાજકીય બાબતોમાં વિશ્વાસ ન મૂકવાનું સબળ કારણ બની રહેતી.

"પ્લેટો મને પ્યારો છે, પરંતુ સત્ય એથીયે વધારે પ્યારું છે"—એ પુરાણું સૂત્ર માર્ક્સના મિત્રો સાથેના સંબંધોમાં પૂર્ણ રૂપે મૂર્ત થયું હતું. તેમણે સત્યના દ્રોહની માફી કોઈને કદી નહોતી આપી. તેમની બાબતમાં, વૈજ્ઞાનિક સવાલો અંગેના મતભેદો હંમેશાં મિત્રતાના ભંગમાં અને પછી વાદવિવાદની સખત લડાઈમાં પરિણમતા.

બ્રુનો બાઉએર, આડોલ્ફ રુટેનબેર્ગ, આર્નોલ્ડ રુગે, પ્યેર પ્રુધોં, મિખાઈલ બાકૂનિન, મોસીસ હેસ, વિલ્હેલ્મ વાઈટલિંગ અને ગેઓર્ગ હેર્વેઘના સંબંધમાં એમ જ બન્યું હતું.

યુવાન માર્ક્સે પોતાના બૌદ્ધિક વિકાસમાં એટલી ઝડપી પ્રગતિ સાધી લીધી હતી કે તેમના ગઈકાલના સમાન વિચારો ધરાવતા મિત્રો પાછળ રહી ગયા હતા. પરંતુ તેમનો વાદવિવાદી પ્રકોપ પેદા કરનાર બાબત એકલી એ જ નહોતી. તે પોતાના જ્ઞાન તથા શક્તિઓનો ઢંઢેરો પીટનારા માણસ બેશક નહોતા. જ્ઞાનના અભાવમાંથી પેદા થયેલા અજ્ઞાનને તે હંમેશાં સમજી તથા માફ કરી શકતા. પરંતુ બીજા લોકોને શીખવવાનો તથા દોરવાનો દાવો કરતા પંડિતિયા અજ્ઞાનીઓની આત્મ-સંતોષ ભરેલી તથા જોશીલી મહત્ત્વાકાંક્ષાઓને તેમણે કદી માફ નહોતી કરી. એવા

દાખલાઓમાં અજ્ઞાન વ્યક્તિગત ખામી મટીને સામાજિક જોખમ બની જતું. માર્ક્સે તેને ધુતકારી કાઢવાના પ્રયાસોમાં જરાય કચાશ નહોતી રહેવા દીધી.

તે એક અથવા બીજી વ્યક્તિની મુલવણીમાં લગભગ અચૂક આંતરિક સૂઝ દાખવતા. તે અમુક ઘડીએ વ્યક્તિની સામાજિક સ્થિતિને સાફ પારખી લેતા એટલું જ નહિ પરંતુ આગાહી પણ કરતા કે એ સ્થિતિ ભવિષ્યમાં તેને ક્યાં પહોંચાડી દેશે. તેમના ટીકાત્મક પ્રહારો શરૂઆતમાં કદાચ અનુચિત લાગે, પરંતુ થોડા સમયમાં જોવા મળતું કે તેમનું વલણ સાચું હતું.

ચિંતનનો "ત્રાસવાદી" બ્રુનો બાઉએર આગળ જતાં પ્રત્યાઘાતી *Kreuz-Zeitung* સામયિકનું કામ કરવા લાગ્યો હતો. રાજકીય શહીદ તરીકે કારકિર્દી શરૂ કરનારો આડોલ્ફ રુટેનબેર્ગ *Preussischer Staats-Anzeiger* સામયિકના તંત્રીની કક્ષાએ નીચે સરકી ગયો હતો. ઓગણીસમી સદીના પાંચમા દાયકાના આરંભમાં પોતાનાં પ્રકાશનોનાં પૃષ્ઠોમાં રાજકીય સંઘર્ષનો ઘંટ રણકાવનારો આર્નોલ્ડ રુગે તેના જીવનના અંતમાં બીસ્માર્કનો સમર્થક બની ગયો હતો.

મેહરીંગે બહુ ઉચિત કથન કર્યું છે તે મુજબ, વાઈટલિંગ તથા પ્રુધોંના ભવિષ્યમાં પણ એવી જ નામના તથા એવા જ ગમગીન અંજામમાં સહભાગી બનવાનું નિર્ધારિત હતું. તેમની પ્રવૃત્તિના આરંભમાં, બીજા કોઈ કરતાં વધારે પ્રમાણમાં માર્ક્સે જ તેમને બિરદાવ્યા હતા અને તેમના વ્યક્તિત્વમાં કામદાર વર્ગની આત્મ-ચેતનાનો ઉદય પારખ્યો હતો. પરંતુ વાઈટલિંગ જર્મન કારીગરની, અને પ્રુધોં ફ્રેંચ નિમ્ન-મૂડીવાદીની, સીમિત ક્ષિતિજોને પાર નહોતા કરી શક્યા. ઐતિહાસિક વિકાસના જુવાળે તેમને ખડકો ઉપર ફગાવી દીધા, તેઓ માર્ક્સથી અળગા થઈ ગયા, અને તેમણે જે શરૂ કર્યું હતું તેને માર્ક્સે ભવ્ય રીતે પૂરું કર્યું.

પરંતુ માર્ક્સે વાઈટલિંગ સાથેના સંબંધો તૂટી ગયા પછી પણ તેને નાણાકીય મદદ આપવાનું, પોતે પૈસાની સખત તંગીની હાલતમાં હોવા છતાં, ચાલુ રાખ્યું હતું. એ સંબંધમાં હેસે લખ્યું: "તમારી પાસેથી એવી અપેક્ષા તો હતી જ કે તેની સામેની તમારી અદાવત, તમારા બટવામાં હજી કશુંક બાકી હોય ત્યાં સુધી તેને સજ્જડ બંધ કરી દેવાની હદે, નહિ પહોંચી જાય".*

એક દિવસે માર્ક્સને લાગ્યું કે તે પોતાની સહજવૃત્તિથી છેતરાઈ ગયા હતા: મિખાઈલ બાકૂનિનના સંબંધમાં તેમની અવિશ્વાસની લાગણીને તેની ક્રાંતિકારી પ્રવૃત્તિની હકીકતોમાંથી પુષ્ટિ નહોતી મળી. માર્ક્સે તરત બાકૂનિનની વિરુદ્ધ પોતે ઉઠાવેલાં દ્વેષીલાં કદમોનો, પોતે *Neue Rheinische Zeitung* અખબારના તંત્રી હતા ત્યારે ઉઠાવેલાં કદમોનો, પસ્તાવો કર્યો, તેમણે બાકૂનિન સાથે ફરી મેળ સાધી લીધો અને "તેને ટેકો આપ્યો".**

વરસો વીતી ગયાં અને બાકૂનિને ઈન્ટરનેશનલમાં અપનાવેલા ફૂટના ધોરણથી સાબિત થઈ ગયું કે માર્ક્સ પોતાની સહજવૃત્તિથી પૂરેપૂરા છેતરાઈ ગયા હોય એવું નહોતું.

માર્ક્સે એક વાર જણાવેલું: "હું થોડા લોકો જોડે દોસ્તી

---

* Franz Mehring, *Karl Marx. The Story of His Life*, Covici, Friede Publishers, New York, 1935, p. 145.

** Marx, Engels, *Werke*, Bd. 30, S. 498.

કરું છું, પરંતુ પછી તેમને મક્કમપણે વળગી રહું છું."* અને ખરેખર તેમને થોડાક જ અસલ ખરા મિત્રો હતા. પરંતુ તેઓ કેવા સ્ફટિક સમા નિર્મળ હતા અને સર્વહારા વર્ગના ધ્યેયમાં કેવી નિષ્ઠા ધરાવતા હતા! વિલ્હેલ્મ વોલ્ફ, જોસેફ વેઇડેમેયેર, વિલ્હેલ્મ લીબ્કનેખ્ત, ગેઓર્ગ વેયેર્ટ...

માર્ક્સ પ્રેમ અને મિત્રતાની ખૂબ ઊંડી લાગણીઓ ધરાવી શકતા હતા એટલે જ સખત ધિક્કારની લાગણી પણ ધરાવી શકતા હતા. તેમના જીવનમાં બે વ્યક્તિઓએ અસાધારણ ભૂમિકા ભજવી હતી: જેનીના પ્રેમ અને એંગેલ્સની મિત્રતામાં માર્ક્સ માટે નસીબની એકદમ સુખદાયક બક્ષીસો અંકિત હતી.

જેની કેવળ તેમની પત્ની જ નહિ પરંતુ વધારેમાં વધારે ગાઢ મિત્ર અને સલાહકાર તેમ જ તેમની કૃતિઓની પ્રથમ ટીકાકાર પણ હતી. માર્ક્સ (તેમના મિત્ર હાઈનેની જેમ) તેના વિનોદ, સરસ રસાત્મક રુચિ, અને અમુક ક્ષેત્રોમાં તેમના પોતાના જ્ઞાનથી ઊતરતી કોટિના નહિ એવા તેના વિસ્તૃત જ્ઞાનનું ઊંચું મૂલ્ય આંકતા. તે જેનીની સાહિત્યિક પ્રતિભાના પ્રશંસક હતા અને તેને પત્રલેખનની કલાના સંબંધમાં અસલ ઉસ્તાદ તરીકે ગણતા.

જેની તેજસ્વી સાહિત્યિક શૈલી ધરાવતી હતી. વિલ્હેલ્મ લીબ્કનેખ્તના શબ્દોમાં, એ શૈલીમાં "યુવેનાલના ઘાતક વ્યંગ તથા દાન્તેના પુણ્યપ્રકોપ સાથે ટેસીટસની ખીજભરી સખતીનો" સમન્વય સધાયો હતો.** માર્ક્સે જેનીની મદદના આધારે એ કલામાં પરિપૂર્ણતા સાધવાના પ્રયાસો ચાલુ રાખ્યા હતા.

* Marx, Engels, *Werke*, Bd. 30, S. 488.

** *Reminiscences of Marx and Engels*, p. 103.

જેનીએ ૧૮૪૪ના જૂનમાં માર્ક્સને લખેલો એક અત્યંત રસપ્રદ પત્ર જળવાઈ રહ્યો છે. તેમાં તેણે માર્ક્સની શૈલીની ટીકા કરી છે અને સલાહ આપી છે કે "તમારા લખાણમાં વધારે પડતો ખાર અને ખીજ ન આવવા દો. તમે જાણો છો કે તમારા બીજા લેખોની કેટલી વધારે અસર પડી છે. કાં તો હકીકતોની રજૂઆતની તથા સૂક્ષ્મ રીતે અથવા વિનોદભરી અને હળવી રીતે લખો. મારા વહાલા પ્રાણ, મારી વિનંતિ છે કે તમારી કલમને કાગળ ઉપર સરકવા દો, ક્યારેક ઠેસ ખાઈને પડી જાય અને તેની સાથે વાક્ય પડી જાય તોપણ. તમારા વિચારો તો આમેય પુરાણા રક્ષકદળના સૈનિકોની જેમ બહુ ગૌરવમય અને હિંમતભરી રીતે ટટ્ટાર ખડા રહે છે, અને તેઓ પુરાણા રક્ષકદળની જેમ કહી શકે: elle meurt mais elle ne se rend pas (મૃત્યુ પામે, પરંતુ શરણે ન થાય.) ક્યારેક ગણવેશ જરાક ઢીલો લટકતો હોય અને બટન બહુ કસીને ભીડેલાં ન હોય તો શું ફરક પડે? ફ્રેંચ સૈનિકોની બાબતમાં બહુ મઝાની વાત તેમના મોકળા અને સ્વસ્થ દેખાવની છે. આપણા અક્કડ પ્રશિયનોનો ખ્યાલ આવે ત્યારે તમે થરથરી નથી જતા? બંધનોને ઢીલાં કરી નાખો અને ગલપટાને તથા લોખંડી ટોપાને હઠાવી દો—કૃદંતોને ફાવે તેમ વહેવા દો અને શબ્દો જેમ જેમ આપમેળે આવતા જાય તેમ તેમ ગોઠવતા જાઓ. આવા લશ્કર માટે બહુ ચોક્કસ ગોઠવણીમાં કૂચ કરવાનું જરૂરી નથી. અને તમારા સૈનિકો તો મેદાનમાં કૂદી રહ્યા છે, ખરું કે નહિ? જનરલને ખુશનસીબી..."*

* "Jenny Marx to Karl Marx, about June 21, 1844". Marx, Engels, *Collected Works*, Vol. 3, p. 579.

માર્ક્સ અને જેનીના પરિચયમાં આવેલા સૌનાં કથનો મુજબ, તેઓ સુખી અને આનંદી યુગલ હતાં. કોઈ પણ જાતની વિપદાઓ કે કસોટીઓ તેમના પ્રેમને નબળો નહોતો પાડી શકી કે વાદળમાં લપેટી નહોતી શકી. એથી ઊલટું, વિપદા તો જાણે તેમની પરસ્પર લાગણીને વધારે મજબૂત જ બનાવતી. માર્ક્સ વિદ્યાર્થી જીવનનાં વર્ષો દરમિયાન જેની તરફ મૃદુ અને આતુરતાભર્યા પ્રેમની લાગણી ધરાવતા હતા, અને પ્રૌઢ જીવનમાં પત્ની તરફ એવી જ લાગણી ચાલુ રહી હતી.

તેમણે ૧૮૫૬માં જેનીને ભાવાવેગ છલકાતો પત્ર લખ્યો હતો. એ સમયે જર્મનીની ટૂંકી મુલાકાતે ગયેલી જેની બેતાળીસ વરસની થઈ ગઈ હતી અને મોટા કુટુંબની માતા હતી. એ પત્ર મૃદુતા અને લાગણીના બળની બાબતમાં અદ્ભુત માનવીય દસ્તાવેજ છે અને સાથોસાથ ગહન ચિંતનનો ભંડાર પણ છે. તેમાં માર્ક્સનું વ્યક્તિત્વ, અને વરસોના વહેણમાં જરાગ્રસ્ત ન થયેલો તેમનો તારુણ્યસભર પ્રેમ, એવી લાક્ષણિક રીતે વ્યક્ત થયાં છે કે તેમાંથી વિગતવાર અવતરણો ટાંકવાનું ઉચિત છે:

“મારી મીઠડી,

હું ફરી તને લખું છું કારણ કે એકલો છું અને મારા માથામાં તારી જોડે સંવાદ કરવામાં, તને એની કશી ખબર ન હોય અને તું સાંભળતી ન હો અથવા જવાબ ન આપી શકતી હો એવી સ્થિતિમાં સંવાદ કરવામાં, મને પરેશાની થાય છે... હું તને મારી સામે પ્રત્યક્ષ જોઉં છું, તારી ઉપર વહાલ વરસાવું છું, તને પગથી માથા સુધી ચૂમીઓ ભરું છું, તારી સામે ગોઠણભેર થઈ જાઉં છું, અને કણસતો બોલી ઊઠું છું: હું તમને પ્રેમ કરું છું, બાનુ! અને ખરેખર પ્રેમ કરું છું, વેનીસના મૂરે ક્યારેય જેટલો પ્રેમ કર્યો હશે એથી વધારે. ખોટી અને સડેલી દુનિયા

બધાં પાત્રોને ખોટાં અને સડેલાં ધારી લે છે. મારી ઉપર નાલેશી વરસાવનારા અને પીઠ પાછળ મારી નિંદા કરતા દુશ્મનો બની રહેલા અનેક લોકોમાંથી કોણે મને, મારે ઊતરતી કોટિના થિયેટરમાં પ્રથમ પ્રેમીની ભૂમિકા ભજવવી પડે છે એવી હાલત બદલ, ઠપકો આપ્યો છે? પરંતુ એ સાચું છે. એ લફંગાઓમાં ચતુરાઈ હોત તો તેમણે એક તરફ “ઉત્પાદન અને વિનિમયના સંબંધો” બતાવતું ચિત્ર અને બીજી તરફ મને તારા પગમાં પડેલો બતાવતું ચિત્ર દોર્યું હોત. પછી તેમણે નીચે લખ્યું હોત કે આ ચિત્રને અને પેલા ચિત્રને જુઓ. પરંતુ તેઓ મૂઢ લફંગાઓ છે અને in seculum seculorum (સદાસર્વદા) મૂઢ રહેશે.

“...આપણને ફાસલો જ એકબીજાથી અળગાં કરે છે, અને મને તરત ખબર પડી જાય છે કે સૂરજ અને વરસાદ રોપાની વૃદ્ધિ માટે જેવી કામગીરી બજાવતા હોય છે એવી જ કામગીરી સમયે તેના (મારા પ્રેમના) સંબંધમાં બજાવી છે. તું મારાથી દૂર જાય કે તરત તારા તરફનો મારો પ્રેમ જેવો છે એવો, વિરાટ, દેખાઈ આવે છે; મારા માનસનું પૂરું જોમ અને મારા હૃદયનું પૂરું ચારિત્ર તેમાં કેંદ્રિત છે. હું ફરી ઈન્સાન હોવાની લાગણી અનુભવું છું કારણ કે મારી અંદર પ્રબળ ઊર્મિઓ ઉછાળા મારવા લાગે છે, અભ્યાસ અને આધુનિક શિક્ષણથી આપણામાં વિકસતું વૈવિધ્ય, અને આપણે જેના આધારે તમામ ભાવગત તથા વસ્તુગત અનુભવોની ટીકા આવશ્યક રીતે કરીએ છીએ એ સંશયવાદ, આપણને નાના અને નબળા અને કકળતા અને અનિશ્ચિત બનાવી દેવા માટે છે. પરંતુ પ્રેમ, ફાયરબાખના માનવી તરફનો નહિ, મોલેશોટની ચયાપચયક્રિયા તરફનો નહિ, સર્વહારા વર્ગ તરફનો નહિ, પ્રિય વ્યક્તિ તરફનો પ્રેમ, તારા તરફનો પ્રેમ, ઈન્સાનને ફરી ઈન્સાન બનાવી દે છે.

"મારી મીઠડી, તું હસી પડશે અને સવાલ કરશે કે હું એકાએક આલંકારિક ભાષામાં કેમ સરી પડ્યો છું. પરંતુ હું તારા મીઠા ગોરા હાથને મારે હૈયે દબાવી શકું તો ચુપ થઈ જઈશ, એક શબ્દ પણ નહિ બોલું. તને મારા હોઠ વડે ચૂમી નથી ભરી શકતો એટલે મારે જીભ વડે ચૂમી ભરવી પડે છે અને શબ્દો લખવા પડે છે. ખરેખર, હું તો કવિતા પણ લખી શકું...

"ખરેખર, દુનિયામાં અનેક સ્ત્રીઓ છે, અને તેમાંની કેટલીક સુંદર પણ છે. પરંતુ મને એવું વદન ફરી ક્યાં મળી શકે કે જેની દરેક ખાસિયત, દરેક કરચલી, મારા જીવનની મોટામાં મોટી અને મીઠામાં મીઠી યાદોને જગાવી દે છે? તારી મધુર મુખમુદ્રામાં મને મારી અનંત ગમગીનીઓ, કદી ન પુરાય એવી ખોટ પાડી દેતી ઘટનાઓ (નિર્દેશ માર્ક્સના પુત્ર એડગરના અવસાન તરફ છે), વાંચવા મળે છે, અને હું તારા મધુર વદનને ચૂમી ભરું ત્યારે ગમને ચૂમી ભરીને વિદાય આપી દઉં છું. 'તેના બાહુઓમાં દટાઈ ગયેલો, તેના ચુંબનોથી નવજીવન પામેલો'—એટલે તારા બાહુઓમાં અને તારાં ચુંબનોથી, અને હું બ્રાહ્મણોને તથા પાઈથાગોરસને તેમનો પુનર્જન્મનો સિદ્ધાંત તથા ખ્રિસ્તીધર્મને તેનો નવજીવનનો સિદ્ધાંત આપું છું."*

જેની કુટુંબની ચિંતાઓના બોજા છતાં માર્ક્સના વૈજ્ઞાનિક તથા રાજકીય કાર્યમાં અણથક અને અચૂક મદદગાર હતી. તે ઘણાં વર્ષો સુધી તેમના એવા મંત્રીના સ્થાને રહી હતી કે જેના વગર ચાલે જ નહિ, તેમની કૃતિઓની નકલ કરતી અને પાર્ટીના કામે તેમના "કાસદ"ની કામગીરી પણ કરતી. તે આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની કેટલીય સક્રિય વ્યક્તિઓ સાથે

---

* Marx, Engels, *Werke*, Bd. 29, S. 532-36

પત્રવ્યવહાર કરતી, અને એ આંદોલન સાથે સંકળાયેલી દરેક બાબતમાં ઊંડો રસ લેતી. તે પોતાને ગર્વની લાગણીથી પાર્ટી કાર્યકર ગણતી. તેણે લાસાલને સંબોધિત એક પત્રમાં વિનોદી શબ્દોમાં લખેલું:

"માફ કરજો કે ઉતાવળમાં નાનકડી ચિઠ્ઠી લખું છું. માથામાં એટલું બધું છે અને હાથમાં એટલું બધું છે કે બસ, વળી આજે શહેરમાં પણ જવું પડે એમ છે, એમાં મારા પગ બે કે ત્રણ કલાક સુધી કામમાં રહેવાના.

"તમે તો જુઓ છો કે હું હજી આંદોલનની પાર્ટીમાં છું, આગળ ધપતી અને માઈલોને આવરી લેતી પાર્ટીમાં છું, અને બધા સંજોગો છતાં પાર્ટીના પંથે સરસ ચાલનાર કે દોડનાર, તમને જે ગમે તે, છું."*

માર્ક્સ પરિવારના ઘરમાં, જીવનના સંજોગો સાવ સાધારણ હોવા છતાં, રાજકીય હિજરતીઓને હંમેશાં આશરો, મદદ, અને સગવડ મળતાં. વિલ્હેલ્મ લીબ્કનેખ્તે સ્મરણોમાં લખ્યું છે: "શ્રીમતી માર્ક્સ અમારી (જર્મનીથી આવતા યુવાન હિજરતીઓની) ઉપર કદાચ ખુદ માર્ક્સ કરતાંયે વધારે કડક રીતે વર્ચસ્વ જમાવી રાખતાં. તેમની અંદર ગર્વની લાગણી હતી, પોતાના ગૌરવની સભાનતા હતી... મારી દૃષ્ટિમાં તે ક્યારેક જંગલીઓને વશ અને શાંત કરી લેતી ઈફીગેનિયા તથા ક્યારેક આંતરિક સંઘર્ષ તથા શંકાઓથી પીંખાઈ ગયેલા ઈન્સાનને સ્વસ્થતા આપતી લેઓનોરા બની રહેતાં, મારી દૃષ્ટિમાં તે માતા, દોસ્ત, રહસ્યમિત્ર, અને સલાહકાર બની રહેતાં. મારી દૃષ્ટિમાં તે આદર્શ મહિલા હતાં

---

* F. Lassalle, *Nachgelassene Briefe und Schriften*, Stuttgart-Berlin, 1922, Bd. III, S. 355

અને છે. ફરી વાર કહું કે હું લંડનમાં નૈતિક અને શારીરિક દૃષ્ટિએ ભાંગી ન પડયો, તેનો યશ મોટે ભાગે તેમને જાય છે."*

જેની માર્ક્સના બધા મહેમાનો, મિત્રો, અને પરિચિતોને પોતાની સુંદરતા, લાવણ્ય, તથા ચતુરાઈથી ખુશ કરી દેતી. હાઈને, હેર્વેઘ અને ફ્રેઈલીગ્રાથે તેને વિશેના ઉલ્લેખો ઉત્સાહથી કર્યા છે. ગંભીર રાજકારણીઓ પણ જેની વિશે વાત કરતી વેળા કવિઓ બની જતા. પ્રથમ ઈન્ટરનેશનલના સંગઠકોમાં સામેલ દરજી ફ્રેડરિક લેસનેરે નીચે મુજબ લખ્યું છે: "તેમનું ઘર ભરોસેદાર સાથીઓ માટે હંમેશાં ખુલ્લું રહેતું. બીજા ઘણા માણસોની જેમ મેં પણ માર્ક્સના પરિવાર સાથે ગાળેલા ખુશાલ સમયને હું કદી નહિ ભૂલું. શ્રીમતી માર્ક્સે ખાસ ઝળકતી છાપ પાડી હતી. તે ઊંચી અને બહુ સુંદર મહિલા હતી, બહુ પ્રભાવક અને તોયે એટલી સદ્ભાવી, હેત ઊપજે એવી, ચતુર, અને મગરૂરી તથા અતડાઈથી એટલી મુક્ત કે તેની હાજરીમાં માણસને પોતે જાણે માતા કે બહેન ભેગો હોય એવી નિરાંત અને ઘર જેવું લાગે... તેના મનમાં કામદાર વર્ગીય આંદોલન વિશે ઉત્સાહ છલકાતો રહેતો, અને મૂડીદાર વર્ગ સામેની દરેક સફળતા, ભલે ગમે એટલી નાની સફળતા પણ, તેને માટે મોટામાં મોટા સંતોષ તથા ખુશીની બાબત બની રહેતી."**

અને જેનીના પતિને લગતી દરેક બાબતની અસર તેની ઉપર બીજા કોઈ કરતાં બેશક વધારે પડતી. પ્રત્યાઘાતી જર્મન અખબારોમાં ૧૮૪૮ના ક્રાંતિકારીઓ વિરુદ્ધ ઝુંબેશ શરૂ થઈ, અને નાલેશીનાં ઝેરી તીર માર્ક્સની ઉપર છોડવામાં આવ્યાં, ત્યારે જેનીને એટલી બધી બેચેની થઈ કે તે માંદી પડી ગઈ. *Capital* કૃતિના પ્રથમ ગ્રંથના પ્રકાશન પછી, એ શકવર્તી કૃતિને જર્મનીમાં તદ્દન અવગણવામાં આવતી જોઈને તે ઊંડી ચિંતામાં ડૂબી ગઈ હતી. તેને એ હકીકતથી ઊંડી વેદના થઈ હતી કે માર્ક્સની પ્રતિભાને છાજતી માન્યતા નહોતી મળતી. તેના અવસાનથી બે વરસ પહેલાં એક અંગ્રેજી સામયિકમાં માર્ક્સનો સંક્ષિપ્ત ઉલ્લેખ જોઈને તે બાળકની જેમ રાજીરાજી થઈ ગઈ હતી. માર્ક્સે પત્નીના અવસાન પછી એંગેલ્સને લખેલા એક પત્રમાં એ ઘટનાને કડવાશની લાગણીથી યાદ કરી હતી.

૧૮૮૧ના અંતમાં જેનીનું અવસાન થયું ત્યારે એંગેલ્સે કરેલી ટકોરથી ઘણા લોકો ચોંકી ગયા હતા: "મૂર પણ મૃત્યુ પામ્યો છે." તેમને ખબર હતી કે એ બે માણસો શાબ્દિક અર્થમાં એકબીજા વગર નહોતાં રહી શકતાં—અને માર્ક્સના જીવનના આખરી દિવસો આવી ગયા હતા. અને તેમની ધારણા સાચી હતી.

માનવજાતિ પ્રેમની અનેક કાવ્યાત્મક કથાઓ, ગાથાઓ, અને દંતકથાઓ ધરાવે છે. તેમાંથી માર્ક્સ અને જેનીના પ્રેમની કહાણી અતિ ઉત્તમ કથાઓમાં સ્થાન ધરાવે છે.

જેવી રીતે પ્રેમની બાબતમાં એવી જ રીતે મિત્રતાની બાબતમાં પણ માર્ક્સ ઉત્કટ અને અવિરત લાગણીઓ, વર્ષોના વહેણમાં જરાગ્રસ્ત ન બની જાય એવી લાગણીઓ, ધરાવવા શક્તિમાન હતા. માર્ક્સ અને એંગેલ્સ બધી કસોટીઓ તથા સંકટોને ભેગા મળીને પાર કરતા રહ્યા હતા, એકબીજાથી લાંબા સમય માટે જવલ્લે જ નોખા પડતા, અને સહિયારા ધ્યેય માટે સંયુક્ત કામગીરી કરતા રહ્યા હતા.

* W. Liebknecht, *Karl Marx zum Gedächtnis. Ein Lebensabriss und Erinnerungen*, Nürnberg, 1896, S. 65-66.

** *Reminiscences of Marx and Engels*, pp. 163-64.

માર્ક્સનું જીવન બાહ્ય દૃષ્ટિએ જોતાં ઝળકતા રંગો તથા અસાધારણ ઘટનાઓની બહુ સમૃદ્ધિ ધરાવતું કદાચ ન લાગે, પરંતુ તેમાં ક્રાંતિકારી, રાજકીય કાર્યકર, સમીક્ષક, અને વિજ્ઞાનીની પારાવાર માનસિક ઉત્તેજના છલકાતી રહી હતી; તેમાં ઊછળતા ભાવાવેગો, સંઘર્ષ તથા સાહસ, સત્યની તેમ જ સર્વહારા વર્ગીય સંઘર્ષના ધ્યેયની નિ:સ્વાર્થ સેવા, ભરપૂર જોવા મળે છે.

તેમના જીવનમાં યુરોપના કામદારોની આત્મ-ચેતનાના ઘડતરનો આખો ઐતિહાસિક યુગ અંકિત છે.

તે કોમ્યુનિસ્ટ પાર્ટીના પ્રથમ નાનકડા મથકના, 'સામ્યવાદી સંઘ'ના, સંગઠક હતા, અને ઍંગેલ્સના સંગાથમાં 'કોમ્યુનિસ્ટ પાર્ટીનું જાહેરનામું' કૃતિના, સમાજની પુનર્ઘટના માટેના સંઘર્ષના પ્રેરિત અને સ્પષ્ટ કાર્યક્રમના, લેખક હતા. *Neue Rheinische Zeitung* અખબારમાં તેમના લેખો ૧૮૪૮ની ક્રાંતિની નાકાબંધીઓના હિંમતવાન લડવૈયાઓ સમા હતા. માર્ક્સે પોતાની પૂરી શક્તિ પ્રથમ ઈન્ટરનેશનલના મામલાઓમાં લગાવી દેવાના આશયે, ૧૮૬૪ની શરદથી બધા વૈજ્ઞાનિક અભ્યાસો પડતા મૂકી દીધા હતા. તે એ સંસ્થાના હાર્દના સ્થાને હતા. માર્ક્સે વિવિધ દેશોના કામદાર વર્ગીય આંદોલનને એકસૂત્રે સાંકળીને, માર્ક્સવાદ પૂર્વેના બિનસર્વહારા સમાજવાદનાં રૂપોને (માઝીની, પ્રુધોં, બાકૂનિન, ઇંગ્લૅંડની ઉદારમતવાદી ટ્રેડ યુનિયન પ્રવૃત્તિ, જર્મનીમાં મવાળપંથની દિશામાં લાસાલપંથી પલટાઓ, વગેરે) સંયુક્ત પ્રવૃત્તિ તરફ વાળવાની કોશિશો કરીને, અને એ બધા સંપ્રદાયો તથા વિચારસરણીઓના સિદ્ધાંતો સામે લડીને, વિવિધ દેશોમાં કામદાર વર્ગના સર્વહારા વર્ગીય સંઘર્ષની સંયુક્ત કાર્યનીતિનું ઘડતર કર્યું હતું. તેમણે પૅરિસના કોમ્યુનવીરોની ક્રાંતિકારી લડાઈઓનું નિરીક્ષણ તારુણ્યસભર ઉત્સાહથી કર્યું હતું અને કોમ્યુનની પ્રવૃત્તિનું પૃથક્કરણ કર્યું હતું.

એ બધું એકલું જ એવા મૂડીવાદી તુક્કાને રદિયો આપી દે છે કે માર્ક્સ તો સુરક્ષિત સ્થળે બેસી રહેતા વિજ્ઞાની હતા. માર્ક્સે જીવનનો ગણનાપાત્ર ભાગ વૈજ્ઞાનિક વિશ્વ દૃષ્ટિકોણના નિરૂપણ જેવા મહાન ધ્યેયમાં લગાવી દીધો હતો, પરંતુ સીધા રાજકીય અને સંગઠન કાર્ય માટે સમય આપવામાં તે કદી અચકાયા નહોતા.

માર્ક્સના એક મિત્ર લુડવિગ કુગેલમાને તેમને સમજાવવાની કોશિશ કરી હતી કે રાજકીય પ્રચારથી વેગળા રહે અને સૌપ્રથમ તો *Capital* કૃતિના ત્રીજા ગ્રંથને લગતું કાર્ય કરે કારણ કે ક્રાંતિના ધ્યેય માટે એ કાર્ય વધારે મહત્ત્વનું હતું, પરંતુ માર્ક્સ એથી ગુસ્સે ભરાઈ ગયા હતા અને તેમણે કુગેલમાન સાથેના સંબંધો તોડી નાખ્યા હતા.

રાજકારણના સંબંધમાં તેમનું જીવન વિજ્ઞાનના સંબંધમાં તેમના જીવનથી અવિભાજ્ય હતું, પ્રવૃત્તિનું એક ક્ષેત્ર બીજા ક્ષેત્રને પોષણ તથા પ્રવેગ આપતું હતું. તે બન્ને ક્ષેત્રોમાં લક્ષ્યો તથા સાધનોની વિશુદ્ધતા ખાતર એકસરખી નિષ્ઠુરતાથી લડયા હતા, તેના સંબંધમાં તમામ વિચલનોને શરમજનક ગણતા હતા.

આપમતલબી લક્ષ્યોને છુપાવી રાખવા માટે ક્રાંતિકારી સૂત્રોના વાણીવિલાસી ઉપયોગને માર્ક્સ સર્વહારા વર્ગના ધ્યેય વિરુદ્ધ બદતરીન ગુનો ગણતા હતા. શેખીખોર રાજકીય કારસ્તાનીઓના, પોતાનામાં પ્રતિભાના અભાવને તથા પોતાની તુચ્છતાને સુંદર વાકયો તળે છુપાવી રાખવા માગતા કારસ્તાનીઓના, ખોટા ચળકાટને માર્ક્સ ધિક્કારતા હતા. માર્ક્સ એ સર્વની પાછળ હલકટ દંભી કૂપમંડૂકતાને અચૂક પારખી કાઢતા.

તે ઠાલાં વાક્યોને કે ઠાલા દેખાવને માફ ન કરતા. માર્ક્સ અને એંગેલ્સે જર્મન સામાજિક-લોકશાહીવાદીઓના આગેવાન ફર્ડીનાન્ડ લાસાલની હાંસી નિષ્ઠુરતાથી ઉડાડી હતી. લાસાલ સસ્તી વાહવા મેળવવાની કોશિશ કરતો હતો, ઘમંડી આત્મ-ગૌરવ પ્રદર્શિત કરતો હતો, પ્રતિભાવાન વ્યક્તિ તથા ઉમરાવની ભૂમિકા ભજવતા ગામડિયા અદાકારની રીતભાત ધરાવતો હતો, આછકલાઈ તથા વેવલાઈ તેમ જ ભાડૂતી માનસ તથા પ્રેમશૌર્યના શિષ્ટાચારનો ખીચડો અંકિત કરતો હતો. તેમણે એ "દંભી ઠાકોર"ની ઉપર પાર વગરનાં દૂપીલાં નામો વરસાવી દીધાં હતાં.

માર્ક્સે ફ્રેંચ નિમ્ન-મૂડીવાદી રાજકારણી તથા ઇતિહાસકાર લુઈ બ્લાંના સંબંધમાં પણ એવું જ વલણ અપનાવ્યું હતું.

"...અમારામાંથી કોઈને નામનાની જરાક સરખીયે પરવા નથી. તેની સાબિતી દાખલા તરીકે એ હકીકતમાં છે કે ઇન્ટરનૅશનલના અસ્તિત્વ દરમિયાન પ્રશંસાની જે સંખ્યાબંધ અભિવ્યક્તિઓ વડે મને પજવવામાં આવતો હતો તેમને મેં, કોઈ પણ જાતની વ્યક્તિપૂજાના મારા અણગમાને કારણે, જાહેરાતના જગતમાં કદી પહોંચવા નહોતી દીધી, અને તેમનો જવાબ કદી નહોતો આપ્યો, સિવાય કે ક્યારેક જવાબમાં ઠપકો આપ્યો હોય. એંગેલ્સ અને હું પહેલી વાર ગુપ્ત સામ્યવાદી સમાજમાં (સામ્યવાદી સંઘ—સં.) જોડાયા ત્યારે અમે શરત મૂકેલી કે અધિકારિતામાં વહેમી નિષ્ઠાને ઉત્તેજવાના વલણનું બધું નિયમાવલિમાંથી હઠાવી દેવામાં આવે".*

---

*'માર્ક્સ તરફથી વિલ્હેલ્મ બ્લોસને પત્ર', કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, 'ચૂંટેલી કૃતિઓ', ખંડ ૪, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૮૫, પૃષ્ઠ ૧૩૫.

વ્યક્તિને કેવળ તેના ગમાઓમાંથી જ નહિ પરંતુ તેના અણગમાઓમાંથી પણ, કેવળ તેની હમદર્દીઓમાંથી જ નહિ પરંતુ તેના વિદ્વેષોમાંથી પણ, પારખી શકાય. જણાવો કે તમારો દુશ્મન કોણ છે, એટલે હું તમને જણાવીશ કે તમે કોણ છો.

નિમ્ન-મૂડીવાદી લોકશાહીવાદીઓમાંના એક કાર્લ શુર્ઝે ૧૮૪૪માં કોલોનમાં લોકશાહીવાદી મંડળોની કૉંગ્રેસમાં માર્ક્સનું પ્રવચન સંભળ્યું હતું, અને Bürger (મૂડીવાદી, કૂપમંડૂક) શબ્દ ઉચ્ચારતી વેળા માર્ક્સનો એકદમ વ્યંગાત્મક સૂર તેને જિંદગીના છેલ્લા દિવસો સુધી યાદ રહ્યો હતો.

માર્ક્સે લેખો, પુસ્તિકાઓ, પુસ્તકો, અને પત્રોમાં કૂપમંડૂકોના આખા ધાડાને છાજતા બદલા આપ્યા હતા. તે ફિકર ન કરતા કે વિરોધી તેમની ટીકાને પાત્ર છે કે નહિ, ઘણી વાર સાવ નગણ્ય વ્યક્તિઓ તેમની અખૂટ ચતુરાઈનું લક્ષ્ય બની જતી. લેસીંગ વિશે હાઈનેનું કથન માર્ક્સને બરાબર લાગુ થાય છે: "તેણે પોતાના વિરોધીઓને હણી નાખીને, એમ કરીને, તેમને અમરતા બક્ષી દીધી હતી", તેણે વામણા લેખકોને, સમજો કે, ચતુરાઈભરી હાંસીમાં, તેજસ્વી વિનોદમાં, લપેટી લીધા હતા, અને હવે તેઓ કેરબાના કકડામાં જળવાઈ રહેતાં જીવડાંની જેમ તેની કૃતિઓમાં સદાને માટે જળવાઈ રહ્યા છે.*

માર્ક્સના આખા જીવન દરમિયાન કૂપમંડૂકોએ (નેપોલિયન ત્રીજાથી લઈને અખબારી ખબરપત્રીઓ સુધીના) નાલેશી, પજવણી, તથા જૂઠાણાં મારફત, અને એ કારગત ન થાય તો તેમની કૃતિઓને તદ્દન અવગણીને, તેમની ઉપર વેર વાળવાની

---

* *Heines Werke im fünf Bänden*, Bd. 5, Weimar, 1956, S. 90.

કોશિશો કરી હતી. પરંતુ, બધી મુશ્કેલ કસોટીઓ છતાં, માર્ક્સ ગર્વથી જણાવી શક્યા હતા કે તેમણે કોઈ પણ બાબતના સંબંધમાં કૂપમંડૂકની સામે કદી નમતું નહોતું મૂક્યું, તે "કૂપમંડૂકના પગ તળે" કદી નહોતા રહ્યા, અને તેની સામે લડવા હંમેશાં તૈયાર રહ્યા હતા. તેમણે એક પત્રમાં જણાવ્યું હતું કે "હા, બધી બાબતો છતાં, **કૂપમંડૂકનો મારી ઉપર હુમલો** હંમેશાં આપણે માટે **કૂપમંડૂકના પગ તળે** કરતાં બહેતર મુદ્રાલેખ રહેશે"*

માર્ક્સ રાજકારણના ક્ષેત્રના કૂપમંડૂક તેમ જ વિજ્ઞાનના ક્ષેત્રના કૂપમંડૂક તરફ એકસરખું નિષ્ઠુર વલણ ધરાવતા હતા.

વિજ્ઞાનના ક્ષેત્રમાં કૂપમંડૂકતા મુખ્યત્વે કાયરતા, વિચારોની અધમતા, તરીકે વ્યક્ત થતી હતી, નિરીક્ષિત હકીકતોમાંથી અનિવાર્ય નિષ્કર્ષો તારવતાં ડરતી હતી, બાબતોની વસ્તુગત તર્કશૃંખલાને કશા અચકાટ વગર, વિજ્ઞાનના ક્ષેત્રની બહારની કોઈ પણ જાતની ગણતરીઓને ધ્યાનમાં લીધા વગર, અનુસરતાં ડરતી હતી.

વિજ્ઞાનના ક્ષેત્રમાં કૂપમંડૂકને સત્ય શોધી કાઢવાની નહિ પરંતુ છુપાવી રાખવાની તથા જૂઠા રૂપમાં રજૂ કરવાની ફિકર હોય છે. તે અપ્રમાણિક રીતે બચાવ કરીને શાસક વર્ગોની સ્થિતિને, અને તેની મારફત પોતાની સ્થિતિને પણ, વધારે મજબૂત બનાવવાની કોશિશ કરે છે. તે સત્યને નકલી-સત્યમય વાતોના ચીકણા કાદવમાં દાટી દે છે, વૈજ્ઞાનિક-સમા લેબાસમાં સખત લપેટી લે છે.

કૂપમંડૂક વિજ્ઞાનને પોતાનાં લક્ષ્યોની, વિજ્ઞાન સાથે કશો

* Marx, Engels, *Werke*, Bd. 30, S. 495.

સંબંધ ન ધરાવતાં લક્ષ્યોની, સિદ્ધિનું સાધન બનાવવાની કોશિશ કરે છે. તે વિજ્ઞાનનો ઉપયોગ "હલકટ મુરાદો" માટે કરે છે. "પરંતુ જ્યારે કોઈ માણસ વિજ્ઞાનનો **મેળ** એવા દૃષ્ટિબિંદુ સાથે **બેસાડી દેવાની** કોશિશ કરે કે જે વિજ્ઞાનમાંથી તારવેલું (ભલે ગમે એટલું ભૂલભરેલું હોય તોપણ) નહિ પરંતુ **બહારથી, પરકીય બાહ્ય** હિતોમાંથી, તારવેલું હોય, ત્યારે હું તેને "**અધમ**" ગણું છું."*

માર્ક્સે ચાબુકના ફટકા જેવા, અથવા મોં ઉપર તમાચા જેવા, એ શબ્દો માલ્થસ, રોશેર, તથા બાસ્ટીયા જેવા વિજ્ઞાનની ખોટી રજૂઆત અને ખુશામત કરનારા માણસોને ઉદ્દેશીને લખ્યા હતા. માર્ક્સને પાદરી માલ્થસ તરફ બેહદ ધૃણા હતી કારણ કે "એ કંગાલ આદમી" ચોક્કસ વૈજ્ઞાનિક આધારોમાંથી (જેમને તે અચૂક રીતે **ચોરી લેતો**) માત્ર એવા નિષ્કર્ષો જ તારવે છે કે જે શાસક વર્ગોને "માફક"... આવે**. તે વર્ગોને "લક્ષમાં રાખીને" વૈજ્ઞાનિક નિષ્કર્ષો ઘડી કાઢે છે, પરંતુ તેના નિષ્કર્ષો તાબેદારીમાં જકડાયેલા વર્ગોના સંબંધમાં "**તદ્દન**" "**નિર્દય**" છે, એ સંબંધમાં તે "નિર્દય છે એટલું જ નહિ, નિર્દયતાનું **પ્રદર્શન** કરે છે, તેમાંથી માનવદ્વેષી મોજ માણે છે..."***

* Karl Marx, *Theories of Surplus-Value*, Part II, Moscow, 1975, p. 119.

** Karl Marx, *Theories of Surplus-Value*, Part II, Moscow, 1975, p. 118.

*** Karl Marx, *Theories of Surplus-Value*, Part II, Moscow, 1975, p. [illegible]

વિજ્ઞાનના ક્ષેત્રમાં પરજીવી બની રહેતો એવો "વિજ્ઞાની" સામાન્ય રીતે સાહિત્યિક ચોરી તરફ વળે છે, પરંતુ તેમાં પણ પોતાની જાતને વફાદાર રહે છે. "વિચારનો રચનાકાર તેના સંબંધમાં કદાચ પૂરી પ્રમાણિકતાથી અતિશયોક્તિ કરે, સાહિત્યિક ચોર તેના સંબંધમાં અતિશયોક્તિ કરે ત્યારે હંમેશાં એવી અતિશયોક્તિને રીતસરનો કારોબાર બનાવી દેતો હોય છે."*

માર્ક્સ ચિંતનની વૈજ્ઞાનિક અધમતાના એવા ખીજભર્યા ધુતકારમાં કેવળ તેમના વિદ્વેષોને જ નહિ પરંતુ તેમની હમદર્દીઓને પણ પ્રકાશમાં આણે છે: ખરા વિજ્ઞાની અંગેના, સત્યની નિષ્કામ તથા નિ:સ્વાર્થ સેવા અંગેના, તેમના ખ્યાલને પણ પ્રકાશમાં આણે છે.

માર્ક્સને સમુચિત રીતે જ શોધક વૈજ્ઞાનિક ચિંતનના મૂર્ત રૂપ તરીકે ગણાવી શકાય. તેમની દૃષ્ટિમાં સર્જનાત્મક ચિંતન જીવનમાં સર્વોપરી ખુશીના સ્થાને હતું. કોઈ બાબત તેમને વૈજ્ઞાનિક કાર્યથી અળગા કરી દે ત્યારે હંમેશાં તેમને ખૂબ દુખ થતું. હીર ચૂસી લેતી માંદગીઓના હુમલાઓ તેમની ઉપર જે નિષ્ક્રિયતા લાદી દેતી હતી તેની પીડાની સરખામણીમાં તો માંદગીઓ પણ કશા હિસાબમાં નહોતી.

માર્ક્સની વૈજ્ઞાનિક ઈમાનદારી નિષ્કલંક હતી એટલું જ નહિ પરંતુ, એંગેલ્સ માનતા હતા તે મુજબ, તેમાં અતિરેક પણ હતો. "...એંગેલ્સ ચોક્સાઈને અંતિમ કક્ષા સુધી પહોંચાડી દેતા ખરા, પરંતુ માર્ક્સની અતિ સાવધાની જોઈને ક્યારેક અધીરા થઈ જતા, માર્ક્સ વાક્યને જ્યાં સુધી ડઝન જેટલી જુદીજુદી

---

* Karl Marx, *Theories of Surplus-Value*, Part II, Moscow, 1975, p. 120.

રીતોએ સાબિત ન કરી શકે ત્યાં સુધી કાગળ ઉપર ન ઉતારતા."*

માર્ક્સમાં મહાન ચિંતકનો સમન્વય મહાન ટીકાકાર સાથે સધાયો હતો, પરંતુ તેમની ટીકા—તરુણાવસ્થામાં તેમ જ પ્રૌઢાવસ્થામાં—મુખ્યત્વે પોતાની તરફ લક્ષ્યાંકિત રહેતી. માર્ક્સે એકરાર કર્યો છે કે "મારી એક લાક્ષણિકતા એવી પણ છે કે મેં પૂરું લખી લીધેલું કશુંક હું ચાર અઠવાડિયાં પછી જોઉં, અને મને તે સંતોષજનક ન લાગે, તો હું તેને આખેઆખું ફરી વાર લખું છું."**

*Capital* કૃતિની તૈયારીની હસ્તપ્રતો બતાવે છે કે માર્ક્સે પ્રથમ ગ્રંથના (અને પછીના ગ્રંથોના પણ) મુખ્ય વિચારોની શોધ અને નિરૂપણનું કાર્ય ૧૮૫૭-૫૮ દરમિયાન ક્યારનું પૂરું કરી લીધું હતું, પરંતુ એ ગ્રંથ આખરે પ્રકાશકોને મોકલતાં પહેલાં બહુ સખત મહેનતનાં દસ વરસ વીતી ગયાં હતાં

ત્યાં સુધીમાં (૧૮૬૭) "ઐતિહાસિક વિભાગ", એટલે કે *Theories of Surplus-Value*, સહિતના બાકીના ગ્રંથોનું કાર્ય એટલું આગળ વધી ગયું હતું કે માર્ક્સને આખી કૃતિ વધારેમાં વધારે એક વરસની અંદર પૂરી કરી લેવાની આશા હતી. પરંતુ તે અવસાન પહેલાં કૃતિને પૂરી ન કરી શક્યા (*Capital* કૃતિનો બીજો અને ત્રીજો ગ્રંથ મુદ્રકો માટે તૈયાર કરવાની જવાબદારી એંગેલ્સને શિરે આવી). બન્યું એવું કે એક વિભાગ માટે રૂસી સામગ્રીનો અભ્યાસ આવશ્યક સાબિત થયો, અને માર્ક્સ રૂસી ભાષા શીખવામાં લાગી ગયા.

---

* *Reminiscences of Marx and Engels*, p. 90.

** Marx, Engels, *Werke*, Bd. 30, S. 622.

માર્ક્સે કોઈ પણ સવાલના સમગ્ર સંબંધિત સાહિત્યનો, લેખકની "શક્તિ" અંગે કશો ભેદભાવ રાખ્યા વગર સમગ્ર સાહિત્યનો અભ્યાસ ન કરી લીધો હોય ત્યાં સુધી તે અભિપ્રાય વ્યક્ત કરવાનું વાજબી ન ગણતા. તેમણે *Capital* કૃતિમાં ખરેખર "ઇતિહાસનો ફેંસલો સુણાવી" દીધો, દરેક અર્થશાસ્ત્રીને, ગમે એટલો નાનો ફાળો આપનારા અર્થશાસ્ત્રીને પણ, છાજતો બદલો આપ્યો.

*Capital* અજોડ કૃતિ છે, માત્ર સામગ્રીના વ્યાપને જ લક્ષમાં લેવામાં આવે તોપણ વિરાટ કૃતિ છે, કારણ કે તેમાં આર્થિક (અને કેવળ આર્થિક જ નહિ) ચિંતનનાં બધાં રૂપો તથા અભિવ્યક્તિઓને આવરી લેતા સમગ્ર ઇતિહાસને સમન્વિત કરી લેવામાં આવ્યો છે. તેમાં માર્ક્સના આખા જીવનકાળ દરમિયાન તેમના માનસિક વિકાસનો — ભૂતકાળના પૂરા સાંસ્કૃતિક વારસાનો — સમન્વય અંકિત છે. એ કૃતિ એવા કારણસર પણ અજોડ છે કે તેમાં ઉત્પાદનની મૂડીવાદી રીતની ચડતીની, અનિવાર્ય રીતે પતનની દિશામાં ચડતીની, તર્કશૃંખલાને પહેલી જ વાર પ્રકાશમાં આણવામાં આવી છે.

*Capital* કેવળ આર્થિક કૃતિ જ નથી. તેમાં આખા મૂડીવાદી સમાજના બધા સંબંધો તથા પાસાંનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે. તેમાં કામદાર વર્ગના પોતાની મુક્તિના રાજકીય સંઘર્ષ માટે, અને વિશ્વ સામ્યવાદી આંદોલનની યુદ્ધનીતિ તથા કાર્યનીતિ માટે, દૃઢ વૈજ્ઞાનિક આધાર રજૂ કરવામાં આવ્યો છે. માર્ક્સના પોતાના શબ્દો ટાંકીએ તો એ જ કારણે તે મૂડીદાર વર્ગની સામે છોડવામાં આવેલું "અત્યંત ભયંકર અસ્ત્ર" છે. તેમાં મૂડીદાર વર્ગને કરવામાં આવેલી "મોતની સજા", અપીલના હક વગરની સજા અંકિત છે.

*Capital* સાહિત્ય અને શૈલીની દૃષ્ટિએ પણ શ્રેષ્ઠ કૃતિ છે. તેના વાંચનમાંથી ગહન રસાત્મક આનંદ મળે છે. તે "કલાત્મક સમગ્રતા" છે. અને એ વિધાનની યથાર્થતા કેવળ રચના, સમતુલા, તથા નિરૂપણની ચોકસાઈભરી તર્કસંગતતા પૂરતી જ સીમિત નથી. તે સાહિત્યિક દૃષ્ટિએ પણ યથાર્થ છે કારણ કે માર્ક્સે એ કૃતિમાં પોતાને લિખિત શબ્દના ઉસ્તાદ સાબિત કરી દીધા છે.

માર્ક્સ પોતાના વિચારોના નિરૂપણના સાહિત્યિક રૂપને ભારે મહત્ત્વનું ગણતા. કંટાળાજનક, શુષ્ક, વાગાડંબરી, દસ્તાવેજી ભાષાને વિદ્વત્તાનું આવશ્યક લક્ષણ ગણનારા વિદ્વાનોની તે ઠેકડી ઉડાડતા. તેમને વોલ્તેરની જેમ કહેવાનો શોખ હતો કે "બધી શૈલીઓ સારી હોય છે, સિવાય કે જે શૈલી ઉદાસી પેદા કરતી હોય."

માર્ક્સે *Capital* કૃતિની બીજી જર્મન આવૃત્તિના આમુખમાં એ જમાનાના અખબારોમાંથી તેમની સાહિત્યિક શૈલી સંબંધી અભિપ્રાયો ટાંક્યા હતા. તેમના વિચારોની ઉઘાડી દુશ્મનાવટ કરતાં અંગ્રેજી અખબારોએ પણ જણાવ્યું હતું કે *Capital* કૃતિમાં વિષયની રજૂઆત સીધા આર્થિક સવાલોમાં અમુક વિશિષ્ટ મોહકતાનું આરોપણ કરે છે. *St. Petersburg Journal* સામયિકમાં જણાવવામાં આવ્યું હતું કે માર્ક્સે કરેલી "વિષયની રજૂઆત... સ્પષ્ટતાને કારણે અને... અસાધારણ જોમને કારણે... અનોખી બની રહે છે", અને એ સંબંધમાં કૃતિ જર્મન વિદ્વાનોની, સાધારણ મર્ત્ય માનવીઓનાં માથાં ફાટી જાય એવી શુષ્ક અને ગૂઢ ભાષામાં પુસ્તકો લખતા વિદ્વાનોની, કૃતિઓને "કોઈ રીતે મળતી નથી આવતી".

માર્ક્સ *Capital* કૃતિમાં જેની

એવા જટિલ વિષયનું નિરૂપણ ઈર્ષાજનક સ્પષ્ટ અને ઝળકતી રીતે કરી શક્યા હતા, મૂલ્યનાં રૂપો, પણ્યની જડપૂજા, તથા મૂડીવાદી સંચયના સર્વસામાન્ય નિયમના પૃથક્કરણમાં વિનોદ તથા વ્યંગનો મસાલો ભભરાવી શક્યા હતા, અને તેમની વિવાદાત્મક તથા સમીક્ષાત્મક કૃતિઓમાં તેમની સાહિત્યિક પ્રતિભા કેવી આંજી દેનારી તેજસ્વી રીતે વ્યક્ત થઈ હતી!

માર્ક્સે પ્રબળ, ચેતનમય, અને અર્થસભર વાક્ય રચવાની કલામાં પરિપૂર્ણતાની કક્ષાની ઉસ્તાદી હાંસલ કરી લીધી હતી. તેમને અનેકાર્થી શબ્દોના પ્રયોગો કરવામાં મોજ પડતી. તે મોતની પથારીમાં હતા ત્યારે પણ તેમણે એક પુત્રીને લખેલા પત્રમાં જણાવ્યું હતું કે અનેકાર્થી શબ્દોના પ્રયોગો વગર વાત કરવાનું તેમને માટે અશક્ય હતું.

લેખનના ક્ષેત્રમાં માર્ક્સના ગુરુઓ લેસીંગ, ગેટે, શેક્સપિયર, દાન્તે, સેર્વાન્તેસ, અને હાઈને હતા. તેમની કૃતિઓને તે વારંવાર વાંચતા. પરંતુ તેમનામાં કેવળ આજ્ઞાંકિત વિદ્યાર્થીથી ઘણું વધારે હતું: કેટલીક બાબતોમાં તે પોતાના મહાન ગુરુઓથી પણ આગળ નીકળી ગયા હતા.

માર્ક્સ બીજા કોઈ પણ મહાન લેખકથી વધારે જાણતા હતા કે કેવી રીતે સ્પષ્ટ "અર્થો વ્યક્ત કરવા... સિદ્ધાંતકાર... બનવું", કેવી રીતે સાહિત્યિક કલ્પનમાં ગહન ચિંતન રેડવું. તે ખુદ વાક્યની રચનામાં જ દ્વંદ્વાત્મકના તણાવને બીજી કોઈ વ્યક્તિથી વધારે પ્રમાણમાં પ્રગટ કરી શકતા. તે પહેલાં "એક તરફ" અને પછી "બીજી તરફ" પૃથક્કરણ કરીને છેલ્લે "સમન્વય" નહોતા કરતા. તે એકના એક વાક્યમાં, એકના એક કલ્પનમાં, જુદાંજુદાં પાસાંનું "ઘર્ષણ" તેમ જ તેમનો સમન્વય આપવાની કોશિશ કરતા. તે કર્તા અને વિધેયને હિંમતથી સામસામા છેડાઓ તરીકે ભેગા કરી દેતા, તેમને એકબીજા સાથે ઘર્ષણમાં નાખી દેતા, અને તરત તેમને તેમનાથી ઊલટી સ્થિતિમાં પલટાવી નાખતા.

માર્ક્સની શૈલીની અનુપમ મોહકતા અને મૌલિકતા વિભાવનાઓની એવી દ્વંદ્વાત્મક ગુલાંટમાં, તેમને અવળી કરી દેવામાં, સમાયેલી છે.

"ધર્મ પીડિત જીવનો નિસાસો છે, હૈયાવિહોણી દુનિયાનું હૃદય છે, તે જેવી રીતે માનસ રહિત સંજોગોનું માનસ છે એવી જ રીતે."

"...ટીકામાં મસ્તકનો ભાવાવેગ અંકિત નથી, ભાવાવેગનું મસ્તક અંકિત છે, તે શસ્ત્રવૈદનું બેધારિયું અણિયાળું ઓજાર નથી, હથિયાર છે."

"તેઓ તેમની (વિચારોની) ભક્તિને લક્ષ્ય બનાવી દે છે, પરંતુ તેઓ તેમને કેળવતા નથી."

"...જે લક્ષ્યને ગેરવાજબી સાધનોની જરૂર પડે તે વાજબી ઠરાવી શકાય એવું લક્ષ્ય નથી."

"મોચી જેકોબ બોહમે મહાન તત્ત્વજ્ઞાની હતો. કેટલાય પ્રખ્યાત તત્ત્વજ્ઞાનીઓ ખાલી મહાન મોચીઓ છે."

"કાયરતાના આધારે નિર્ધારિત થયેલા કાનૂનોની લાક્ષણિક વિશિષ્ટતા ક્રૂરતાની હોય છે કારણ કે કાયરતા માત્ર ક્રૂર થઈને જ જોશીલી બની શકે છે."

એ વાક્યો અને એવાં બીજાં ઘણાં વાક્યો લખતી વેળા માર્ક્સના હાથનું સંચાલન જાણે સામાજિક પરિઘટનાઓના ઉદય અને પતનની, વિકાસ અને નિષેધની, પ્રક્રિયામાં તેમના ખરા સારતત્ત્વ થકી થયું છે, જાણે ખુદ જીવનની દ્વંદ્વાત્મકતા

વિભાવનાઓની દ્વંદ્વાત્મકતામાં એકદમ પરિપૂર્ણ અને એકદમ સંક્ષિપ્ત રીતે વ્યક્ત થઈ છે.

અહીંયાં દરેક વાક્યમાં ચિંતનનું ઝડપથી ઉખેળાતું ગૂંછળું સામેલ છે. દરેક વાક્યમાં એટલો બધો અર્થ ભરેલો છે, કલ્પન અને વિચારના ઘર્ષણમાંથી પેદા થતું એટલું બધું "સંક્ષિપ્ત" અંતસ્તત્ત્વ સામેલ છે, કે તે સૂત્રાત્મક રણકાર ધારણ કરી લે છે. માર્ક્સની ઉક્તિઓનું તો આખું પુસ્તક રચી શકાય.

માર્ક્સે માનવીય પાત્રોનું આલેખન એવી જ સૂત્રાત્મક મિતોક્તિ, ગહનતા, અને ઘણી વાર કટાક્ષની હદે પહોંચી જતા વ્યંગથી કર્યું છે. તે થોડાક લસરકાઓ કરીને ગહન માનસિક અને સામાજિક છબીચિત્ર આલેખવાની એવી શક્તિ ધરાવતા હતા કે ઘણા ઊંચી કોટિના ધંધાદારી લેખકોને કદાચ તેની ઈર્ષા થાય.

દુર્ભાગ્યે માર્ક્સની સાહિત્ય તથા શૈલી સંબંધી કુશળતાનો હજી બહુ ઓછો અભ્યાસ કરવામાં આવ્યો છે. તેનું પરીક્ષણ તેના સારતત્ત્વને વધારે પ્રમાણમાં પ્રકાશમાં આણવામાં, માનવજાતિની મહાનતમ પ્રતિભાઓમાંની એકની સર્જનાત્મક પ્રયોગશાળામાં પ્રવેશ કરવામાં, સહાયક બનશે.

માર્ક્સે *Capital* કૃતિને, વિષયવસ્તુની વધારેમાં વધારે પરિપૂર્ણતા અને નિરૂપણનું નિષ્કલંક રૂપ સિદ્ધ કરવાના આશયે, લાંબા વખત સુધી અને કાળજીથી ઓપ આપ્યો હતો. તેમ છતાં, તેમને પોતાની પેદાશ અંગે પૂરો સંતોષ નહોતો થયો. કૃતિનો પ્રથમ ગ્રંથ પ્રગટ થઈ ગયા પછી પણ તેમણે વાચનામાં સુધારાવધારા કરવાનું ચાલુ રાખ્યું હતું. તેમાં રહી ગયેલી ખામીઓને, ખૂબ તાલીમ પામેલા તથા પારખુ વાંચકોની નજરથી પણ બચી ગયેલી ખામીઓને, એકલા માર્ક્સ પારખી લેતા હતા.

શંકા અને અસંતોષના "દાનવે" તેમને પજવવાનું તેમના જીવનના આખરી દિવસો સુધી ચાલુ રાખ્યું હતું, પૂરો થઈ ગયેલો બીજો ગ્રંથ પ્રગટ કરતાં અને ત્રીજા તથા ચોથા ગ્રંથ સંબંધી કાર્ય પૂરું કરતાં તેમને અટકાવ્યા હતા.

*Capital* કૃતિના સંબંધમાં તેમના કાર્યમાં, ખાસ કરીને તો જે સંજોગોમાં એ થયું હતું તેને લક્ષમાં લેતાં, ખરેખરું માનવીય તથા વૈજ્ઞાનિક પરાક્રમ અંકિત હતું.

૧૮૪૮ની ક્રાંતિને દબાવી દેવામાં આવી ત્યાર પછી ઈંગ્લૅંડ જઈને વસેલો માર્ક્સ પરિવાર ગુજરાનાં કોઈ સાધનો નહોતો ધરાવતો. તે એવી ગરીબીમાં અટવાઈ ગયેલો હતો કે ૧૮૫૨માં માર્ક્સની નાનકડી પુત્રીનું અવસાન થયું ત્યારે તેના દફન માટે પૂરતા પૈસા ઘરમાં નહોતા.

માર્ક્સને વૈજ્ઞાનિક કાર્ય પડતું મૂકી દેવું પડ્યું અને પૈસા કમાવાનો માર્ગ ખોળવો પડ્યો. તે ઘણાં વરસો સુધી અમેરિકાના *New-York Daily Tribune* અખબાર માટે લખવાની (અઠવાડિયે બે લેખ) મહેનત અવિરત કરતા રહ્યા હતા. પરંતુ એ સાધારણ આવક પણ નિયમિત નહોતી કારણ કે તંત્રી તેમના બધા લેખો પ્રગટ નહોતો કરતો, અને આમેય બહુ ઓછા નક્કી થયેલા પુરસ્કારમાં ઘણી વાર નિર્લજ્જતાથી ઘટાડો કરી નાખતો. એટલે માર્ક્સની ફરિયાદ વાજબી હતી કે અખબારી કામ તેમને ઘણા બિનઅનુભવી ભાડૂતી લેખકોની સરખામણીમાં ઓછો ખોરાક પૂરો પાડતું હતું.

તે સંશોધન કાર્ય માત્ર ક્યારેક ક્યારેક જ કરી શકતા, અને કેટલાય મહિના પૂરેપૂરા તેમાં લગાવી શકે એવી સ્થિતિનાં, તેમની પહોંચમાં નહોતા એવા સુખના શિખરનાં, સ્વપ્નો સેવતા રહેતા.

વર્ષો વીતતાં ગયાં, પરંતુ ગરીબી માર્ક્સને અને તેમના પરિવારને પજવતી રહી. ૧૮૬૧માં અખબારનું કામ તેમના હાથમાંથી નીકળી ગયું, આવકનું મુખ્ય વહેણ ખતમ થઈ ગયું. તે ક્યારેક તો અઠવાડિયાં સુધી બહાર નહોતા જઈ શકતા કારણ કે કપડાં ગીરવી મૂકી દીધેલાં હોય. તે *Capital* કૃતિને લગતી આર્થિક ગણતરીઓ પડતી મૂકીને પાર વગરનાં દેણાંની—રોટીવાળાને, ખાટકીને, મકાનમાલિકને... ચૂકવવાના પૈસાની —યાદીઓ બનાવતા રહેતા. પ્રથમ ઇન્ટરનૅશનલના "ખોફનાક" આગેવાનને ઘણી વાર લેણદારોથી, તેમની નજરમાં રાક્ષસો જેવા લેણદારોથી, છુપાઈને રહેવું પડતું.

ક્યારેક હાલત સાવ નાઉમેદ લાગતી. અને ભારે માનસિક ધીરજ, તથા એકદમ કમનસીબ સંજોગોમાંયે વિનોદી પાસું નીરખવાની અદ્‌ભુત શક્તિ, ધરાવતા માર્ક્સ પણ, ઘરમાં "બીજી તરફના (એટલે પત્ની તરફના) ધડાકાઓની સ્થિતિમાં ત્રાજવાને સમતોલ રાખવા માટે અબોલ સંયમી"ની* ભૂમિકા ભજવનારા માર્ક્સ પણ, ક્યારેક ધીરજ ખોઈ બેસતા. પરિવારની ઉપર તૂટી પડેલી વિપદાઓનું—ગરીબી, દેણાં, પત્નીની માંદગી, તેમની પોતાની ખરાબ તબિયત—વર્ણન કરતી વેળા તે કડવાશથી બોલી ઊઠતા: "શયતાન છૂટો ભમે છે."** "ધીમી આગ ઉપર શેકાવાની હાલતનો, જેમાં માથું તેમ જ હૈયું ઘવાય છે અને, વધુમાં, મૂલ્યવાન સમય વેડફાય છે એવી હાલતનો... અંત આવવો જ જોઈએ."*** પરંતુ અંત ક્યાંય નજરે નહોતો પડતો.

* Marx, Engels, *Werke*, Bd. 30, S. 310-11.

** Marx, Engels, *Werke*, Bd. 30, S. 310.

*** Marx, Engels, *Werke*, Bd. 30, S. 314-15.

મૃદુ અને હેતાળ પિતા માર્ક્સ એવી હકીકતથી ખાસ ઉદાસ થઈ જતા કે ગરીબીની અસર તેમની પુત્રીઓ ઉપર પડતી હતી: ઘણી વાર તેમની પાસે નિશાળે જવા માટે પહેરવાનાં કપડાં પણ ન રહેતાં. ૧૮૬૨માં માર્ક્સે ઍંગેલ્સને લખેલું:

"મારી પત્ની રોજ મને કહે છે કે એ અને બાળકો કબરમાં પોઢી ગયાં હોત તો બહેતર હતું, અને મારાથી ખરેખર એનો વાંક કાઢી શકાય એમ નથી કારણ કે આવી હાલતમાં જે હીણપતો, વેદનાઓ, અને ભયાનકતાઓ વેઠવી પડે છે તેનું વર્ણન ખરેખર અશક્ય છે."*

પરંતુ માર્ક્સના જીવનના લંડનના આખા ગાળાનું ગમગીન ચિત્ર આલેખવાનું ખોટું ગણાશે. માર્ક્સ જિંદગીની કઠણાઈઓને સંયમથી સહન કરી શક્યા હતા એટલું જ નહિ પરંતુ જરાક સરખોયે મોકો મળતાં જ દિલ અને મનને મોકળાં મૂકીને ખુશાલીમાં મશગૂલ પણ થઈ જતા. કુટુંબ અને મિત્રોના વર્તુળમાં વીજળી વરસાવતા તે ગમગીન, ઉદાસ, અને ચિડિયલ આદમીને, મૂડીવાદી લેખકો તરફથી ઘણી વાર આલેખવામાં આવતા તેમના એવા ચિત્રને, બિલકુલ મળતા નહોતા આવતા.

તરુણાવસ્થાની જેમ જ પ્રૌઢાવસ્થામાં પણ તેમને સારી મજાકમશ્કરી ગમતી અને તેમાં મોજ પડતી. તેમની દૃષ્ટિમાં વિનોદ શારીરિક અને માનસિક અનિષ્ટોના સારામાં સારા ઇલાજના સ્થાને હતો. માર્ક્સે જર્મનીના પ્રવાસ દરમિયાન લાસાલની મુલાકાત પછી તેને એક પત્રમાં લખેલું: "તમને ખબર છે કે મને માથું ભરાઈ જાય એટલે ચિંતાઓ હતી, અને કલેજાની બિમારી પણ છે. પરંતુ મોટી વાત તો એ છે કે આપણે ભેગા મળીને ખૂબ હસ્યા.

* Marx, Engels, *Werke*, Bd. 30, S. 248.

Simia non ridet (વાંદરો ન હસે—સં.), એટલે આપણે પોતાને સર્વથા પરિપૂર્ણ બુદ્ધ તરીકે સાબિત કરી દીધા છે."*

માર્ક્સે એંગેલ્સને લખેલા એકદમ હતાશાભર્યા પત્રોમાં પણ શરૂઆતમાં કેટલીક વિનોદી વિગતો રહેતી જ. માર્ક્સ અને એંગેલ્સ વચ્ચેના સમગ્ર પત્રવ્યવહારમાં તેજસ્વી વિનોદ ભારોભાર ભરેલો છે, બેઉ તરફથી ઝળકતી આતશબાજીનાં પ્રદર્શનો જોવા મળે છે. એક વાર એંગેલ્સે માર્ક્સના ચારિત્રના "ગમગીની"ને લગતા કૂપમંડૂકિયા અભિપ્રાયોનો જવાબ આપતાં એડુઆર્ડ બર્નસ્ટાઈનને લખેલું: "એ બુડથલ માણસોને મૂર અને મારી વચ્ચેના પત્રવ્યવહાર વાંચવાનો મોકો મળે તો તેઓ સાવ બેભાન થઈ જાય. અમારા હિંમતભર્યા હસતા ગદ્યની સરખામણીમાં હાઈનેની કવિતા તો બાળકની રમત જેવી છે. મૂર કાળઝાળ થઈ શકે ખરા, પરંતુ હતાશામાં સરી પડે—બને જ નહિ! જૂની વાતો ફરી વાંચતી વેળા હું હસીહસીને બેવડ થઈ ગયેલો."**

ક્રાંતિકારી ઘટનાઓ, કામદારોના વિજયો, અને મૂડીવાદી પદ્ધતિની કટોકટીઓના સમાચાર આવે ત્યારે માર્ક્સના પરિવારમાં ખાસ ઉલ્લાસ ફેલાઈ જતો. દાખલા તરીકે, ૧૮૫૭માં અમેરિકામાં કટોકટી ફાટી નીકળી ત્યારે એમ બનેલું. એથી માર્ક્સનું આવકનું એકમાત્ર સાધન, અખબાર માટે લખવાનું કામ, લગભગ સાવ છીનવાઈ ગયું હોવા છતાં, તે ખુશખુશાલ થઈ

* Marx, Engels, *Werke*, Bd. 30, S. 604.

** Marx, Engels, *Werke*, Bd. 36, Berlin, 1967, S. 36.

ગયા હતા. તેમની કામ કરવાની અગાઉની શક્તિ પાછી આવી ગઈ હતી, અને તે બમણા જોમથી મહેનત કરવા લાગ્યા હતા, દિવસે રોજિંદી રોટી રળવા માટે, અને રાતે રાજકીય અર્થશાસ્ત્રને લગતું કાર્ય પૂરું કરવા માટે, મહેનત કરતા.

અને ફરી વાર ૧૮૬૧માં નવી નાણાકીય કટોકટી ફાટી નીકળી ત્યારે: "હું આ કંગાલ સંજોગોથી મુક્ત હોત, મારા કુટુંબને ગરીબીના ઢસરડાઓની પીડા વગરનું નીરખી શકતો હોત, તો ડિસેંબરની નાણાકીય પદ્ધતિના ફજેતાથી, જેની આગાહી હું *Tribune* અખબારમાં લાંબા વખતથી અને બહુ બહુ વાર કરતો રહ્યો હતો એ ફજેતાથી, મારા મનમાં કેવી ખુશાલી છલકાઈ ઊઠી હોત!"*

તેજસ્વી જ્ઞાન ધરાવતા માર્ક્સ પોતાના પરિવારને, મૂડીદારના પંડિતિયા ખાંધિયાઓ જીવતા હતા એવી સગવડભરી જિંદગી, બેશક સહેલાઈથી પૂરી પાડી શક્યા હોત. પરંતુ તે વિજ્ઞાનને પૈસા કમાવાના સાધનમાં પલટાવી નાખવાની બાબતને, વિજ્ઞાનની ખોટી રજૂઆત જેટલી જ ઘૃણાસ્પદ ગણતા હતા. તેમણે એવું કદમ ઉઠાવવાને બદલે મોતને ભેટવાનું પસંદ કર્યું હોત.

તે આવકના સાધન તરીકે એવી પ્રવૃત્તિ પસંદ કરતા કે જે વિજ્ઞાન સાથે સંકળાયેલી ન હોય. પરંતુ એવી રીતે આવક મેળવવાના પ્રયત્નો પણ નિષ્ફળ થઈ ગયા. તેમણે રેલવેના કારોબારમાં નોકરી મેળવવાનો ફેંસલો કર્યો, પરંતુ ખરાબ અક્ષરને કારણે તેમને નનૈયો પરખાવી દેવામાં આવ્યો.

માર્ક્સ બધી કસોટીઓ અને વિપદાઓ છતાં પોતાના લક્ષ્ય તરફ દૃઢતાથી આગળ ધપતા રહ્યા. *Capital* કૃતિ લખવામાં

* Marx, Engels, *Werke*, Bd. 30, S. 200.

બહુ લાંબો સમય લાગી ગયો એ હકીકત નહિ, પરંતુ એવા સંજોગોમાં તે કોઈ રીતે લખાઈ ગઈ એ હકીકત, નોંધપાત્ર છે.

ઘણી વાર કહેવામાં આવે છે કે પ્રતિભા એટલે ધીરજ. માર્ક્સના સંબંધમાં એમ કહેવામાં અલ્પોક્તિ થાય. માર્ક્સને વૈજ્ઞાનિક અભ્યાસો ચાલુ રાખવા માટે ઘણાં વર્ષો દરમિયાન લોખંડી, લગભગ અતિમાનુષી, મનોબળ દાખવવું પડ્યું હતું, ખરેખર આખરી હદ સુધીની મહેનત કરવી પડી હતી, અને તેમની તબિયત એટલી બધી કથળી ગઈ હતી કે તેમને બધો વખત જાણે કબર નજીક હોવાની લાગણી થતી.

પરંતુ કોઈ જાતનાં સંકટો એ માનવીને તોડી શક્યાં નહિ.

તે ગર્વની લાગણીમાં મસ્તક ઊંચું રાખીને પોતે તરુણાવસ્થામાં પસંદ કરેલા પંથે, આકરા બદલાની કશી ફિકર વગર જ્ઞાનનો અગ્નિ લોકોને પહોંચાડવાનો નિર્ધાર કરી ચૂકેલા પ્રોમીથિયસના શહીદીના પંથે, ચાલતા રહ્યા હતા. પ્રોમીથિયસની જેમ જ માર્ક્સે, "પાર્થિવ દેવો"ના ચાકરો તરફથી તેમની સામે રજૂ કરવામાં આવતી બધી તડજોડોને, નકારી કાઢી હતી.

માર્ક્સની *Capital* કૃતિના પ્રથમ ગ્રંથ માટે ચૂકવવી પડેલી કિંમતનું વર્ણન તેમણે પોતે, જર્મન લોકશાહીવાદી ઝીગફ્રીડ મેયેરને લખેલા એક પત્રમાં, અજબ જોમ અને નિખાલસતાથી કર્યું છે. મેયેર માર્ક્સને મિત્રતાની લાગણી ભરેલા પત્રો લખતો રહેતો. એ પત્રો માર્ક્સને આખા "ત્રાસદાયક ગાળા" દરમિયાન ખૂબ ખુશી અને ખરો દિલાસો આપતા રહેલા. માર્ક્સે લખેલું કે સત્તાવાર દુનિયા સામે આકરો સંઘર્ષ ચલાવતી વેળા તેનું ઓછું મૂલ્યાંકન કરવાની શક્તિ પોતાનામાં ઓછામાં ઓછી હતી.

માર્ક્સે આગળ લખ્યું છે: "ઠીક, તો મેં તમને જવાબ કેમ ન આપ્યો? કારણ કે હું સતત કબરની કોર નજીક ઘૂમરાતો હતો. એટલે હું કામ કરી શકું એવી દરેક ઘડી મારે મારું પુસ્તક, જેને ખાતર મેં તંદુરસ્તી, સુખ, અને કુટુંબની કુરબાની આપી છે એ પુસ્તક, પૂરું કરવામાં લગાવી દેવી પડતી હતી, હું માનું છું કે આ ખુલાસામાં કશું ઉમેરવાની જરૂર નથી. કહેવાતા 'વ્યવહારુ' માણસો અને તેમનું શાણપણ જોઈને હું હસું છું. માણસ આખલો બનવાનું પસંદ કરી લે તો બેશક માનવજાતિની વિપદાઓ તરફ પીઠ ફેરવીને ઊભો રહી શકે અને પોતાની સલામતીની ખેવના રાખી શકે. પરંતુ હું મારા પુસ્તકને તદ્દન પૂરું, ઓછામાં ઓછું હસ્તપ્રતના રૂપમાં પુરું, કરી લીધા વગર ખલાસ થઈ ગયો હોત તો મેં ખરેખર પોતાને **અવ્યવહારુ** ગણ્યો હોત."*

સીધો દિલમાંથી આવેલો એવો એકરાર આપણાં મનમાં એ કૃતિની યાદ તાજી કરાવે છે કે જેના થકી માર્ક્સે પોતાના જીવનના પંથનો આરંભ કર્યો હતો—વ્યવસાયની પસંદગી વિશે તેમનો શાળાંત નિબંધ. આપણને યાદ છે કે તરુણ માર્ક્સે તેમાં માનવજાતિને ખાતર કાર્ય કરવાની, સૌના કલ્યાણ ખાતર વ્યક્તિગત સુખસગવડ કુરબાન કરી દેવાની, પોતાની ઝંખના વિશે લખ્યું હતું.

તરુણાવસ્થાના એ વિચારમાં ખાલી સુંદર વાક્ય જ અંકિત નહોતું. માર્ક્સના સમગ્ર જીવનનું માર્ગદર્શન એ વિચારના આધારે થયું હતું. તેમની બધી કૃતિઓમાં એ જ વિચાર કેંદ્રભાવના બની રહ્યો હતો. અને શાળાના નિબંધ પછી બત્રીસ વરસે તે *Capital* કૃતિ પ્રગટ કરી રહ્યા હતા ત્યારે, ગુલાબી

---

* Marx, Engels, *Selected Correspondence*, p. 173

તરુણાવસ્થાના સુદૂરના સમયે પોતે કહેલા શબ્દોને, ગર્વ અને સંતોષની લાગણીથી દોહરાવી શકે એમ હતા:

"આપણે જીવનમાં એવી સ્થિતિ પસંદ કરી હોય કે જેમાં આપણે માનવજાતિને ખાતર વધારેમાં વધારે કાર્ય કરી શકીએ તો કોઈ પણ જાતના બોજા આપણને નમાવી ન શકે કારણ કે તેમાં સૌના લાભ ખાતર કરવામાં આવતી કુરબાનીઓ અંકિત હોય છે."



## પ્રતિભાની જોડાજોડ બીજી પ્રતિભા

હું હજી માર્ક્સ અને એંગેલ્સના "પ્રેમમાં" છું, અને તેમની કોઈ જાતની નિંદા સ્વસ્થતાથી સાંખી શકતો નથી. ના, એ તો ખરા લોકો હતા! આપણે તેમની પાસેથી શીખવું જોઈએ. આપણે એ આધારને છોડવો ન જોઈએ.*

**લેનિન**

ઓગણીસમી સદીના નવમા દાયકાના આરંભમાં પશ્ચિમ યુરોપ પૅરિસના કોમ્યુનવીરોના આંચકાઓથી હજી ખળભળી રહ્યું હતું. રૂસી સામ્રાજ્ય ઉદારમતવાદની રમત રમી લીધા પછી તેના અસ્તિત્વના અત્યંત ઘેરા તથા પ્રત્યાઘાતી દાયકાઓમાંના એકમાં દાખલ થયું હતું. એ સમય એવો હતો કે જ્યારે "ધાંધલ કરનારાઓને" તથા "ઉદારમતવાદીઓને" દેશમાંથી સાફ કરી નાખવાની અને ખેતગુલામી ફરી સ્થાપવાની વાતો શરૂ થઈ હતી, પ્રગતિશીલ રૂસી બુદ્ધિજીવીઓનાં દિલોમાં હતાશા અને નાઉમેદી ભરાઈ ગઈ હતી.

---

* V. I. Lenin, "To Inessa Armand, January 30, 1917", *Collected Works*, Vol. 35, p. 281.

દૂરનાં એ લૂખાં વરસોમાં,
નીંદર ને અંધકારનું રાજ હતું ઇન્સાનોનાં દિલોમાં:
અને પોબેદોનોસ્ત્સેવે* રશિયાની ઉપર
ગંજાવર ઘુવડ પાંખો ફેલાવી હતી.
અને નહોતી રાત કે દિવસ પણ નહોતો,
હતો ખાલી તેની પાંખોનો પડછાયો બહુ ઘેરો.

(એ. બ્લોક, 'બદલો')

એ સમયે કેટલાક યુરોપી વિદ્વાનો માનતા હતા કે ક્રાંતિકારી આંદોલનનું કેંદ્ર રશિયામાં ફેરવાઈ રહ્યું છે, અને હવે પછી ક્રાંતિકારી આંદોલનના નવા જુવાળની તથા સમાજવાદી પુનર્નિર્માણની બધી આશાઓ એ દેશ જોડે સંકળાયેલી રહેશે. તેમાંના એક વિદ્વાન ફ્રેડરિક એંગેલ્સ હતા. એંગેલ્સે ૧૮૮૩માં લંડનમાં સક્રિય રૂસી ક્રાંતિકારી અને સમાજવાદી ગેર્માન લોપાતીન સાથેની વાતચીતમાં નીચે મુજબ જણાવ્યું હતું. "હવે બધો આધાર એ બાબત ઉપર છે કે તાત્કાલિક ભવિષ્યમાં પિટર્સબર્ગમાં શું કરવામાં આવે છે, આખા યુરોપમાં બધા વિચારશીલ, દૂરંદેશ, અને ભેદક દૃષ્ટિવાળા લોકોની નજર હવે એ શહેર ઉપર મંડાયેલી છે."

પછી તેમણે પોતાના વિચારો વધારે ચોકસાઈથી વ્યક્ત કર્યા હતા: "રશિયા વર્તમાન સદીનું ફ્રાંસ છે. નવી સામાજિક પુનર્ઘટનાની ક્રાંતિકારી પહેલકદમી અધિકારની રૂએ અને કાયદેસર રીતે તેના અખત્યારમાં છે..."*

છેલ્લા રૂસી ઝાર નીકોલાઈ બીજાનું અને તેના અમલના અંજામનું તેમણે કરેલું વર્ણન પણ ખૂબ દૂરંદેશી છે:

"તે અરધો ચક્રમ છે, નબળું માનસ અને શરીર ધરાવે છે, અને એ બાબત એવા માણસના બિનમક્કમ શાસનનું સૂચન કરે છે કે જે પરસ્પર ટકરાતા કાવાદાવાઓ કરનારા લોકોના હાથમાં ખાલી રમકડું બની રહેશે, અને રૂસી આપખુદ પદ્ધતિના કાયમી ખાતમા માટે એ જરૂરી છે."**

એંગેલ્સની એ દૂરંદેશી અદ્‌ભુત લાગે ખરી, પરંતુ તેમાં દૈવનિર્મિત કે અસાધારણ કશું નહોતું, બેશક એંગેલ્સના અસાધારણ તથા અપવાદરૂપ વ્યક્તિત્વ સિવાય.

એંગેલ્સની દૂરદૃષ્ટિ તેમની આસપાસના લોકોને ઘણી વાર વિસ્મયમાં ગરકાવ કરી દેતી. માર્ક્સ તરફથી પ્રગટ થતા *Neue Rheinische Zeitung* અખબારમાં ૧૮૪૮ની ક્રાંતિ દરમિયાન ક્યારેક હંગેરીના ક્રાંતિકારી યુદ્ધ વિશેના લેખો છપાતા. એ લેખો માહિતીની દૃષ્ટિએ એટલા ભરચક અને આગાહીઓની બાબતમાં એટલા સાચા રહેતા કે તેમને હંગેરીની સેનાના એક આગેવાનના લેખો માની લેવામાં આવતા. પરંતુ એ લેખો વાસ્તવમાં જર્મનીમાં એવા યુવાને લખ્યા હતા કે જે હંગેરી કદી ગયો જ નહોતો. એ યુવાનનું નામ ફ્રેડરિક એંગેલ્સ હતું.

---

* પોબેદોનોસ્ત્સેવ કે. પી. (૧૮૨૭-૧૯૦૭)— ઝારશાહી રશિયામાં પ્રત્યાઘાતી રાજકારણી, સીનોદનો (રશિયાના ઓર્થોડોક્સ ચર્ચનું સર્વોચ્ચ વહીવટી ઘટક) મુખ્ય સંચાલક. ક્રાંતિકારી આંદોલનનો કટ્ટર વિરોધી, નિરંકુશ આપખુદશાહીનો જોરદાર સમર્થક, વિજ્ઞાન અને કેળવણીનો ભયંકર દુશ્મન.

* *Reminiscences of Marx and Engels*, p. 205.

** Marx, Engels, *Werke*, Bd. 39, Berlin, 1968, S. 313.

૧૮૭૦માં ફ્રાંસ-પ્રશિયા યુદ્ધ દરમિયાન ધંધાદારી લશ્કરી માણસોનું ધ્યાન એંગેલ્સના લેખો તરફ ખેંચાયું હતું કારણ કે તેમણે સેદાનની લડાઈની તથા ફ્રેંચ લશ્કરના પરાજયની આગાહી કરી હતી. એ વખતથી તે માર્ક્સના પરિવારમાં "જનરલ"ના અરધા ટીખળિયા નામે ઓળખાવા લાગ્યા. તેનું બીજું એક કારણ તેમની લશ્કરી અદાનું હતું. તે મોટી ઉંમરે પહોંચી ગયા ત્યારે પણ તેમના પરિચિતો એવી અદાથી પ્રભાવિત થતા. ફ્રેડરિક લેસનેરે તેમનું વર્ણન નીચે મુજબ કર્યું છે: "એંગેલ્સ... ઊંચા અને પાતળા હતા, તેમનાં હલનચલન વેગીલાં અને જોમદાર હતાં, તે ટૂંકી અને નિર્ણાયક રીતે બોલતા, તેમની કાયા ટટ્ટાર રહેતી અને તેમને સૈનિક જેવી અદા બક્ષતી."*

પરંતુ, તેમના ઘણા ઘણા અભ્યાસોમાં ગહનતા હોવા છતાં, લશ્કરી વ્યૂહની બાબત તો તેમને માટે ઘણી રુચિઓમાંની કેવળ એકના સ્થાને જ રહી હતી; શક્તિઓની સમૃદ્ધિથી છલકાતું તેમનું વ્યક્તિત્વ અનેક રુચિઓ ધરાવવા શક્તિમાન હતું અને ધરાવતું હતું. તેમની રુચિઓના એવા વૈવિધ્યમાં જ, તેમના જ્ઞાન અને પ્રતિભાની એવી સર્વવ્યાપકતામાં જ, કદાચ તેમનું અત્યંત વિશિષ્ટ લક્ષણ અંકિત હતું. ઓગણીસમી સદીએ સંસ્કૃતિનાં બધાં ક્ષેત્રોમાં ચિંતન અને માનસની વિરાટ હસ્તીઓને પેદા કરી હતી. પરંતુ એવી તેજસ્વી પૃષ્ઠભૂમિમાં પણ માર્ક્સની જેમ એંગેલ્સનું જ્ઞાનકોશ સમું જ્ઞાન અનન્ય લાગે છે. એ સંબંધમાં તેમની સરખામણી એરિસ્ટોટલ, લેઓનાર્દો દા વીન્ચી, ગેટે, અને હેગેલ સાથે થઈ શકે. તમે પોતે જ મુલવણી કરો: એંગેલ્સ તત્ત્વજ્ઞાની, રાજકીય અર્થશાસ્ત્રી, ઇતિહાસકાર, ભાષાવિજ્ઞાની,

---

* *Reminiscences of Marx and Engels*, p. 174.

સાહિત્ય વિવેચક, અનુવાદક, અને રાજકીય સમીક્ષક હતા. તેમને વાસ્તવિક સમાજ વૈજ્ઞાનિક સંશોધનના સંસ્થાપક ગણાવી શકાય, એ સંબંધમાં તેમની *Condition of the Working Class in England* નામે કૃતિ તેજસ્વી ઉદાહરણના સ્થાને છે. તે ભૌતિકવિજ્ઞાન, ગતિવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, જીવવિજ્ઞાન, ગણિતવિજ્ઞાન, ખગોળવિજ્ઞાન, અને કેટલાય ટેકનિકલ વિષયોની સરસ જાણકારી ધરાવતા હતા. એથી તેમને માટે *Dialectics of Nature* નામે કૃતિમાં પ્રકૃતિ વિજ્ઞાનોના સમગ્ર વિકાસનો સાર દાર્શનિક રીતે તારવવાનું શક્ય બન્યું હતું. ભાષાઓની બાબતમાં એંગેલ્સ ખરેખરા બહુભાષા નિષ્ણાત હતા અને ઘણી ભાષાઓની બોલીઓની પણ પૂરી જાણકારી ધરાવતા હતા.

એંગેલ્સ ઉત્તેજિત થઈ જાય ત્યારે જરાક તોતડું બોલતા. એક સમાજવાદીએ તેનો નિર્દેશ કરીને મજાકમાં કહેલું કે "એંગેલ્સ વીસ ભાષાઓમાં તોતડાતા બોલે છે". સાથોસાથ ઉલ્લેખ કરવો ઘટે કે એંગેલ્સની બાબતમાં સુરક્ષિત સ્થળે ભરાઈને બેસી રહેતા વિદ્વાન જેવું, સુકાઈ ગયેલા પુસ્તકિયા કીડા જેવું, કશું જ નહોતું. તે ખેલકૂદની મોજ માણતા, ઘોડેસવારી કરતા, અને શિકારે જતા. કિસ્મતે એવો ફેંસલો પણ કર્યો હતો કે તે ગુમાસ્તાની, વેપારીની, વ્યાપારી પ્રવાસીની, ઉદ્યોગપતિની, અને નાણાં ધીરનારની ફરજો બજાવે. એંગેલ્સને જેમાં રુચિ ન હોય એવું જ્ઞાનનું એક પણ ક્ષેત્ર શાબ્દિક અર્થમાં નહોતું, તેમને પ્રસૂતિવિજ્ઞાન સંબંધી કૃતિઓમાં પણ રસ પડતો.

એંગેલ્સે તરુણાવસ્થામાં કવિતાના ક્ષેત્રમાં હાથ અજમાવવાનું શરૂ કર્યું હતું અને સાહિત્ય તથા કલાના ક્ષેત્રમાં કારકિર્દી ઘડવાનો ગંભીર વિચાર કર્યો હતો. તેમની કલમે કેટલીક મહત્ત્વપૂર્ણ કાવ્યકૃતિઓ પેદા કરી હતી. એ રચનાઓ અખબારોમાં પ્રગટ

થઈ હતી અને તેમણે અખૂટ ચતુરાઈ તથા વ્યંગાત્મક તેજસ્વિતાને કારણે એ જમાનામાં સારું ધ્યાન ખેંચ્યું હતું.

એંગેલ્સે ઓગણીસમી સદીના પાંચમા દાયકાના આરંભમાં સંત્રીઓની રેજીમેન્ટમાં સ્વયંસેવક તરીકે લશ્કરી સેવા બજાવી હતી, પછી બાડેનના વિદ્રોહમાં ભાગ લીધો હતો અને ત્રણ લડાઈઓમાં લડયા હતા. તેમને ગોળીઓની ઝડીઓના સંજોગોમાં જોનારા સૌએ તેમની બહાદુરી તથા અસાધારણ સ્વસ્થતાને યાદ કરી છે.

ફ્રેડરિક એંગેલ્સ ઓગણીસમી સદીના ચોથા દાયકાના અંત સુધીમાં પોતાના ભાવિ મિત્રની સચોટ પ્રતિભા, અદમ્ય જોમ, તથા પડકારભરી જહાલ ભાવના વિશે ઘણુંબધું સાંભળી ચૂક્યા હતા. તેમનું પ્રથમ મિલન ૧૮૪૨ના નવેંબરમાં કોલોનમાં થયું હતું. એંગેલ્સ ઇંગ્લૅંડ જતી વેળા રસ્તામાં *Rheinische Zeitung* અખબારના કાર્યાલયમાં ગયા હતા અને માર્ક્સ એ અખબારના તંત્રી હતા. કેટલાંય ઉપરછલ્લાં કારણોસર એ મિલનમાંથી કોઈ જાતનો ખરો પરિચય નહોતો વિકસ્યો. પરંતુ બે વરસ પછી તેઓ ફરી પૅરિસમાં મળ્યા ત્યારે તેમને સાનંદ જાણવા મળ્યું કે બેઉ જુદાજુદા માર્ગે સમાજના વિકાસના સંબંધમાં મૂળભૂત દૃષ્ટિએ એકસરખા વિચારોએ પહોંચી ગયેલા હતા.

એક વાર તેમના માર્ગોનો ભેટો થઈ ગયો એટલે પછી છેક માર્ક્સના અવસાન સુધી એ પંથો જોડાજોડ વહેતા રહ્યા. માર્ક્સવાદ એક જ માનવીનું નામ ધરાવે છે ખરો, પરંતુ વાસ્તવમાં તેમાં બે માનવીઓનું અવિભાજ્ય કાર્ય અંકિત છે. એક વાર માર્ક્સે પોતે જ એંગેલ્સનો પરિચય પોતાના "દ્વિતીય આત્મા" તરીકે કરાવ્યો હતો.

લેનિને એક વાર કહેલું કે માર્ક્સ અને એંગેલ્સ વચ્ચેના સંબંધો માનવીય મિત્રતાના સંબંધમાં પ્રાચીનોની અત્યંત હૃદયસ્પર્શી કથાઓને પણ પાર કરી ગયા હતા. સ્પષ્ટ જણાય છે કે તેમનો નિર્દેશ ખાસ કરીને તો કેસ્ટર અને પોલક્સની મજેદાર દંતકથા તરફ હતો. ઝ્યુસ અને લેદાનો પુત્ર પોલક્સ અમર હતો, પરંતુ તેના દિલોજાન દોસ્ત કેસ્ટરની બાબતમાં એમ નહોતું. બન્ને એકબીજાથી નિરાળા હતા અને જુદીજુદી પ્રતિભાઓ ધરાવતા હતા. કેસ્ટર તેજસ્વી નિપુણતાથી રથ હાંકી શકતો, અને પોલક્સ અજોડ લડવૈયો હતો. તેઓ ભેગા મળીને અજેય બની રહેતા અને ઘણીબધી વાર દુશ્મનને પલાયન થઈ જવાની હાલતમાં મૂકી દેતા. બન્ને એક જ નામે, ડીઓસ્કુરી તરીકે, ઓળખાતા હતા.

પરંતુ એક દિવસે કેસ્ટર લડાઈમાં ખપી ગયો. પોલક્સનો શોક કોઈ રીતે ઓસરતો નહોતો. તેણે ઝ્યુસ પાસે જઈને પિતાને અરજ કરી કે તેની અમરતા લઈ લેવામાં આવે અને તેને છાયાજગતમાં, પ્રેતલોકમાં, મિત્ર પાસે જવા દેવામાં આવે. શાણા ઝ્યુસે સમસ્યાનો ઉકેલ જુદી રીતે આણ્યો. તેણે મિત્રો વચ્ચે અમરતાનો સરખો ભાગ પાડી આપ્યો, જેથી દરેક મિત્ર અરધો સમય પ્રેતલોકમાં અને બાકીનો અરધો સમય ઓલીમ્પસમાં ગાળે.

એવી નિ:સ્વાર્થ મિત્રતા દેવોનાં હૃદયોને સ્પર્શી ગઈ અને તેમણે ખુશ થઈને કેસ્ટર તથા પોલક્સને ઊંચે આકાશમાં સ્થાન આપ્યું. ત્યાં તેઓ જેમીની તારકવૃંદમાં ચળકે છે. પ્રભાતનો તારક અને સંધ્યાનો તારક: એક પ્રેતલોકમાં નીચે સરકે છે અને બીજો ઓલીમ્પસથી ઊંચે પહોંચી જાય છે.

ડીઓસ્કુરીની જેમ જ માર્ક્સ અને એંગેલ્સ પણ માનસ અને ચારિત્ર્યની બાબતમાં એકસરખા બીબામાં ઢળાયેલા નહોતા. પરંતુ

ચોક્કસ એ જ કારણસર તેઓ એકબીજાના બહુ સરસ પૂરક બની રહ્યા હતા.

લોકો સામાન્ય રીતે એંગેલ્સના એવા શબ્દો ટાંકતા હોય છે કે તે હંમેશાં માર્ક્સથી “ગૌણ સ્થાને” રહ્યા હતા. અને ખરેખર એમ જ હતું. પરંતુ માર્ક્સના નિવેદનને પણ લક્ષમાં રાખવું ઘટે. તેમણે એક વાર મિત્રને લખેલા પત્રમાં એકરાર કર્યો હતો: “તમે જાણો છો કે દરેક બાબત ૧) મારા મનમાં મોડેથી આવે છે, અને ૨) હું હંમેશાં તમારે પગલે પગલે ચાલું છું.”*

એંગેલ્સની બધી અસાધારણ શક્તિઓ છતાં બુદ્ધિપ્રભાના સર્જનાત્મક સામર્થ્યની, નિરંતર વેધક સંશોધનની દૃઢતા અને ગહનતાની, શૈલીના શ્રેષ્ઠ દ્વંદ્વાત્મક લાલિત્ય તથા સામાન્ય તારવણીઓની સૂત્રાત્મક ચોક્સાઈની, બાબતમાં માર્ક્સની સાથે તેમની સરખામણી બેશક ન જ થઈ શકે. પરંતુ અમુક બાબતોમાં એંગેલ્સની સ્થિતિ ચડિયાતી હતી: તેમને નૂતનની સમજણ હાંસલ કરી લેવાનું તથા તેને ફરી ઘાટ આપવાનું વધારે સહેલું પડતું, તે એક જ વિષયના અભ્યાસમાં લાંબા વખત સુધી અટવાયેલા ન રહેતા, અને વિજ્ઞાન તથા સંસ્કૃતિનાં અત્યંત વિવિધ ક્ષેત્રોમાંની સામગ્રીનો સમન્વય વધારે મુક્ત રીતે કરતા.

એંગેલ્સના સંબંધમાં જાણીતા સોવિયેત અભ્યાસી સેરેબ્રિયાકોવે કરેલી સમુચિત તુલના ટાંકતાં, હળવાં હથિયારો સજેલા યોદ્ધા એંગેલ્સ વધારે વેગીલું હલનચલન કરતા, વધારે મુક્ત રીતે દાવપેચ લડતા, અને દુશ્મનોના કિલ્લાઓ ઉપર વધારે વહેલો હલ્લો કરતા. એ બાબત વૈજ્ઞાનિક સામ્યવાદના સંસ્થાપકોના માનસિક વિકાસની આરંભની કક્ષાઓમાં જ સ્પષ્ટ થઈ ગઈ હતી.

---

* Marx Engels *Werke*, Bd. 30, S. 418.

એંગેલ્સ માર્ક્સથી બે વરસ નાના હોવા છતાં, પહેલાં કવિ તરીકે અને પછી સમીક્ષક તરીકે તેમની કૃતિઓ અખબારોમાં વહેલી પ્રગટ થઈ હતી. તે હયાત સામાજિક વ્યવસ્થાનો વિરોધ કરવામાં વધારે ઝડપી રહ્યા હતા અને માર્ક્સની પહેલાં ક્રાંતિકારી લોકશાહીવાદી તથા પ્રજાસત્તાકપંથી બની ગયા હતા. બેઉમાંથી પહેલાં તે એ જમાનાના રૂપના તરંગી સમાજવાદ તથા સામ્યવાદ તરફ વળ્યા હતા, રાજકીય અર્થશાસ્ત્રની મીમાંસા પહેલાં તેમણે કરી હતી. એંગેલ્સને પગલે પગલે જ માર્ક્સને પ્રકૃતિ વિજ્ઞાનોની સિદ્ધિઓમાં રસ પેદા થયો હતો.

પરંતુ હકીકત તો રહે જ છે કે એંગેલ્સ તેજસ્વી રેખાચિત્રો મૂકી ગયા છે અને માર્ક્સ શકવર્તી કૃતિઓ મૂકી ગયા છે. દરેકની આગવી શૈલી હતી, પોતાની વિશિષ્ટ પ્રતિભાઓ હતી, વૈજ્ઞાનિક રુચિઓનું આગવું વર્તુળ હતું. પરંતુ એથી તેમના પરસ્પર આકર્ષણમાં વધારો જ થયો હતો. માર્ક્સ એંગેલ્સને જ્ઞાનકોશ ગણતા, અને દિવસ કે રાતના કોઈ પણ સમયે કામ કરવાની તેમની શક્તિને બિરદાવતા, તે ઝડપથી લખતા “શયતાન જેવા” તેજ હતા એ હકીકતની પ્રશંસા કરતા.

રાજકીય અર્થશાસ્ત્રને લગતા તેમના અભ્યાસો વધારે વિગતવાર છણાવટને પાત્ર છે. ૧૮૪૪માં એંગેલ્સનો *Outlines of a Critique of Political Economy* નામે લેખ *Deutsch-Französische Jahrbücher* સામયિકમાં પ્રગટ થયો હતો. લેખકની ઉંમર માત્ર ચોવીસ વરસની હતી. પરંતુ લેખમાં આધુનિક સમાજના જીવનના મૂળભૂત સવાલો એટલી હિંમતથી અને સચોટ રીતે ઉઠાવવામાં આવ્યા હતા, પરંપરિત રાજકીય અર્થશાસ્ત્રના જે મતાગ્રહો વિશે અગાઉ ક્યારેય કોઈએ શંકા

આવી હતી, કે એંગેલ્સ તરત એ ક્ષેત્રના સંબંધમાં સ્વીકૃત અધિકારી બની ગયા. લેખમાં કેટલાય મૂળભૂત દૃષ્ટિએ નવા વિચારો સામેલ હતા, અને માર્ક્સે આગળ જતાં તેમને *Capital* કૃતિમાં વિકસાવ્યા હતા. એ લેખ હકીકતમાં વૈજ્ઞાનિક સમાજવાદનો પહેલો આર્થિક નિબંધ હતો. માર્ક્સે *Capital* કૃતિમાં તેનો નિર્દેશ ઘણી વાર કર્યો છે.

એંગેલ્સે એક વરસ પછી પોતાની *Condition of the Working Class in England* નામે કૃતિ પ્રગટ કરી. તેમાં પારાવાર હકીકતી સામગ્રી હતી, અને લેખકે એ સામગ્રીના આધારે સર્વહારા વર્ગ વિપદામાં અટવાતો હોવાનો નિષ્કર્ષ તારવ્યો હતો એટલું જ નહિ પરંતુ સમાજમાં તેની ક્રાંતિકારી ભૂમિકા પણ સાબિત કરી દીધી હતી. ઘણાં વર્ષો પછી માર્ક્સે એંગેલ્સને સંબોધિત પત્રમાં લખ્યું હતું કે એ કૃતિ કેવી તાજગીથી અને ભાવાવેગી રીતે લખાયેલી હતી, તેમણે કૃતિમાં રજૂ થયેલી હિંમતભરી દૂરંદેશીની, તથા તેમાં કોઈ જાતની વિદ્યાકીય અથવા વૈજ્ઞાનિક શંકાઓની ગેરહાજરીની, પ્રશંસા કરી હતી.

લેનિને પણ એંગેલ્સના પુસ્તકનું બહુ ઊંચું મૂલ્ય આંક્યું હતું. તેમણે અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે "હકીકતમાં કામદાર વર્ગની હાડમારીનું એવું ચોટદાર અને સત્યદર્શી ચિત્ર ૧૮૪૫ પહેલાં કે ૧૮૪૫ પછી ક્યારેય પ્રકાશિત નથી થયું."*

એવો તેજસ્વી પ્રથમ પ્રવેશ કરનારા સંશોધકની બીજી મોટી કૃતિ ૧૮૭૮માં પ્રગટ થઈ હતી. એંગેલ્સનાં એ બે પુસ્તકો

---

*વ્લા. ઇ. લેનિન, 'ફ્રેડરિક એંગેલ્સ', 'કાર્લ માર્ક્સ અને તેમના સિદ્ધાંતો', પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૮૧, પૃષ્ઠ ૪૫

વચ્ચેનો સમયાંતર તેત્રીસ વરસનો હતો. ખરી વાત છે કે એ વર્ષો પૂરેપૂરી સાહિત્યિક ચુપકીનો ગાળો નહોતાં બની રહ્યાં. એંગેલ્સે અખબારો તથા પુસ્તિકાઓમાં સંખ્યાબંધ લેખો પ્રગટ કર્યા હતા, પરંતુ દુર્ભાગ્યે તે કોઈ મોટી કૃતિનું કાર્ય હાથમાં નહોતા લઈ શક્યા. એ બાબત કદાચ તેમના જીવનનાં અત્યંત કરુણ પાસાંઓમાંના એકને અંકિત કરે છે.

૧૮૪૯ના અંતમાં, માર્ક્સ અને એંગેલ્સે જર્મનીમાં જેમાં અત્યંત સક્રિય તથા પ્રત્યક્ષ ભૂમિકા ભજવી હતી એ ઘટનાઓ પછી, બન્ને ઇંગ્લૅંડમાં વસવા જતા રહ્યા હતા. માર્ક્સ અને તેમનો પરિવાર એ વખતે ગુજરાનાં કોઈ જાતનાં સાધનો લગભગ બિલકુલ નહોતા ધરાવતા. તેમને મદદ કરવા માગતા એંગેલ્સ માંચેસ્ટરમાં સ્થાયી થયા અને કાપડમિલના કાર્યાલયમાં કારકુન તરીકે કામ કરવા લાગ્યા. તેમના પિતા એ કાપડમિલમાં ભાગીદાર હતા. એ "વ્યાપારી ગુલામી"માં તેમણે વીસ વરસ કુરબાન કરી દીધાં હતાં! એ પૂરા સમય દરમિયાન માર્ક્સ અને એંગેલ્સ વચ્ચે ચેતનમય પત્રવ્યવહાર ચાલતો રહ્યો હતો, અને વૈભવની જિંદગી કોઈ રીતે ન જીવતા એંગેલ્સ લગભગ દરેક પત્રમાં લખતા કે પોતે નાનકડી રકમનો ચેક મોકલ્યો છે. ફ્રાંઝ મેહરીંગે સમુચિત નોંધ લીધી છે કે એવી કુરબાની આપવામાં તેમ જ સ્વીકારી લેવામાં એકસરખી ઉમદા ભાવના આવશ્યક હતી. એ બાબતમાં ખાલી ભૌતિક મદદનો સવાલ નહોતો.

*New-York Daily Tribune* અખબાર તરફથી માર્ક્સના લેખોની માગણી કરવામાં આવી ત્યારે એંગેલ્સ તેમનું ભાષાંતર અંગ્રેજીમાં કરી આપતા કારણ કે મિત્રને એ ભાષામાં વિચારો વ્યક્ત કરવાની પૂરી હથોટી હજી નહોતી લાધી.

મુશ્કેલ સમસ્યાઓની ચર્ચાવિચારણા એંગેલ્સ સાથે કરતા. તે એંગેલ્સના અભિપ્રાયને અત્યંત મહત્ત્વનો ગણતા. તેમણે તેમના જીવનના લંડનના ગાળામાં મિત્રની સલાહ લીધા વગર એક પણ અમલી કદમ નહોતું ઉઠાવ્યું અથવા એક પણ કૃતિ પ્રગટ નહોતી કરી.

*The Holy Family* અને *The German Ideology* અંગેના તેમના સર્જનાત્મક સહયોગમાંથી ઉદય પામેલી તેમની મિત્રતા ક્રાંતિકારી પ્રવૃત્તિ થકી પાકી બની હતી અને વર્ષોના વહેણ સાથે વધારે મક્કમ બનતી ગઈ હતી. તેમનો માનસિક સહયોગ એટલો મજબૂત હતો કે તેઓ એકબીજા વગર રહી નહોતા શકતા.

માર્ક્સની સ્વમાનની લાગણી બહુ સહેલાઈથી દુભાઈ જતી, પરંતુ તેમને પોતાની ટીકા થાય ત્યારે જેટલું માઠું લાગતું એથી વધારે માઠું એંગેલ્સની ટીકા થાય ત્યારે લાગતું. ભાડૂતી કલમબાજો તરફથી તેમની ઉપર કરવામાં આવતા ઝેરીલા પ્રહારોને તે દાર્શનિક સ્વસ્થતાથી સહી લેતા, જવાબ આપવાની ફિકર ન કરતા. પરંતુ એંગેલ્સના માનનો સવાલ આવે ત્યારે માર્ક્સ તરફથી કશી છૂટ કે દયાની અપેક્ષા બિલકુલ ન રાખી શકાતી. તે સીધા લડાઈમાં ઝંપલાવી દેતા. ૧૮૫૦માં કોઈ મ્યુલેર-ટેલેરીંગે એંગેલ્સની નાલેશી કરતો પત્ર 'કામદાર મંડળ'ને લખેલો ત્યારે માર્ક્સ સારી પેઠે ઊકળી ગયેલા. તેમણે સંયમી કોપ પ્રગટ કરીને નીચેની પંક્તિઓમાં કંગાલ નિંદાખોરને ફટકા લગાવ્યા હતા:

"ગઈકાલે 'કામદાર મંડળ'ને સંબોધિત તમારો પત્ર જોઈને, તમારા તરફથી એંગેલ્સની શરમજનક નાલેશી પછી તમે તમારા માનની રક્ષા કરવા હજી શક્તિમાન હોત તો મેં તમને દ્વંદ્વ લડવાનો પડકાર કર્યો હોત... તમે તમારાં તુચ્છ હિતો, તમારી ઈર્ષા,

મહાન પ્રતિભાને ન પારખી હોવા અંગેના અસંતોષમાંથી પેદા થયેલી તમારી ખીજને ક્રાંતિકારી ઝનૂનના જે દંભી બુરખા હેઠળ છુપાવી રાખવામાં હાલ સુધી કામયાબ રહ્યા છો તેને ફાડી નાખવા માટે હું જુદા ક્ષેત્રમાં તમારી સાથે મુકાબલાની વાટ જોઉં છું..."*

અને એંગેલ્સ પણ મિત્રના માનની રક્ષાનો સવાલ આવે ત્યારે એવી જ પ્રતિક્રિયા કરતા.

*Capital* કૃતિના વિચારોની જૂઠી રજૂઆત કરવાની તથા તેમને વિકૃત બનાવી દેવાની ખાસ કામગીરી કરનાર અણઘડ અર્થશાસ્ત્રી આચીલ લોરિયાની તેમણે ખીજભરી ઝાટકણી કાઢી નાખી હતી: "કાર્લ માર્ક્સ વિશેનો તમારો લેખ મને મળ્યો છે. તમને તેમના સિદ્ધાંતની સખતમાં સખત ટીકા કરવાની અને તેને ખોટી રીતે સમજવાનીયે છૂટ છે, તમને નર્યા તરંગવિહારનો નમૂનો માર્ક્સની જીવનકથામાં ઉમેરવાની છૂટ છે, પરંતુ તમને જેની છૂટ નથી, અને જેની છૂટ હું કોઈને કદી નહિ આપું, એ છે મારા મરહૂમ દોસ્તના ચારિત્રની નાલેશી કરવાનું કરતૂત."**

એંગેલ્સ લંડન ગયા અને મિત્રો રૂબરૂ મળ્યા ત્યારે માર્ક્સના ઘરમાં ખરી ખુશી છવાઈ ગઈ હતી. માર્ક્સની પુત્રીઓ એંગેલ્સને પોતાના બીજા પિતા તરીકે ગણતી. કહેવું મુશ્કેલ છે કે ઘણાં વરસો દરમિયાન એંગેલ્સની નિ:સ્વાર્થ સહાય વગર માર્ક્સ અને તેમના કુટુંબની દશા કેવી થઈ હોત. એંગેલ્સે જાણીજોઈને પોતાની વૈજ્ઞાનિક રુચિઓને પડતી મૂકી દીધી હતી, મિત્રના વૈજ્ઞાનિક અભ્યાસોને ખાતર તેમની કુરબાની આપી દીધી હતી. માર્ક્સના દિલમાં એ બાબતનો ભારે રંજ હંમેશાં રહ્યો હતો.

---

* Marx, Engels, *Werke*, Bd. 27, Berlin, 1965, S. 526.

માર્ક્સે ૧૮૬૭ના ઑગસ્ટની ૧૬મી તારીખે સવારના બે વાગ્યે Capital કૃતિના પ્રથમ ગ્રંથનાં પ્રૂફ વાંચવાનું પૂરું કર્યું અને એંગેલ્સને લખ્યું: "તો **આ ગ્રંથ પૂરો થઈ ગયો**. કેવળ **તમારે** કારણે જ એ શક્ય બન્યું છે. મારે ખાતર તમે આપેલી કુરબાનીઓ વગર ત્રણ ગ્રંથોને લગતું પારાવાર કાર્ય હું કદી ન કરી શક્યો હોત. હું તમને ભેટું છું, આભારની છલકાતી લાગણીઓ સાથે."*

પરંતુ એંગેલ્સે પોતાની સ્થિતિ વિશે કદી ફરિયાદ નહોતી કરી કે અફસોસ નહોતો કર્યો. તે પોતાના કામના સંબંધમાં એવા આનંદી અને સ્વસ્થ રહેતા કે જાણે "દુકાને જવા" અને ઑફિસમાં બેસી રહેવા જેવું મઝાનું બીજું કંઈ દુનિયામાં હોય જ નહિ.

એંગેલ્સની બાબતમાં તેનો ખરો મતલબ, તેમની "સખત મહેનતની કેદ"નો અંત આવી રહ્યો હતો ત્યારે તેમને ઘેર જઈને મળતી રહેલી એલીનોર માર્ક્સ-એવેલીંગનાં સ્મરણોમાં કરવામાં આવેલા નીચેના ઉલ્લેખમાં જોવા મળે છે:

"તે છેલ્લી વાર ઑફિસે જવા સવારે બૂટ પહેરતી વેળા બોલી ઊઠેલા: 'છેલ્લી વાર!' એ શબ્દોમાં સમાયેલી વિજયની લાગણીને હું કદી નહિ ભૂલું.

"થોડાક કલાકો પછી અમે તેમની વાટ જોતાં દરવાજે ઊભાં હતાં. અમે તેમને તેમના ઘરની સામેના નાનકડા મેદાનને પાર કરીને આવતા જોયા. તે લાકડી હવામાં વીંઝતા હતા અને ગાતા હતા, તેમનું વદન ઝળકી રહ્યું હતું. પછી અમે પ્રસંગ ઊજવવા ટેબલ ફરતે બેસી ગયાં, શેમ્પેનની મોજ માણી, અને ખુશી મનાવી.

"ત્યારે હું એ બધું સમજવા વધારે પડતી નાની હતી, પરંતુ આજે તેનો વિચાર કરું છું ત્યારે મારી આંખોમાં આંસુ છલકાઈ આવે છે."*

એંગેલ્સે એ જ દિવસે માતાને લખ્યું: "હું... સાવ નિરાળો માણસ બની ગયો છું અને જાણે દસ વરસ નાનો થઈ ગયો છું."**

જીવનનો ઉલ્લાસ, ભાવાવેગ, જોમ, તથા દરેક બાબતમાં ખાસ સ્પષ્ટતા અને હૂંફને કારણે એંગેલ્સ સૌને ખૂબ ગમી જતા. એક દિવસે માર્ક્સને હેમ્બુર્ગ ખાતેના તેમના પ્રકાશકનો પત્ર મળ્યો. તેમાં જણાવવામાં આવ્યું હતું કે એંગેલ્સ તેને મળવા ગયેલા અને એ રીતે તેને જિંદગીમાં વધારેમાં વધારે મનમોહક વ્યક્તિનો પરિચય થયો હતો.

માર્ક્સ પત્ર વાંચવાનું અધવચ્ચેથી અટકાવી દઈને ભોળપણભર્યા ગર્વની લાગણીથી બોલી ઊઠેલા: "ફ્રેડ જેટલા વિદ્વાન છે એટલા જ મિલનસાર જેને ન લાગ્યા હોય એવા માણસને મારે જોવો છે."***

માર્ક્સની પુત્રીઓએ તૈયાર કરેલી પ્રશ્નાવલિના એંગેલ્સે આપેલા હળવા જવાબો—**એકરારો**—વાંચીએ ત્યારે તે ચોક્કસ એવી જ ખુશનુમા, આનંદી, અને ચતુર વ્યક્તિ તરીકે દેખાય છે:

* Marx, Engels, *Selected Correspondence*, p. 180.

* *Reminiscences of Marx and Engels*, pp. 185-86.

** Marx, Engels, *Werke*, Bd. 32, Berlin, 1965, S. 617.

*** *Reminiscences of Marx and Engels*, p. 91.

| | |
|---|---|
| તમારો માનીતો સદ્‌ગુણ | — આનંદીપણું |
| પુરુષમાં મુખ્ય લક્ષણ | — પોતાના કામની ફિકર |
| સ્ત્રીમાં | — ચીજો આડીઅવળી ન મૂકી દેવી તે |
| તમારું મુખ્ય લક્ષણ | — દરેક બાબતની અરધી જાણકારી |
| સુખ વિશેનો તમારો ખ્યાલ | — શાતો માર્ગો ૧૮૪૮ (તેમાં એ વર્ષની ક્રાંતિકારી ઘટનાઓનો નિર્દેશ છે) |
| વિપદા વિશેનો તમારો ખ્યાલ | — દાંતના ડૉક્ટર પાસે જવું પડે તે |
| જેને તમે માફ કરી શકો એવી બદી | — કોઈ પણ જાતનો અતિરેક |
| જેને તમે ધૃણા કરતા હો એવી બદી | — ઢોંગ |
| જેનો તમને અણગમો હોય | — ડોળઘાલુ અભિમાની સ્ત્રીઓ |
| તમારી માનીતી પ્રવૃત્તિ | — ટીખળ કરવાં અને ટીખળનો શિકાર બનવું |
| તમારો માનીતો નાયક | — કોઈ નહિ |
| તમારી માનીતી નાયિકા | — એટલી બધી કે કોઈ એકનું નામ ન આપી શકાય |
| તમારું માનીતું ફૂલ | બ્લુબેલ |
| તમારો માનીતો રંગ | — જેમાં ઍનિલાઈન દ્રવ્ય ન હોય એવો કોઈ પણ |
| તમારી માનીતી વાનગી | — ઠંડી — સલાડ, ગરમ — આઈરિશ સ્ટ્યુ |
| તમારું માનીતું સૂત્ર | — એક પણ ન હોય એવી સ્થિતિ |
| તમારો માનીતો મુદ્રાલેખ | — નિરાંત રાખવી * |

---

* Marx, Engels, *Werke*, Bd. 32, S. 695.

એંગેલ્સ માર્ક્સની જેમ જ અસાધારણ રીતે વિકસિત વિનોદવૃત્તિ ધરાવતા હતા. એથી તેમને હદપારીના જીવનના બોજાઓ સહેવામાં મદદ મળી હતી.

માર્ક્સે એંગેલ્સને સંબોધિત પત્રમાં ખરાબ તબિયતને લીધે પોતાને વેઠવી પડતી તકલીફોનું વર્ણન કરતી વેળા જણાવ્યું હતું કે એવા સંજોગોમાં તેમને અગાઉના કોઈ પણ સમયની સરખામણીમાં વધારે લાગણી થતી હતી કે તેમની મિત્રતા કેવા મોટા સુખની વાત હતી, અને તે એ મિત્રતાનું જેટલું ઊંચું મૂલ્ય આંકતા હતા એટલું ઊંચું મૂલ્ય બીજા કોઈ સંબંધોનું નહોતા આંકતા.

એંગેલ્સ વ્યાપારની તિરસ્કૃત ધૂંસરીને ફગાવી દીધા પછી લંડનમાં રહેવા ગયા અને માર્ક્સના ઘર નજીક સ્થાયી થયા. મિત્રો લગભગ દરરોજ મળતા. એંગેલ્સ હવે બહુ સખત મહેનત કરતા હતા, એકઠી થઈ ગયેલી બધી સર્જનાત્મક યોજનાઓને સાકાર કરતા હતા. તેમાં પ્રકૃતિ વિજ્ઞાનોની સિદ્ધિઓના દ્વંદ્વાત્મક સમન્વયનું ભવ્ય કર્તવ્ય મુખ્ય સ્થાને હતું. તેમની કૃતિ 'ડ્યૂરિંગ-ખંડન' ૧૮૭૮માં પ્રગટ થઈ હતી. લેનિનના શબ્દોમાં, તેમાં "તત્ત્વજ્ઞાન, પ્રાકૃતિક વિજ્ઞાન, તથા સામાજિક વિજ્ઞાનોના ક્ષેત્રમાં પારાવાર મહત્ત્વની સમસ્યાઓનું પૃથક્કરણ"* કરવામાં આવ્યું છે. તેમણે આદિમ સમાજનો અભ્યાસ પણ કર્યો, 'પરિવાર, ખાનગી મિલકત, અને રાજ્યની ઉત્પત્તિ' નામે કૃતિ સંબંધી કાર્ય કર્યું. એ કૃતિ ૧૮૮૪માં પ્રગટ થઈ હતી.

એંગેલ્સ વિશુદ્ધ વૈજ્ઞાનિક અભ્યાસો ઉપરાંત પાર્ટીના સંગઠન કાર્યમાં એકદમ જોમથી લાગી ગયા. તેમને ઈન્ટરનેશનલની

---

* વ્લા. ઈ. લેનિન, 'ફ્રેડરિક એંગેલ્સ', 'કાર્લ માર્ક્સ અને તેમના સિદ્ધાંતો'

સામાન્ય પરિષદના સભ્ય તરીકે ચૂંટવામાં આવ્યા હતા અને તેમાં કેટલાય દેશોના સંબંધમાં પત્રવ્યવહાર મંત્રીની ફરજો સોંપવામાં આવી હતી.

એંગેલ્સ પોતાની વૈજ્ઞાનિક રુચિઓનો મેળ ક્રાંતિકારી સંઘર્ષની અમલી જરૂરતો સાથે બેસાડવાની કોશિશો હંમેશાં કરતા. એ રીતે, ભવિષ્યને અગાઉથી પારખી લઈને તેમણે સ્લાવોનિક ભાષાઓનો અભ્યાસ શરૂ કરી દીધો.

માર્ક્સ અને એંગેલ્સ કામદાર વર્ગીય આંદોલનની સફળતા નજરે જોઈ શક્યા હતા. તેઓ તેની દરેક ફતેહને વ્યક્તિગત વિજય તરીકે ઊજવતા. એંગેલ્સે જીવનનાં આખરી વર્ષોમાં પણ જર્મનીની સંસદીય ચૂંટણીઓનો પ્રસંગ ઘેર ખરા ઉત્સવની જેમ ઊજવ્યો હતો. એડવર્ડ એવેલીંગે સ્મરણોમાં નોંધ લીધી છે કે ખાસ જર્મન બીયરનું મોટું પીપ ખરીદી લીધું હતું, સાંજના જમણ માટે ખાસ વાનગીઓ બનાવી હતી (એંગેલ્સ "કાબેલ રસોઈયા" હતા), અને એકદમ નિકટના મિત્રોને બોલાવ્યા હતા. "જનરલ" દરેક તારસંદેશો ખોલીને મોટેથી વાંચી સંભળાવતા: "વિજયના (ચૂંટણીઓમાં સામાજિક-લોકશાહીવાદીઓના વિજયના—લે.) સમાચાર હોય તો અમે પીતા, અને પરાજયના સમાચાર હોય તો અમે પીતા."*

૧૮૮૩માં માર્ક્સના અવસાન પછી એંગેલ્સ આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનના સ્વીકૃત નેતા બની ગયા. તે સંગીતમંડળનું સંચાલન કરતા ખરા, પરંતુ અગાઉ જેવા જ વિનમ્ર, નિરભિમાની, અને નિર્દંભ રહ્યા હતા. તે એક દિવસે પોતાને વિશે કહેવાના હતા: "ભાગ્યનો નિર્ધાર એવો હતો કે જે

* *Reminiscences of Marx and Engels*, p. 316.

માનમરતબા મારા મરહૂમ સમકાલીનોને, અને સૌપ્રથમ તો માર્ક્સને, ફાળે જવા જોઈએ તેમને બચી રહેલા માણસ તરીકે મેં મેળવ્યા",* અને તેમણે પોતાનું બાકીનું જીવન સર્વહારા વર્ગની સક્રિય સેવામાં ગાળવાનું વચન આપ્યું, જેથી પોતે ઓછામાં ઓછું એટલું તો કરે કે પોતાને બક્ષવામાં આવેલા માનમરતબાની બને એટલી લાયકાત ભવિષ્યમાં દાખવે.

માર્ક્સ અને એંગેલ્સે જીવનનાં આખરી વર્ષોમાં પોતાનું ધ્યાન રશિયા તરફ વાળ્યું હતું. એંગેલ્સ કેટલાય જાણીતા રૂસી સમાજવાદીઓ સાથે પત્રોનો સંબંધ રાખતા: પ્લેખાનોવ, ઝાસુલીચ, લોપાતીન, તથા બીજા.

એંગેલ્સ રૂસી ક્રાંતિકારીઓની સાથે વાતચીત કરતી વેળા આગ્રહ રાખતા કે તેઓ માર્ક્સની કૃતિઓને ખાલી ટાંકતા ન રહે પરંતુ તેમના સ્થાને માર્ક્સે જેવી રીતે વિચાર કર્યો હોત એવી રીતે વિચારવાની કોશિશ કરે. એંગેલ્સ માનતા કે "માર્ક્સવાદી" શબ્દને કેવળ એવા અર્થમાં જ અસ્તિત્વમાં રહેવાનો અધિકાર હતો. તેમને ખાતરી થઈ ગઈ હતી કે રશિયાની આગામી ક્રાંતિ સમગ્ર વિશ્વ સામ્યવાદી આંદોલનના અંજામમાં મોટી ભૂમિકા ભજવશે, અને તેમાં તેમણે ભૂલ નહોતી કરી.

પોતે પસંદ કરેલા પંથની સચ્ચાઈની, અને તેમણે તથા માર્ક્સે પોતાની બધી શક્તિઓ જેમાં લગાવી દીધી હતી એ ધ્યેયના મહાન ભવિષ્યની, ખાતરી ધરાવતા એંગેલ્સનો જીવન અંગેનો અપાર પ્રેમ એકદમ સમુચિત હતો. અને બધા બોજાઓ

* Marx, Engels, *Werke*, Bd. 37, Berlin, 1967, S. 512.

છતાં એંગેલ્સનું જીવન ખુદ એ માનવી જેટલું જ સુગ્રથિત અને તેજસ્વી હતું.

માર્ક્સના અવસાન પછી *Capital* કૃતિના બીજા અને ત્રીજા ગ્રંથના સમાપનની પ્રવૃત્તિએ એંગેલ્સના મુખ્ય કાર્યનું સ્થાન લઈ લીધું. તેમણે પોતાની હસ્તપ્રતને, જે કદી પૂરી નહોતી થવાની એ *The Dialectics of Nature* કૃતિને, પડતી મૂકી દઈને મિત્રની હસ્તપ્રત સંબંધી કાર્ય શરૂ કરી દીધું. તેમણે એ મહાન કાર્યને તેમના પોતાના અવસાનથી થોડાક જ મહિના પહેલાં પૂરું કર્યું હતું, અને તેને તેમના કાર્યમાં હંમેશાં લાક્ષણિક બની રહેલી ઝીણવટ, ઈમાનદારી, તથા પરિપૂર્ણતા સાધવાની વૃત્તિથી કર્યું હતું.

એ રીતે, *Capital* કૃતિના પ્રકાશનમાં બે પ્રતિભાવાન વ્યક્તિઓની સિદ્ધિ અંકિત છે. એવું માનસિક સામર્થ્ય વ્યક્ત કરતી, માનવજાતિના ત્યાર પછીના ભવિષ્ય ઉપર એટલો પ્રભાવ પાડનારી, કૃતિ માનવજાતિની જાણમાં અગાઉ ક્યારેય નહોતી આવી.

* * *

હવે આપણે જાણીએ છીએ કે *Capital* કૃતિ કેવી રીતે અને કેવા સંજોગોમાં લખાઈ હતી, એટલે એ અત્યંત અદ્ભુત કૃતિ તરફ વળીએ. આપણે વિશુદ્ધ આર્થિક સમસ્યાઓને બાજુએ રાખીને તેને એવી કૃતિ તરીકે નીરખવાની કોશિશ કરીએ કે જેણે નૂતન, ખરેખરા વૈજ્ઞાનિક, વિશ્વ દૃષ્ટિકોણને, દ્વંદ્વાત્મક અને ઐતિહાસિક ભૌતિકવાદના તત્ત્વજ્ઞાનને, એકદમ સંપૂર્ણ મૂર્ત રૂપ આપ્યું હતું.



## મૂડીનું તત્ત્વજ્ઞાન

"માર્ક્સ ભલે 'તર્કશાસ્ત્ર' (પહેલો અક્ષર મોટો રાખીને) પાછળ ન મૂકી ગયા હોય, પરંતુ 'મૂડી'નું **તર્કશાસ્ત્ર** તો જરૂર મૂકી ગયા છે... માર્ક્સે 'મૂડી' કૃતિમાં એક જ વિજ્ઞાનને તર્કશાસ્ત્ર, દ્વંદ્વવાદ, અને ભૌતિકવાદના જ્ઞાનનો સિદ્ધાંત લાગુ કર્યા છે (ત્રણ શબ્દોની જરૂર નથી: વાત એકની એક જ છે), અને તેમાં હેગેલનાં લખાણોમાંથી મૂલ્યવાન સર્વકંઈ લઈને તેને અધિક વિકસાવવામાં આવ્યું છે."*

**લેનિન**

"'મૂડીનું' તત્ત્વજ્ઞાન"માં ઘણા લોકોને કદાચ શબ્દોનું અજબ જોડાણ દેખાશે. આપણે જાણીએ છીએ કે *Capital* કૃતિમાં મૂડીવાદી સમાજના આર્થિક સંબંધોનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે. કેટલાક પશ્ચિમી માર્ક્સવિદો *Capital*માં કશું તત્ત્વજ્ઞાન હોવાની, અને માર્ક્સ કોઈ રીતે તત્ત્વજ્ઞાની હોવાની, વાતને નકારી કાઢે છે. તેમના ખ્યાલ મુજબ, વિચારોની પોતાની આગવી પદ્ધતિનું નિરૂપણ કરતી ખાસ દાર્શનિક કૃતિઓ લખનાર વ્યક્તિ જ તત્ત્વજ્ઞાની ગણાય.

---

માર્ક્સે એવાં પુસ્તકો નહોતાં લખ્યાં. તેમણે દાર્શનિક "મત"નું નિરૂપણ ક્યાંય નથી કર્યું. છતાં તે તમામ યુગોના મહાનતમ તત્ત્વજ્ઞાનીનું સ્થાન ધરાવે છે. તેમણે લખેલી બધી કૃતિઓમાં તેમના તત્ત્વજ્ઞાનનું, દ્વંદ્વાત્મક અને ઐતિહાસિક ભૌતિકવાદનું, નિરૂપણ કરવામાં આવ્યું છે. તેનો પરિચય મેળવવા માટે માર્ક્સનું કયું પુસ્તક વાંચવું જોઈએ, એવા સવાલનો જવાબ આવો જ હોવો જોઈએ: તેમના જીવનની મુખ્ય કૃતિ *Capital* વાંચો.

ગત સદીના અંતમાં લેનિને રૂસી ઉદારમતવાદી જાહેર કાર્યકર અને સમાજ વિજ્ઞાની મિખાઈલોવ્સ્કીને એવો જવાબ આપ્યો હતો. મિખાઈલોવ્સ્કીએ માર્ક્સવાદની વિરુદ્ધ પોતાના વિવાદાત્મક લેખોમાંના એકમાં પ્રશ્નાલંકારનો પ્રયોગ કરીને પૂછ્યું હતું: "માર્ક્સે ઇતિહાસની ભૌતિકવાદી વિભાવનાનું નિરૂપણ તેમની કઈ કૃતિમાં કર્યું છે?" તેણે તેનો જવાબ તરત શોધક જેવા આત્મવિશ્વાસથી આપ્યો હતો કે માર્ક્સની એવી કોઈ કૃતિ છે જ નહિ, અને સમગ્ર માર્ક્સવાદી સાહિત્યમાં એવી કોઈ કૃતિ નથી.

લેનિને સમુચિત રીતે વાંધો ઉઠાવ્યો: "માર્ક્સે ઇતિહાસની ભૌતિકવાદી વિભાવનાનું નિરૂપણ તેમની કઈ કૃતિમાં નથી કર્યું?" અને તેમણે બતાવી આપ્યું તે મુજબ, મૂડીવાદી ચિંતકોને માર્ક્સનાં લખાણોમાં સામાજિક વિકાસનો દાર્શનિક સિદ્ધાંત નથી દેખાતો કારણ કે માર્ક્સે સમગ્ર પુરોગામી સમાજ વિજ્ઞાનથી, એટલે કે સમાજ વિશેના સઘળા બોધ તથા સિદ્ધાંતોથી, નિરાળા કશાકનું સર્જન કર્યું છે.*

---

* V. I. Lenin "What the 'Friends of the People' Are and How They Fight the Social-Democrats",

એ જમાનાનાં મૂડીવાદી બુદ્ધિજીવી વર્તુળોમાં એવી વ્યક્તિ આદર તથા માનમોભાને લાયક સમાજ વિજ્ઞાની તરીકે ગણાતી કે જે "ગંભીર બાબતોની" ચર્ચા કરતી હોય, દાખલા તરીકે, સામાન્ય રૂપમાં સમાજ એટલે શું, તેનું લક્ષ્ય અને સારતત્ત્વ કેવાં છે, "માનવીય પ્રકૃતિ"ને બંધબેસતો સમાજ કેવો હોવો જોઈએ. કદાચ એ સમાજ વિજ્ઞાનીઓ લગભગ ક્રાંતિકારીઓ તરીકે પણ આગળ આવ્યા હોય, અને હયાત વ્યવસ્થા વિકૃત હોવાની તથા "માનવીય પ્રકૃતિ"ને તેમ જ ન્યાયના સિદ્ધાંતોને અનુરૂપ ન હોવાની હકીકતના સંબંધમાં ખરા દિલની ખીજ ઠાલવીને તેમણે સુજાણ જનસમુદાયમાં નૈતિક અધિકારિતા હાંસલ કરી લીધી હોય.

માર્ક્સવાદ પૂર્વેના સમાજ વિજ્ઞાનીઓ, સામાજિક પ્રક્રિયાઓમાં ઊંડા ઊતરવાની શક્તિ ન ધરાવતા અને તેમને ચાલુ ઘટનાઓના પ્રકાશમાં નીરખતા સમાજ વિજ્ઞાનીઓ, માનતા હતા કે સામાજિક દુનિયાનું સંચાલન રાજાઓ તથા સમ્રાટોના નિર્ણયોના આધારે થાય છે, અને ઘટનાઓના ક્રમનો પૂરો આધાર તેમની મંછા ઉપર તથા પ્રજામતને પ્રભાવિત કરનારા ચિંતકોના વિચારો ઉપર હોય છે. એવી દૃષ્ટિએ જોતાં ઇતિહાસ પ્રબળ વ્યક્તિત્વોના ભાવાવેગોના સંઘર્ષ ઉપર આધાર રાખતી ઘટનાઓ, પ્રક્રિયાઓ, તથા હકીકતોના ગોટાળિયા જમેલા જેવો લાગે છે, એવા જમેલા જેવો લાગે છે કે જેમાં મહત્ત્વની પરિઘટનાઓને બિનમહત્ત્વની પરિઘટનાઓથી, વધારે અર્થપૂર્ણ બાબતોને ઓછી અર્થપૂર્ણ બાબતોથી, નોખી ન તારવી શકાય, જેમાં કોઈ નિયમો ન પારખી શકાય, સામાજિક વિકાસ પાછળનાં ક્રિયાતંત્રોની અથવા તેમની ઉપર અસર પાડવાની રીતની સમજણ ન મેળવી

એ બધું સમાજ વિજ્ઞાનમાં ભાવલક્ષિતાને, આદર્શવાદને, અંકિત કરતું હતું. પ્રકૃતિ સંબંધી વિચારોમાં આદર્શવાદના ગંભીર વિરોધીઓ, ભૌતિકવાદીઓ, ગ્રીક તત્ત્વજ્ઞાનમાં છેક તેના ઉદયની ઘડીથી અસ્તિત્વમાં આવી ગયેલા હતા, પરંતુ સમાજ સંબંધી વિચારોમાં આદર્શવાદની સર્વોપરી આણ છેક માર્ક્સના સમય સુધી ચાલુ રહી હતી.

સમાજના વિકાસને ભૌતિકવાદનો વિચાર લાગુ કરનાર પ્રથમ માનવી માર્ક્સ હતા. અને લેનિનના શબ્દો ટાંકતાં, એકલી એ હકીકતમાં જ પ્રતિભાનો ઝબકારો અંકિત હતો.

માર્ક્સે ભાવાવેગો, વિચારો, અને હિતોના ઘર્ષણને કારણ તરીકે નહિ પરંતુ પરિણામ તરીકે, માનવીય ચેતનાથી સ્વતંત્ર કોઈ વધારે ગહન કારણના પરિણામ તરીકે, પારખી કાઢ્યું. આ કે તે વિચાર અથવા કોઈ માનવ હસ્તીનો હેતુ પોતે જ તેના સામાજિક અસ્તિત્વ થકી, સમાજમાં તેના સ્થાન થકી, નિર્ધારિત થતો હોય છે. વિચારો પરિપક્વ સામાજિક જરૂરતોના મુકાબલામાં આવે, સમાજના મોટા ભાગના લોકોનાં હિતોને, સૌપ્રથમ તો ભૌતિક હિતોને, વ્યક્ત કરે, લોકસમુદાયોને પકડમાં લઈ લે, તો જ સમાજના વિકાસ ઉપર અસર પાડી શકે.

દાખલા તરીકે, અઢારમી સદીના અંતમાં ફ્રેંચ રાજશાહીનું પતન કેમ થઈ ગયું? એવા કારણસર બેશક નહિ જ કે લુઈ ચૌદમાએ આ કે તે રાજકીય ભૂલ કરી હતી (જોકે એ વાત પણ અગત્યની છે), પરંતુ એવા કારણસર કે નિરંકુશ સત્તા અને સામંતી સામાજિક સંબંધો દેશના વ્યાપાર તથા ઉદ્યોગને અવરોધતાં હતાં અને મૂડીવાદના વિકાસમાં તેમ જ મૂડીદારોના ઊગતા વર્ગના, આર્થિક સત્તા ક્યારના ધરાવતા પરંતુ રાજકીય સત્તા ન

આખરી પૃથક્કરણમાં, માનવીય ચેતનાથી સ્વતંત્ર રીતે વિકસતા સામાજિક સંબંધો જ પ્રવર્તિત વૈચારિક, રાજકીય, તથા ધારાકીય પદ્ધતિઓને નિર્ધારિત કરતા હોય છે. સામાન્ય રીતે કહેતાં, વિચારોના ક્રમનો આધાર સામાજિક-આર્થિક પ્રક્રિયાઓના ક્રમ ઉપર હોય છે, સ્થિતિ એથી ઊલટી નથી હોતી. તેનો અર્થ એવો થયો કે સામાજિક સંબંધો પોતે જ ભૌતિક, વસ્તુગત, હોય છે! માર્ક્સ પૂર્વેના ચિંતકો એવો નિષ્કર્ષ નહોતા તારવી શક્યા.

પરંતુ સામાજિક સંબંધોમાં અત્યંત વૈવિધ્ય હોય છે. ઉત્પાદનની પ્રક્રિયામાં ઉદય પામતા સંબંધો, એટલે કે ઉત્પાદન સંબંધો, તેમાં સૌથી વધારે મહત્ત્વના હોય છે. તેઓ કેવી રીતે વ્યક્ત થાય છે? તેઓ સૌપ્રથમ તો ઉત્પાદક અને ઉત્પાદનનાં સાધનોના માલિકના, એટલે કે ગુલામ અને ગુલામ-માલિકના, ખેતગુલામ અને સામંતી ઉમરાવના, કામદાર અને મૂડીદારના, સંબંધો હોય છે.

શોષણમૂલક સંબંધોનાં એ ત્રણ રૂપો વચ્ચેનો ફરક પારખી લેવાનું આસાન છે. એટલે આપણે તેમને બંધબેસતી ત્રણ સામાજિક-આર્થિક રચનાઓની, ઉત્પાદક શક્તિઓની વૃદ્ધિના પરિણામે સ્વાભાવિક રીતે એકમાંથી બીજીમાં વિકસેલી રચનાઓની, છણાવટ કરી રહ્યા છીએ.

માર્ક્સે સમાજના વિકાસને માનવીય ચેતનાથી સ્વતંત્ર પરંતુ પૂર્ણ રૂપે અનુભૂતિક્ષમ નિયમોને આધીન સ્વાભાવિક ઐતિહાસિક પ્રક્રિયા તરીકે પારખી લીધો.

માર્ક્સવાદના સંસ્થાપકોએ એ બધા વિચારોને ઓગણીસમી સદીના પાંચમા અને છઠ્ઠા દાયકા જેટલા વહેલા વ્યક્ત કરી દીધા

પહેલાં તેમાં કેવળ ધારણા, ભલે વૈજ્ઞાનિક રીતે પ્રમાણિત પરંતુ ધારણા, અંકિત હતી. *Capital*ના પ્રકાશન પછી — ઇતિહાસની ભૌતિકવાદી વિભાવના ધારણા નથી રહી પરંતુ વૈજ્ઞાનિક રીતે સાબિત થઈ ચૂકેલું વિધાન છે,* અને સમાજશાસ્ત્ર વિજ્ઞાન બની ગયું છે.

*Capital* કૃતિએ ઐતિહાસિક ભૌતિકવાદના ઘડતર અને સ્થાપનામાં આટલી મહત્ત્વની ભૂમિકા કેમ ભજવી? કારણ કે માર્ક્સ સમાજની સંઘટના વિશે તર્કિત સામાન્ય ચર્ચા પૂરતા જ સીમિત નહોતા રહ્યા પરંતુ તેમણે મૂડીવાદી રચનાના ઉદાહરણનો ઉપયોગ કરીને સમાજની કામગીરી તથા વિકાસના ક્રિયાતંત્રનો વિગતવાર અભ્યાસ કર્યો હતો. તેના પરિણામે વાચકને એ આખી રચના તેની ઉત્પાદક શક્તિઓ તથા ઉત્પાદન સંબંધોની જટિલ દ્વંદ્વાત્મકતા સહિત, મૂડીદાર અને સર્વહારા વર્ગો વચ્ચેની વિષમતા સહિત, કામદારનું શોષણ કરવાના ઉદ્યોગપતિના અધિકારની રક્ષા કરતી રાજકીય, ધારાકીય, તથા વૈચારિક સંસ્થાઓ સહિત, જીવંત વસ્તુ તરીકે જોવા મળે છે.

માર્ક્સે નિર્મમ તર્કશૃંખલાના આધારે સાબિત કરી દીધું કે જેમ સામંતશાહી અનિવાર્ય રીતે મૂડીવાદની સામે ઢળી પડી હતી એમ જ મૂડીવાદ વિકાસના વસ્તુગત નિયમોને કારણે પોતાના ખાતમાની, વર્ગવિહીન સમાજની, દિશામાં સરકી રહ્યો છે. "મૂડીની ઇજારદારી તેની સાથોસાથ અને તેની હેઠળ ફૂટી નીકળેલી તથા ખીલેલી ઉત્પાદનની રીતને જકડતી બેડી બની

---

* V. I. Lenin, "What the 'Friends of the People' Are and How They Fight the Social-Democrats",

જાય છે. ઉત્પાદનનાં સાધનોનું કેંદ્રીકરણ અને શ્રમનું સમાજીકરણ આખરે એવા બિંદુએ પહોંચી જાય છે કે જ્યાં તેઓ મૂડીવાદી કોચલા જોડે મેળ નથી ખાતાં. એ કોચલું ધડાકો કરતું તૂટી જાય છે. મૂડીવાદી ખાનગી મિલકતનો મૃત્યુઘંટ વાગી ઊઠે છે. માલિકીહરણ કરનારાઓનું માલિકીહરણ કરવામાં આવે છે."*

માર્ક્સે પ્રતીતિજનક રીતે બતાવી આપ્યું છે કે સામ્યવાદી સમાજમાં તરંગી સ્વપ્નસેવીઓનો આદર્શ અંકિત નથી પરંતુ આર્થિક જીવનનો આખો ક્રમ તેની દિશામાં લક્ષ્યાંકિત છે. મૂડીવાદ વિજ્ઞાન તથા ટેક્નોલોજીના, બધી ઉત્પાદક શક્તિઓના, વિકાસને નિરંકુશ રીતે પ્રવેગ આપીને નવા સમાજના, નવી સામાજિક-આર્થિક રચનાના, આવશ્યક પૂર્વસંજોગો તૈયાર કરે છે. મૂડી મોટાં કારખાનાંઓમાં સર્વહારા વર્ગને એકસૂત્રે સાંકળી લઈને, અને વસતિની વ્યાપક બહુસંખ્યાને ભાડૂતી શોષિત મજૂરોમાં પલટાવી નાખીને, પુરાણા સમાજની બેડીઓને તોડી નાખવા તથા સમાજની પુનર્ઘટના શરૂ કરવા શક્તિમાન ક્રાંતિકારી પરિબળને તૈયાર કરે છે.

સામ્યવાદ એવો સમાજ છે કે જેમાં કામદારો પોતે જ સમગ્ર ભૌતિક તથા માનસિક સંપદાના માલિકો બની રહે છે, માનવી સામાજિક ઉત્પાદનનું સાધન નહિ પરંતુ સર્વોચ્ચ મૂલ્ય તથા લક્ષ્ય બની રહે છે, દરેકનો મુક્ત સર્વાંગી વિકાસ સૌના મુક્ત વિકાસની શરત બની રહે છે. માર્ક્સે એ સમાજની રૂપરેખા તરંગવાદની જરાક સરખીયે છાયા વગર, ભાવિ "સુવર્ણ યુગ"નાં મનસ્વી રમ્ય ચિત્રો દોરવાના જરાક સરખાયે પ્રયત્ન વગર, દોરી આપી છે. માર્ક્સે સામ્યવાદને ઐતિહાસિક રીતે અનિવાર્ય

---

* Karl Marx, '*Capital*', Vol. I, Moscow, 1974, p. 715.

બનાવનાર વૃત્તિઓ તથા નિયમોને તર્કસંગત પૃથક્કરણની શક્તિ મારફત પ્રકાશમાં આણ્યાં છે, અને નવા સમાજનો સાચો માર્ગ, સર્વહારા વર્ગીય ક્રાંતિ અને કામદાર વર્ગની સરમુખત્યારીનો માર્ગ, બતાવ્યો છે. માર્ક્સે ઇતિહાસની ભૌતિકવાદી વિભાવનાનું સર્જન એવી રીતે, મૂડીવાદી ઉત્પાદનના ઝીણવટભર્યા આર્થિક પૃથક્કરણની પ્રક્રિયામાં, કર્યું છે. એવી જ રીતે, *Capital* કૃતિમાં દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી પદ્ધતિ, માર્ક્સવાદી તત્ત્વજ્ઞાનનું ખરું હાર્દ અંકિત કરતી પદ્ધતિ, પણ મૂર્ત થઈ છે.

દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી પદ્ધતિને ખાસ શબ્દોમાં નથી વર્ણવવામાં આવી, તેને **અમલમાં**, મૂડીવાદી સમાજના અર્થતંત્રના પૃથક્કરણમાં વાસ્તવિક રીતે લાગુ કરીને, રજૂ કરવામાં આવી છે. *Capital*નું પૃથક્કરણ કરતાં આપણને જોવા મળે છે કે માર્ક્સે એ પદ્ધતિનો ઉપયોગ કેવી રીતે કર્યો છે, તેને કેવી રીતે લાગુ કરી છે. તેના પરિણામે *Capital*ના વાચકોને એ પણ જાણવા મળે છે કે સમાજના અભ્યાસમાં દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી પદ્ધતિનો વિનિયોગ કેવી રીતે થઈ શકે અને કરવો જોઈએ, સૈદ્ધાંતિક ચિંતનના એ પ્રબળ સાધનની ઉસ્તાદી કેવી રીતે હાંસલ થઈ શકે.

માર્ક્સ પહેલાં ઘણા તત્ત્વજ્ઞાનીઓએ અનુભૂતિની દ્વંદ્વાત્મક પદ્ધતિ વિકસાવી હતી. "દ્વંદ્વવાદ" (*"Dialectics"*) એ શબ્દ જ પ્રાચીન ગ્રીકમાં અસ્તિત્વમાં આવ્યો હતો. તેનો અર્થ વિવાદ અથવા સંવાદ ચલાવવાની કલાનો, સાથી ચર્ચા કરનારને કુનેહથી મડાગાંઠની હાલતમાં મૂકી દેવાની તથા તેણે શરૂઆતમાં જે કહ્યું હોય તેનાથી સાવ ઊલટું કથન આખરે તેની પાસેથી કરાવી લેવાની ક્લાનો, થાય છે. વખત જતાં "દ્વંદ્વવાદ" શબ્દે

પ્રકૃતિ તથા સમાજ અને ચિંતનની વસ્તુગત પ્રક્રિયાઓનાં આંતરવિરોધી રૂપલક્ષણોનો, અને વિરોધી તત્ત્વોની એકતા તથા ઘર્ષણ મારફત સરળમાંથી જટિલમાં વિકાસનો થવા લાગ્યો. આરંભના ગ્રીક તત્ત્વજ્ઞાનીઓ હેરાક્લીટસ, આનાક્સાગોરાસ, પાર્મેનાઈડ, ઝેનોન, ડેમોક્રીટસ, સોક્રેટીસ, અને પ્લેટો કુશળ દ્વંદ્વવાદીઓ હતા. તેમણે જ દ્વંદ્વવાદને ચિંતનની, આસપાસના જગતની અનુભૂતિની, સભાન રીતે વિનિયોજિત પદ્ધતિમાં પલટાવી નાખ્યો હતો. તેમના કુશાગ્ર દાર્શનિક વિચારોનું મહત્ત્વ, પ્રસ્તુતતા, આજ સુધી ખતમ નથી થયાં. પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનીઓએ અત્યંત મહત્ત્વના તથા સર્વસામાન્ય કારણાત્મક સંબંધોને સહજબુદ્ધિથી પારખી લઈને વિશ્વનું સુગ્રથિત ચિત્ર રજૂ કર્યું છે. તેઓ વિગતોના જગતમાં ઊંડા નથી ઊતર્યા, અને પ્રાચીન ગ્રીક તત્ત્વજ્ઞાનની ખામી એ હકીકતમાં જ સમાયેલી છે, અને એ કારણે તે આગળ જતાં બીજા વિચારોની સામે ઢળી પડવાની હાલતમાં મુકાઈ ગયું હતું. પરંતુ, એંગેલ્સે ભારપૂર્વક જણાવ્યું છે તે મુજબ, અમુક સીમિત વિભાવનાઓની, પ્રકૃતિ વિજ્ઞાનો જેમને છેક આજ સુધી પૂરેપૂરાં પહોંચી નથી વળ્યાં એ વિભાવનાઓની, સરખામણીમાં તેની ચડિયાતી સ્થિતિ પણ એ જ હકીકતમાં સમાયેલી છે. ગ્રીક તત્ત્વજ્ઞાને આપણને વિભાવનાઓ તથા પ્રવર્ગોની વિકસિત, દ્વંદ્વાત્મક રીતે લચીલી, પદ્ધતિ આપી છે, અને તે જગતના ખુલાસા તથા અર્થઘટન માટે હજી સફળતાથી ઉપયોગમાં લેવાય છે. તેના પ્રતિનિધિઓએ હિંમતભરી અને દૂરંદેશી અંકિત કરતી ઘણી ધારણાઓ નિરૂપી કરી હતી, અને તેઓ આગળ જતાં વૈજ્ઞાનિક રીતે, પ્રયોગ મારફત, સાચી પુરવાર થઈ હતી. મહાનતમ આધુનિક ભૌતિકવિજ્ઞાનીઓમાં સ્થાન ધરાવતા મૅક્સ બૉર્ને

"ભૌતિકવિજ્ઞાનમાં જે કંઈ ચિંતન થાય છે તેમાંથી ઘણાની આગાહી તત્ત્વજ્ઞાને કરી હતી".*

એંગેલ્સે પ્રાચીન ગ્રીસની સાથોસાથ માર્ક્સવાદ પૂર્વેના દ્વંદ્વવાદના બીજા એક રૂપનો નિર્દેશ કર્યો હતો. પ્રકૃતિ વિજ્ઞાન માટે ફળદાયક બની રહેલો એ દ્વંદ્વવાદ હેગેલના તત્ત્વજ્ઞાનમાં સર્વોચ્ચ શિખરે પહોંચી ગયેલા પરંપરિત જર્મન તત્ત્વજ્ઞાનનો દ્વંદ્વવાદ હતો.

હેગેલે એકમાંથી બીજી વિકસી આવતી, પરસ્પર ઘર્ષણમાં આવતી, અને તેના ખ્યાલ મુજબ એ વિકાસ તથા સંઘર્ષમાં પ્રકૃતિ, સમાજ, તથા ચિંતનની બધી પરિઘટનાઓને પેદા કરતી વિભાવનાઓની મૌલિક પદ્ધતિનું સર્જન કર્યું હતું. તેણે વાસ્તવિકતાને જાણે અવળી કરી નાખી હતી, અને તે માનતો હતો કે વિચારો, વિભાવનાઓ, તથા તર્કસંગત પ્રવર્ગો જગતને પ્રતિબિંબિત નથી કરતાં પરંતુ તેનું સર્જન કરે છે. તેના પરિણામે હેગેલે પોતાના તત્ત્વજ્ઞાનને લગભગ સર્જનનું શિખર ગણી લીધું હતું કારણ કે તે અંતિમને, નિરપેક્ષ સત્યને, સિદ્ધ કરી લેતું હતું.

હેગેલના તત્ત્વજ્ઞાનના આદર્શવાદ તથા મર્યાદાઓ છતાં, તેમાં જગતના અર્થઘટનની દિશામાં જબરજસ્ત આગેકદમ અંકિત હતું.

હેગેલની મોટી ખૂબી એ છે કે તેણે તત્ત્વજ્ઞાન, કલા, તથા પ્રકૃતિ વિજ્ઞાનમાં માનવીય ચિત્તની બધી સિદ્ધિઓનો સાર તારવવાનો પ્રભાવક પ્રયત્ન કર્યો હતો. તેણે સમગ્ર પ્રાકૃતિક, ઐતિહાસિક, તથા માનસિક જગતને સતત પરિવર્તન, રૂપાંતર,

---

* M. Born, *Physik und Politik*, Göttingen, 1960, S. 42

તથા વિકાસના રૂપમાં રજૂ કર્યું હતું. પ્રકૃતિ, સમાજ, અને ચિંતન એકના એક દ્વંદ્વાત્મક સિદ્ધાંતોના રંગે રંગાયેલાં નીકળ્યાં. માનવીય ચિંતનના ઈતિહાસમાં એવી શાનદાર સર્વાંગી પદ્ધતિનું સર્જન અગાઉ ક્યારેય નહોતું થયું.

પરંતુ હેગેલની મોટામાં મોટી સિદ્ધિ એ હતી કે તેણે અસ્તિત્વ ધરાવતા સર્વકંઈના, સરળથી લઈને જટિલ સુધી અને અંશથી લઈને સમગ્રતા સુધી સર્વકંઈના, વિકાસના ક્રમ તથા ક્રિયાતંત્રને પ્રકાશમાં આણ્યાં હતાં. તેણે તેને અમૂર્તમાંથી વાસ્તવિકમાં આરોહણની, અને તેના દ્વંદ્વવાદનાં સઘળાં પાસાં, નિયમો, તથા તત્ત્વોને મૂર્ત કરતી, પદ્ધતિ ગણાવી હતી. અમૂર્તમાંથી વાસ્તવિકમાં આરોહણની હેગેલની પદ્ધતિની મદદ વડે વસ્તુને કેવળ આંતરક્રિયા કરતી વસ્તુ તરીકે જ નહિ પરંતુ ઐતિહાસિક રીતે વિકસતી, વધતી, અને પ્રગતિ સાધતી વસ્તુ તરીકે પણ રજૂ કરવામાં આવી હતી. હેગેલના તત્ત્વજ્ઞાનમાં પ્રવર્ગોનું એકબીજામાંથી "વિશુદ્ધ" નિગમન જાણે વિશ્વ ઈતિહાસના વિકાસના અદ્‌ભુત સમાંતરે ચાલે છે. અને હેગેલના તત્ત્વજ્ઞાનમાં વાસ્તવિક સ્થિતિને રહસ્યમય રીતે અવળી કરી દેવામાં આવી હોવા છતાં, અને તેના પરિણામે ચિંતક સમગ્રતા વાસ્તવિક ઈતિહાસના સર્જનનું કૃત્ય બની રહેતી હોવા છતાં, ચિંતનની એ રીતમાં જ ઈતિહાસની ભૌતિક્વાદી વિભાવના, સામાજિક પ્રક્રિયાઓ તથા પરિઘટનાઓના અભ્યાસ તરફ વૈજ્ઞાનિક અભિગમ, તથા તેમના સૈદ્ધાંતિક ઘડતર માટેની પૂર્વશરત સમાયેલી હતી.

તેમાંથી શું ફલિત થયું? એમ લાગે કે વિજ્ઞાનનાં બધાં વાસ્તવિક ક્ષેત્રોમાં તેની અત્યંત જટિલ સૈદ્ધાંતિક સમસ્યાઓને ઉકેલવામાં મદદ કરે એવું પ્રબળ સાધન હાંસલ કરી લેવા માટે

લઈને તૈયાર થઈ જવાની જ, જરૂર હતી. એમ લાગે કે નહિ?

પરંતુ બહુ અજબ વાત છે કે હેગેલના તત્ત્વજ્ઞાનની મોટામાં મોટી સિદ્ધિ—દ્વંદ્વવાદરૂપી સિદ્ધિ—નકામી પડી રહી હતી, તત્ત્વજ્ઞાનીના જીવનકાળ દરમિયાન તેમ જ તેના અવસાન પછી લાંબા વખત સુધી કોઈ જાતના વિનિયોગ વગર પડી રહી હતી. હેગેલની દ્વંદ્વાત્મક પદ્ધતિ લાગુ કરવાનો પ્રયત્ન પણ કોઈએ નહોતો કર્યો. તેને ટીકાનો ભોગ નહોતી બનાવવામાં આવી પરંતુ ખાલી ભૂલી જ જવામાં આવી હતી: મહાન સિકંદરના ઉત્તરાધિકારીઓની જેમ જ હેગેલપંથી "ડિયાડોખી" (જર્મન યુનિવર્સિટીઓમાં હેગેલપંથના સત્તાવાર પ્રતિનિધિઓને એંગેલ્સે આપેલું વ્યંગાત્મક નામ) માંહોમાંહે કજિયા કરતા હતા, તેમને જરાક સરખોયે ખ્યાલ નહોતો કે તેમના હાથમાં સુપરત થયેલા આલીશાન વારસાનું શું કરવું.

તેનું કારણ શું હતું? કારણ ખુદ પદ્ધતિની અપૂર્ણતામાં જ સમાયેલું દેખાઈ આવે છે. તેને ભાવિ પેઢીઓ માટે જેવા રૂપમાં છોડી જવામાં આવી હતી એવા રૂપમાં તે જીવનક્ષમ નહોતી. તે આધિભૌતિક અમૂર્તતાઓના કૃત્રિમ અવાસ્તવિક વાતાવરણમાં ઘડાઈ હતી અને માત્ર આદર્શવાદી દાર્શનિક પદ્ધતિની, જેના પોતાના વિકાસનું સમાપન થઈ ગયું હતું એ પદ્ધતિની, જરૂરતો માટે જ માફક આવે એવી હતી.

હેગેલે પોતાના તત્ત્વજ્ઞાનમાં જગતને એક વાર અવળું કરી નાખ્યું એટલે તે કેવળ એવી નાજુક સ્થિતિમાં જ ખડું રહી શકે એમ હતું, આગળ વધી શકે એમ નહોતું. દ્વંદ્વાત્મક પદ્ધતિ એવા અસ્થિર પાયા ઉપર વિકસી શકે એમ નહોતી.

તત્ત્વજ્ઞાને નિરપેક્ષ આદર્શવાદની હેગેલપંથી પદ્ધતિ રજૂ કંઈની અનુભૂતિ પામવા શક્તિમાન હતું એ સર્વની અનુભૂતિ પામી ચૂક્યુ હતું. તેને જે કંઈ કહેવાનું હતું એ બધું તેણે કહી દીધું હતું. નિરપેક્ષ સત્ય સિદ્ધ કરી લેવામાં આવ્યું હતું.

પૃથ્વી સૂર્ય ફરતે પરિભ્રમણ કરવાનું બંધ કરી શકે. તારાઓ ચળકવાનું બંધ કરી શકે. માનવજાતિ યુદ્ધો તથા ક્રાંતિઓને, ભાવાવેગો તથા હિતોને, તજી દઈ શકે અને હિંમતભર્યા જર્મન ચિંતનનાં પરાક્રમોની અવિરત પ્રશંસાના વશીકરણમાં બંધાઈને ખડી રહી શકે. જવાની બીજી કાઈ જગ્યા હતી જ નહિ. શોધી કાઢવાનું બીજું કંઈ હતું જ નહિ. હેગેલના તત્ત્વજ્ઞાનમાં પ્રકૃતિ, સમાજ, અને ચિંતનની સમગ્ર ગતિનું શિખર અને લક્ષ્ય અંકિત હતું.

દ્વંદ્વાત્મક પદ્ધતિને જ્ઞાનનાં બીજાં ક્ષેત્રોમાં લાગુ કરવાની વાતમાં કટ્ટર હેગેલપંથીઓને તેમના ધર્મની નિંદા દેખાતી હતી.

સવાલ કેવળ આદર્શવાદી આવરણને ફગાવી દેવાનો જ નહોતો. આદર્શવાદની છાતીમાં ઘડાયેલા દ્વંદ્વવાદ માટે આદર્શવાદ ખાલી કશુંક બાહ્ય જ નહોતો. તેણે દ્વંદ્વવાદની ઉપર પોતાની કેઈન જેવી નિશાની અંકિત કરી દીધી હતી અને દ્વંદ્વવાદ તેના રોગોથી, તેની નબળાઈથી, પીડાતો હતો.

અગાઉ જણાવવામાં આવી ગયું છે તે મુજબ, હેગેલપંથી તત્ત્વજ્ઞાનના નિરપેક્ષ, અંતિમ, સત્ય હોવાના દાવાથી દ્વંદ્વવાદ તોછડાઈથી તરછોડાઈ ગયો હતો. તેના અધિકારો એકમાત્ર ચિંતનના ક્ષેત્ર પૂરતા જ મર્યાદિત બની ગયા હતા. પ્રકૃતિ અને સમાજના સંબંધમાં બહુ બહુ તો દ્વંદ્વવાદના કેવળ સંકેતની જ છૂટ આપવામાં આવતી, અને તે પણ એ સમયના અલગ અલગ પ્રકૃતિ વિજ્ઞાનોમાં તે જેટલા પ્રમાણમાં દેખા દેતો હતો એટલા, લગભગ

તેમાં આગવી તર્કશૃંખલા હતી. જો પદાર્થ કેવળ અનુભૂતિના ક્ષેત્રની બહાર હોય (ઓગણીસમી સદીના આરંભમાં પદાર્થની અનુભૂતિ હજી દ્વંદ્વવાદ જેટલી આગળ નહોતી વધી) તો તેનો અર્થ એવો થાય કે પદાર્થ વિકસિત દ્વંદ્વવાદથી મૂળભૂત રીતે વેગળો હતો અને એ દિશામાં દ્વંદ્વવાદને ખોળવાનો કશો મતલબ જ નહોતો. એટલે અધિક સૈદ્ધાંતિક શોધનો માર્ગ, અમલી દૃષ્ટિએ જોતાં, બંધ થઈ ગયો હતો, અને ચિંતન આત્મ-સંતુષ્ટ બની ગયું, પોતાની સિદ્ધિઓથી સંતોષ માનીને બેસી રહ્યું. દ્વંદ્વવાદને હેગેલની દાર્શનિક પદ્ધતિની સીમાઓની પાર કરવાનું કશું હતું જ નહિ, તેનું સામર્થ્ય બિલકુલ ખતમ થઈ ગયું હતું.

"વિશુદ્ધ ચિંતન"ના ક્ષેત્રમાં પણ હેગેલના આદર્શવાદની અસર તેની દ્વંદ્વાત્મક પદ્ધતિ ઉપર પડી હતી. તેના પ્રવર્ગોની ત્રિપુટીઓ ઘણી વાર એવા મનસ્વી સ્વરૂપની રહેતી કે જે વિભાવનાઓની સાચી તર્કશૃંખલા તથા અંતસ્તત્ત્વ સાથે મેળ નહોતું ખાતું. નિયત પ્રયુક્તિને ખાતર પાંડિત્યવાદ તથા ગૂઢવાદની આકરી ગંધ મારતા ઠાલા વાગ્વ્યાપાર તથા કરામતોની સાથે એક ગાળામાંથી બીજા ગાળામાં તાણીતૂશીને સાધવામાં આવેલાં સંક્રમણોની રેલમછેલ રહેતી. મેફીસ્ટોફીલીસના દ્વેષીલા શબ્દોને બંધબેસતી રીતે કદમ ઉઠાવવાનું હેગેલને અણગમતું નહોતું લાગતું:

કેમ કે જ્યાં સમજણની કારી ન ફાવે ત્યાં જ બરાબર,
તરત આવે શબ્દ મોખરે પ્રતિનિધિ બનીને.*

---

* J. W. Goethe, *Faust*, Vol. 1, The First Part,

તેમ છતાં હેગેલે વિશુદ્ધ ચિંતનના ક્ષેત્રમાં મોટી સિદ્ધિઓ હાંસલ કરી હતી, અગાઉના લગભગ સમગ્ર તર્કશાસ્ત્ર તથા આધિભૌતિકવાદનો લગભગ રમતગમતમાં જ અંત આણી દીધો હતો, કારણ કે તેણે વિશ્વ ઇતિહાસના વિકાસ તથા આંતરિક જોડાણને, અલબત્ત આદર્શવાદી રૂપમાં, પ્રકાશમાં આણ્યાં હતાં, અને તેણે જ્ઞાનનાં જે જે ક્ષેત્રોને સ્પર્શ કર્યો હતો એ બધાં ક્ષેત્રોમાં તે એક આખો યુગ મૂકી ગયો હતો — તેનો અર્થ એવો થાય જ કે તેની દ્વંદ્વાત્મક પદ્ધતિમાં વધારેમાં વધારે સમૃદ્ધ, હજુ અણવપરાયેલી, શક્તિઓ પડી હતી.

તેનો અર્થ એવો થાય જ કે દ્વંદ્વવાદની તલવારને પદ્ધતિના મ્યાનમાંથી ખેંચીને બહાર કાઢી શકે, તેની ઉપર ચડેલા આદર્શવાદના કાટને સાફ કરી શકે, તે વિભાવનાઓના અપાર્થિવ પડછાયાઓમાં ખૂતી શકે એટલું જ નહિ પરંતુ ભૌતિક વાસ્તવિકતાની, અત્યંત જટિલ સામાજિક તથા પ્રાકૃતિક પ્રક્રિયાઓની, અનુભૂતિનું હથિયાર પણ બને રહે એવા રૂપમાં તેને ફરી ઘડી શકે, એવી વ્યક્તિની જરૂર હતી. કાર્લ માર્ક્સ એવી વ્યક્તિ હતા.

પોતે જ હેગેલપંથમાંથી માર્ક્સવાદ સુધીનો પંથ ખેડી ચૂકેલા એંગેલ્સે સમુચિત રીતે જણાવ્યું હતું: "માર્ક્સ જ એકમાત્ર એવા માનવી હતા અને છે કે જે હેગેલના તર્કમાંથી એ ક્ષેત્રમાં તેની ખરી સિદ્ધિઓ બની રહેતા હાર્દને અલગ તારવવાનું અને દ્વંદ્વાત્મક પદ્ધતિને આદર્શવાદી શણગારથી છૂટી કરીને ફરી સાદા ઘાટમાં, જેમાં તે ચિંતનનું એકમાત્ર સાચું રૂપ બની જાય છે એવા ઘાટમાં, ઘડવાનું કાર્ય હાથમાં લઈ શક્યા. અમે રાજકીય અર્થશાસ્ત્રની માર્ક્સની ટીકાનો પાયો બની રહેતી પદ્ધતિના ઘડતરને એવું

દૃષ્ટિકોણથી જરાય ઓછા મહત્ત્વનું નથી."*

દ્વંદ્વાત્મક પદ્ધતિને વાસ્તવિક વૈજ્ઞાનિક સંશોધનમાં લાગુ કરવાનો અર્થ કેવો હતો? તૈયાર નિયત દ્વંદ્વાત્મક રૂપોને લઈને અલગ અલગ વિજ્ઞાનોનું આનુભવિક અંતસ્તત્ત્વ તેમાં મૂકી દેવાનો? હેગેલના તત્ત્વજ્ઞાનમાં અમૂર્તમાંથી વાસ્તવિકમાં આરોહણની બધી ગાંઠો તથા વિપર્યયોને શોધી કાઢીને પછી તેને બરાબર અનુરૂપ રીતે ભૌતિકવિજ્ઞાન, રસાયણવિજ્ઞાન, જીવવિજ્ઞાન, સમાજ વિજ્ઞાન, તથા રાજકીય અર્થશાસ્ત્રની સામગ્રીનું નિરૂપણ કરવાનો? હેગેલની *Enzyklopädie der philosophischen Wissenschaften im Grundrisse* નામે રચનાની પરિભાષા, પ્રવર્ગો, તથા વિભાવનાઓની ઉસ્તાદી હાંસલ કરી લઈને પરીક્ષણની પરિઘટનાઓને તથા વાસ્તવિકતાના નિયમોને એવી ભાષા બોલતાં કરી દેવાની કોશિશ કરવાનો? દ્વંદ્વવાદના નિયમો તથા લક્ષણોની જાણકારી હાંસલ કરી લઈને પ્રકૃતિ વિજ્ઞાનોના ક્ષેત્રમાં તેમનાં વધારે ને વધારે નવીન ઉદાહરણો તથા પ્રમાણોની તલાશ કરવાનો?

તેમાં શું એવી ભોળપણભરી માન્યતાનું, આજ સુધી ચાલુ રહેલી માન્યતાનું, મૂળ નથી કે વૈજ્ઞાનિકે તો ખાલી દ્વંદ્વવાદનાં વિધાનોનો અભ્યાસ કરી લેવો જોઈએ અને એથી તેને વિજ્ઞાનનાં વાસ્તવિક ક્ષેત્રોમાં તેજસ્વી શોધો કરવાની પ્રેરણા મળશે?

માર્ક્સે આર્થિક સંશોધનમાં દ્વંદ્વાત્મક પદ્ધતિના ઉપયોગના સંબંધમાં સાવ નિરાળો અભિગમ અપનાવ્યો હતો. તેમણે હેગેલની જેમ વાસ્તવિકતાને તૈયાર દ્વંદ્વાત્મક પ્રયુક્તિઓમાં ગોઠવી દેવાની કોશિશ નહોતી કરી, પરંતુ ખુદ આર્થિક પ્રક્રિયાઓનું, તેમના ઉદય તથા વૃદ્ધિનું, તેમની વૃત્તિઓનું, નિષ્પક્ષ પરીક્ષણ કર્યું હતું, અને આંતરવિરોધોના વિકાસ તથા તેમના પોતાના વિરોધી તત્ત્વોમાં તેમના સંક્રમણ મારફત, એટલે કે પરીક્ષણની વાસ્તવિક વસ્તુની દ્વંદ્વાત્મકતા મારફત, આર્થિક રચનાતંત્રની વૃદ્ધિની આંતરિક તર્કશૃંખલાને પ્રકાશમાં આણી હતી. એટલે જ માર્ક્સે જણાવ્યું હતું કે તેમની પદ્ધતિ હેગેલની પદ્ધતિથી તદ્દન ઊલટી હતી.

માર્ક્સના શબ્દોમાં, તેમનું અંતિમ લક્ષ્ય મૂડીવાદી સમાજની પ્રગતિનો આર્થિક નિયમ શોધી કાઢવાનું હતું. પરંતુ *Capital* કૃતિમાં કયા વાસ્તવિક સમાજનું ચિત્રણ કરવામાં આવ્યું છે? એ સમાજ જર્મનીનો નથી, ફ્રાંસનો નથી, અને ઇંગ્લૅંડનો પણ નથી (માર્ક્સે સૌથી વધારે નિર્દેશો ઇંગ્લૅંડના કર્યા હોવા છતાં). એ તો સમજો કે વિશુદ્ધ રૂપમાં મૂડીવાદ છે. તેમાં મૂડીવાદી અર્થતંત્રનું સૈદ્ધાંતિક ચિત્રણ છે, અને એ અર્થતંત્ર કશુંક નિર્જીવ તથા અવિકારી નહિ પરંતુ "પરિવર્તનશીલ રચનાતંત્ર છે અને નિરંતર પરિવર્તન પામી"* રહ્યું છે.

એ રચનાતંત્રને વિભાવનાઓમાં કેવી રીતે રજૂ કરી શકાય? તેની અસાધારણ જટિલતા અને અનેકાંગી સ્વરૂપને ચિંતનમાં કેવી રીતે વ્યક્ત કરી શકાય? પાસાંઓની, એટલે કે માળખાની, આંતરિક કારણતાને કેવળ કામગીરીની પ્રક્રિયામાં જ નહિ પરંતુ ઐતિહાસિક વિકાસની સ્થિતિમાં પણ કેવી રીતે સમજી શકાય? જે મૂડીવાદી સંબંધોની સપાટી તરીકે, સૌની નજર સામે ખુલ્લી સપાટી તરીકે, દેખાય છે, અને જે તેમનું ગોપિત સારતત્ત્વ

---

* Frederick Engels, "Karl Marx, *The Critique of Political Economy*". Karl Marx and Frederick Engels, *Selected Works*, in three volumes, Vol. 1,

* કાર્લ માર્ક્સ, '"મૂડી"ના પ્રથમ ગ્રંથની પહેલી જર્મન આવૃત્તિની પ્રસ્તાવના', કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, 'ચૂંટેલી

બની રહે છે, તેમની વચ્ચેના જોડાણને કેવી રીતે સ્થાપિત કરી શકાય? મૂડીવાદી અર્થતંત્રની આખી વિલક્ષણ રચનાને પ્રવર્ગોમાં કેવી રીતે પ્રતિબિંબિત કરી શકાય?

માર્ક્સે એ અપૂર્વ કઠિન કર્તવ્યને અમૂર્તમાંથી વાસ્તવિકમાં આરોહણની દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી પદ્ધતિની મદદના આધારે પાર પાડયું. એ પદ્ધતિ સીધી હેગેલની પદ્ધતિમાંથી ઉદ્ભવ પામી હોવા છતાં તેનાથી, દાખલા તરીકે, એટલી નિરાળી છે કે જેટલી નિરાળી સજીવ રૂપોની ઉત્ક્રાંતિની પ્રાકૃતિક-ઐતિહાસિક પ્રક્રિયા, માનવીમાં પરિણમતી પ્રક્રિયા, રહસ્યમય અને કીમિયાગરીની રીતે કાચના સાધનમાં ટચૂકડા માનવીના સર્જનથી છે. એવા સર્જનનું વર્ણન ગેટેની *Faust* નામે કૃતિમાં આપવામાં આવેલું છે.

પુરોગામી હેગેલની સામે જેવો સવાલ ઊભો થયો હતો એવો જ સવાલ, શરૂઆત કરવાનો સવાલ, માર્ક્સન સામે પણ ઊભો થયો હતો. મૂડીવાદી અર્થતંત્રની પદ્ધતિના સૈદ્ધાંતિક પુનર્નિર્માણની શરૂઆત ક્યાંથી કરવી? જવાબ ઉપર બહુ મોટો મદાર હતો કારણ કે ખોટો આરંભિક આધાર ખોટા નિષ્કર્ષોમાં પરિણમતો હોય છે, સિદ્ધાંતની મક્કમ ઈમારત ડગમગતા પાયા ઉપર ન બાંધી શકાય.

રાજકીય અર્થશાસ્ત્રની શરૂઆત કશાક વાસ્તવિક અને મૂર્તથી, દાખલા તરીકે વસતિ, રાષ્ટ્ર, તથા રાજ્યથી, કરવાનું એકદમ સ્વાભાવિક લાગે. અઢારમી સદીના અર્થશાસ્ત્રીઓએ એમ જ કર્યું હતું.

પરંતુ રાજ્ય તો જટિલ વિભાવના છે. રાજ્યના ક્રિયાતંત્રમાં શું શું સામેલ હોય છે, તે કેવી રીતે ચાલે છે, કઈ કઈ રાજકીય તથા આર્થિક બાબતો તેની પ્રવૃત્તિને નિર્ધારિત કરે છે, તેની

રાજ્ય અને વસતિથી શરૂઆત કરવામાં આવે તો સમગ્રતાનું ચિત્ર એકદમ અસ્પષ્ટ તથા ગોટાળિયું બની રહે, અને એ વિભાવનાઓનાં વિવિધ અલગ અલગ પાસાંઓની સમજણ કેવળ વધારે વિગતવાર વિવરણોની રીતે જ મેળવી શકાય. તેના પરિણામે, ભરાઈ ગયેલાં ડગલાંનું પગેરું કાઢીને વસતિ તથા રાજ્ય સુધી પાછળ જવું પડે, પરંતુ આ વખતે ચિત્ર ગોટાળિયું ન બની રહેવું જોઈએ, સંખ્યાબંધ વિવરણો તથા સંબંધોનું સમૃદ્ધ એકંદર ચિત્ર બની રહેવું જોઈએ.

એટલે શરૂઆત અલગ પ્રાથમિક અમૂર્ત વિભાવનાથી કરવી જોઈએ. પરંતુ કઈ? મૂડીવાદી ઉત્પાદનનું આખું સુગ્રથિત રચનાતંત્ર જેમાંથી વિકસતું હોય છે એ આરંભિક કોષ, બીજાંકુર, ક્યાં છે?

માર્ક્સે ધ્યાન પણ્ય ઉપર કેંદ્રિત કર્યું છે. *Capital* કૃતિનો શરૂઆતનો ફકરો નીચે મુજબ છે: "જે સમાજોમાં ઉત્પાદનની મૂડીવાદી રીત પ્રવર્તિત છે તેમની સંપત્તિ 'પણ્યોના પારાવાર સંચય' તરીકે રજૂ થાય છે, અને એક જ પણ્ય તેના એકમના સ્થાને હોય છે. એટલે આપણા પરીક્ષણની શરૂઆત પણ્યના પૃથક્કરણથી થવી જોઈએ."*

માર્ક્સે *Capital* કૃતિની શરૂઆત અર્થતંત્રના પ્રાથમિક જીવનથી, પણ્યથી, પણ્ય વિનિમયથી, કરી છે. અને એ કંઈ કલ્પનાનો તુક્કો નથી, એવું કશુંક છે કે જેને ઇંદ્રિયો વડે પારખી શકાય છે, કશુંક ભૌતિક છે, જેની સાથે દરેક માણસને દરરોજ સંબંધમાં આવવું પડતું હોય છે એવું, જે અર્થતંત્રના બધા ભાગો તથા વિગતોને આવરી લેતા સમગ્ર રચનાતંત્રમાં ઓતપ્રોત

---

* Karl Marx,

હોય છે એવું, જે તેનું ઐતિહાસિક પ્રસ્થાન બિંદુ બની રહે છે એવું, કશુંક છે.

તેની સાથે સાથે જ, પણ્ય વિનિમયમાં "મૂડીવાદી (પણ્ય) સમાજનો એકદમ સાદો, એકદમ સાધારણ તથા મૂળભૂત, એકદમ સામાન્ય તથા રોજિંદો **સંબંધ,** અબજો વાર જોવા મળતો સંબંધ," અંકિત છે.* એ તત્ત્વ છે, પરંતુ મૂડીવાદના ઉદય દરમિયાન તેમ જ વિકસિત રૂપમાં મૂડીવાદના ભૌતિક અસ્તિત્વમાંથી જ પેદા થયેલું તત્ત્વ છે. હેગેલનાં તત્ત્વોની જેમ તે કેવળ ચિંતનની પ્રવૃત્તિનું પરિણામ નથી. તે ભૌતિક રૂપમાં, ભૌતિક રીતે અસ્તિત્વ ધરાવતી પદ્ધતિના એક પાસા તરીકે, રજૂ થાય છે, અને એટલે તેને એ પદ્ધતિના સૈદ્ધાંતિક નમૂનામાં તદનુરૂપ સ્થાન મળવું જોઈએ.

પણ્ય વિનિમય એટલે શું? તે શાની ઉપર આધારિત હોય છે? ઉપયોગ મૂલ્ય અને વિનિમય મૂલ્યના આંતરવિરોધ ઉપર. માર્ક્સ એ વિરોધી તત્ત્વોના સંઘર્ષનું, અને તેમાંથી પરિણમતા અમૂર્ત અને વાસ્તવિક શ્રમ વચ્ચેના આંતરવિરોધનું, પરીક્ષણ કરીને મૂલ્યના સાર્વત્રિક રૂપની, એટલે નાણાકીય રૂપની, વધારે જટિલ વિભાવના સુધી પહોંચે છે. તેમનું ચિંતન નિયત નિયમો અનુસાર નહિ પરંતુ તર્કશૃંખલા અનુસાર, પરીક્ષણના વિષયની દ્વંદ્વાત્મકતા અનુસાર, આગળ વધે છે. અને ચોક્કસ એ કારણે જ તે નિશ્ચયાત્મક પરિણામો સાધે છે.

*Capital* કૃતિમાં માર્ક્સે અપનાવેલી પદ્ધતિનું વર્ણન કરતી વેળા એંગેલ્સે લખ્યું છે: "વિગતવાર નિરૂપણની જર્મન

* V. I. Lenin, "On the Question of Dialectics".

દ્વંદ્વાત્મક પદ્ધતિ તેની વર્તમાન સ્થિતિમાં પુરાણી છીછરી વાચાળ આધિભૌતિક પદ્ધતિથી ઓછામાં ઓછી એટલી ચડિયાતી તો છે જ કે જેટલી ચડિયાતી રેલવે મધ્યયુગનાં વાહનવ્યવહારનાં સાધનોથી છે, એ હકીકતનું સચોટ ઉદાહરણ જેને જોવું હોય તેણે એડમ સ્મીથ અથવા બીજા કોઈ ખ્યાતનામ સત્તાવાર અર્થશાસ્ત્રીનાં લખાણોમાં વાંચવું જોઈએ કે વિનિમય મૂલ્ય અને ઉપયોગ મૂલ્યે એ સજ્જનોની ઉપર કેવી યાતના વરસાવી હતી, તેમને સરખી રીતે અલગ રાખવાનું તથા દરેકને તેની વિશિષ્ટ નિશ્ચિતતામાં સમજવાનું એ સજ્જનો માટે કેટલું મુશ્કેલ બની રહ્યું હતું, અને પછી તેની સાથે માર્ક્સનું સ્પષ્ટ તથા સાદું નિરૂપણ સરખાવવું જોઈએ."*

માર્ક્સના સિદ્ધાંતની સમપ્રમાણ ઈમારત મૂડીવાદી ઉત્પાદનના માળખાને ચોકસાઈથી બંધબેસતી એક પછી એક વિભાવના તથા એક પછી એક પ્રવર્ગના આધારે બાંધવામાં આવેલી છે. તેમાં દરેક ઉત્તારોત્તાર પ્રવર્ગ આવશ્યક રીતે પુરોગામી પ્રવર્ગમાંથી તારવવામાં આવેલો છે, નવા અંતસ્તત્ત્વ થકી વધારે સમૃદ્ધ બનેલો છે, અને પરિઘટનાઓના વધારે ને વધારે બહોળા વર્તુળને આવરી લે છે, એટલે કે મૂર્ત બની રહે છે. પણ્ય વિનિમયમાં અંતર્ભૂત આરંભિક આંતરવિરોધના પૃથક્કરણના પરિણામે મૂડીવાદી સમાજના વિકસિત આંતરવિરોધો તેમની વાસ્તવિક અભિવ્યક્તિઓમાં પ્રકાશમાં આવે છે, અને તેના પરિણામે એ સમાજના અનિવાર્ય નિષેધનો ક્રાંતિકારી નિષ્કર્ષ પણ આગળ તરી આવે છે.

* Frederick Engels, "Karl Marx, *The Critique of Political Economy*". Karl Marx and Frederick Engels, *Selected Works*, in three volumes, Vol 1,

મૂડીદાર વર્ગ સામેના સંઘર્ષમાં સર્વહારા વર્ગ જોરદાર સૈદ્ધાંતિક હથિયાર હાંસલ કરી લે છે. વિજ્ઞાન, અમૂર્તમાંથી વાસ્તવિકમાં આરોહણની દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી પદ્ધતિ થકી, વધારે સમૃદ્ધ બને છે.

દ્વંદ્વાત્મક પદ્ધતિએ હજી બતાવી આપવાનું છે કે વૈજ્ઞાનિક અનુભૂતિના ક્ષેત્રમાં તે શું કરી શકે છે. પ્રકૃતિ વિજ્ઞાનોને સામાન્ય તારવણી કરવાની, સંચિત સામગ્રીને વ્યવસ્થિત ગોઠવવાની, તેને દ્વંદ્વાત્મક રીતે પ્રક્રિયામાંથી પસાર કરવાની, વિજ્ઞાનોની વિવિધ પાસાંની બિનસંકળાયેલી સિદ્ધિઓને નૂતન વિભાવનામૂલક તથા પદ્ધતિમૂલક ઉપકરણની મદદના આધારે સાંકળી લેવાની, પ્રબળ આવશ્યકતા વરતાય છે.

ત્યાં પ્રકૃતિ વિજ્ઞાન સૈદ્ધાંતિક ચિંતનનાં ઉચ્ચતર ક્ષેત્રોમાં દાખલ થાય છે. સાધી લેવામાં આવેલાં પરિણામોને ચોક્કસ પદ્ધતિમાં સંઘટિત કરી લેવાનું, તેમને એક જ સિદ્ધાંતના માળખાની અંદર નિરૂપિત કરવાનું, કર્તવ્ય અનિવાર્ય રીતે તેની સામે ઉપસ્થિત થઈ જાય છે. આધુનિક ભૌતિકવિજ્ઞાન, જીવવિજ્ઞાન, અને પરિસ્થિતિ વિજ્ઞાનની વિષયસૂચિમાં એવું કર્તવ્ય આપણને ક્યારનું જોવા મળે છે. તેને પાર પાડવા માટે અમૂર્તમાંથી વાસ્તવિકમાં આરોહણની પદ્ધતિ સિવાય બીજી કોઈ રીત છે જ નહિ.

દ્વંદ્વાત્મક-ભૌતિકવાદી પદ્ધતિ સંશોધકના હાથમાં પ્રબળ હથિયાર બની રહે છે. તે સાચો માર્ગદર્શક પસંદ કરવામાં, પોતાની દિશાઓ ન ભૂલી જવામાં, ભટકીને મડાગાંઠની હાલતમાં ન પહોંચી જવામાં, તેને મદદ કરે છે. તે એવી જગ્યાઓમાં સમસ્યાને શોધી કાઢવામાં તેને મદદ કરે છે કે જ્યાં પ્રયોગ અને

સર્વમાં એવી શરત તો રહે જ છે કે સંશોધક દાર્શનિક સિદ્ધાંતો જાણતો હોય એટલું જ નહિ પરંતુ તેણે એ પદ્ધતિની ઉસ્તાદી પરિપૂર્ણતાની કક્ષા સુધી હાંસલ કરી લીધી હોય.

માર્ક્સવાદી-લેનિનવાદી તત્ત્વજ્ઞાને સામાન્ય તારવણીઓની સર્વોચ્ચ કક્ષાએ થતા સર્જનાત્મક, શોધક, આકારબદ્ધ ન થયેલા, ચિંતનની પદ્ધતિઓનું નિરૂપણ કરવાનું છે. તેણે સૈદ્ધાંતિક ચિંતનની પ્રગતિની નવી રીતો શોધી કાઢવાની છે, ચિંતનનાં એવાં નવાં રૂપો શોધી કાઢવાનાં છે કે જે વિશ્વના તાત્ત્વિક તથા સર્વસામાન્ય સંબંધોની વધારે ને વધારે ગહન પરખને અનુરૂપ હોય. સમગ્ર રૂપમાં માર્ક્સવાદની જેમ જ ભૌતિકવાદી દ્વંદ્વવાદ, લેનિનના શબ્દોમાં, "નિર્જીવ મતાગ્રહ નહિ... પરંતુ પ્રવૃત્તિનો જીવંત માર્ગદર્શક છે."

* * *

*Capital* કૃતિના તત્ત્વજ્ઞાન વિશે ઉપર જે કંઈ જણાવવામાં આવ્યું છે એ સર્વમાં બેશક પાંખી રૂપરેખા જ અંકિત છે. તેને રજૂ કરવામાં મારું લક્ષ્ય કેવળ એટલું બતાવવાનો હતો કે તેમાં બૌદ્ધિક પ્રવૃત્તિનું અત્યંત ઉત્તેજક અને રસપ્રદ ક્ષેત્ર સમાયેલું છે. તેમાં એવાં અથાગ ઊંડાણો છે કે જેમાં ડૂબકી મારવાની તકલીફ લેવા જેવી છે. આપણે તેમાં જેટલા ઊંડા ઊતરીએ એટલી વધારે માનસિક સમૃદ્ધિ હાંસલ કરીએ છીએ. માર્ક્સ જેને ટાંકવાના શોખિન હતા એ લૅટિન કહેણી ટાંકીએ: hic Rhodus, hic salta.*

---

*અહીંયાં રોડસ, અહીંયાં કૂદ!— આ શબ્દો ઈસપના એક ટુચકામાંથી લેવામાં આવેલા છે. તેમનો અર્થ આવો છે: મુખ્ય

## સમાપન

તેમનું નામ, અને તેમનું કાર્ય પણ, યુગો દરમિયાન જીવંત રહેશે!

ફ્રેડરિક એંગેલ્સ*

માર્ક્સનું અવસાન તેમની પત્નીના અવસાન પછી એક વરસે, ૧૮૮૩ના માર્ચની ૧૪મી તારીખે, થયું હતું. તેમનું હૃદય ધબકતું બંધ થઈ ગયું ત્યારે એંગેલ્સે કહેલું: "માનવજાતિ એક મસ્તક જેટલી ટૂંકી થઈ ગઈ છે, અને તે આપણા યુગનું વધારેમાં વધારે મહાન મસ્તક હતું "**

માર્ક્સના અવસાનથી કદી ન પુરાય એવી ખોટ પડી. તેમનું ધ્યેય અને તેમના વિચારો માનવજાતિ માટે એવી મહાન પ્રાપ્તિ બની રહ્યાં કે જેના મહત્ત્વનું અતિમૂલ્યાંકન મુશ્કેલ છે.

માનવીય સંસ્કૃતિના સમગ્ર ઈતિહાસમાં માર્ક્સવાદની સાથે કોઈ પણ પ્રમાણમાં સરખાવી શકાય એવી એક પણ પરિઘટના અગાઉ ક્યારેય જોવા નહોતી મળી. અગાઉના તત્ત્વજ્ઞાનીઓએ સર્જેલા સિદ્ધાંતો "દીક્ષિત" લોકોના સાંકડા વર્તુળની મિલકત બની રહ્યા હતા. એ સિદ્ધાંતોમાં કાં તો વાસ્તવિકતાનાં અલગ અલગ પાસાંના ખુલાસાનો અથવા દુનિયાની આદર્શ રચના રજૂ કરવાનો દાવો અંકિત હતો.

તેમણે એવી પદ્ધતિઓનું સર્જન કર્યું હતું કે જેમાં, તેમની કટ્ટર પ્રતીતિ મુજબ, હયાત સર્વકંઈનો ખુલાસો કાયમને માટે આપી દીધો હોવાની માન્યતા અંકિત હતી. તેમણે જગતનું અર્થઘટન કરતા નિરપેક્ષ મતવાદો ઘોષિત કર્યા હતા અને તેમનો બિનશરતી સ્વીકાર કરી લેવાની માગણી કરી હતી. વિવિધ તત્ત્વજ્ઞાનીઓએ તર્કબાજીના આધારે કરેલી રચનાઓમાં ગમે એટલી તરેહવાર છાયાઓ હોવા છતાં, એ બધી એક બાબત વડે સંકળાયેલી હતી: ચિંતનમાં ઐતિહાસિકતાની ગેરહાજરી, અને મતવાદી અભિગમ.

એ ચિંતકોની કરુણતા એવી હતી કે તેમના સિદ્ધાંતો વાસ્તવિકતાની સાથે કદમ મિલાવી જ નહોતા શકતા. ગોપિત દ્વંદ્વાત્મક નિયમોને આધીન જીવન કઠોરતાથી આગળ ધપતું રહેતું, અને જગતને જીતી લેવાની ધારણા જેમની અંદર સામેલ હતી એવા એ મતવાદો ઉદય પામ્યા પછી લગભગ તરત તદ્દન કાલગ્રસ્ત બની જતા હતા.

"દોસ્ત મારા, છે ભૂખરો દરેક સિદ્ધાંત,
લીલું છે કેવળ જીવનનું સોનેરી વૃક્ષ!"

(ગેટે, *Faust*)

પરંતુ કેવળ વાસ્તવિકતાની હકીકતોને નહિ, વાસ્તવિકતાની આ કે તે અલ્પજીવી પરિઘટનાને નહિ, પણ વાસ્તવિકતાના ખરેખરા વિકાસને, તેની અવિરત અને સતત ગતિ તથા પરિવર્તનને, પ્રતિબિંબિત કરતો સિદ્ધાંત ઉદય પામ્યો ત્યારે ગેટેના

---

* ફ્રેડરિક એંગેલ્સ, 'કાર્લ માર્ક્સના દફનના પ્રસંગે પ્રવચન', કાર્લ માર્ક્સ, ફ્રેડરિક એંગેલ્સ, 'ચૂંટેલી કૃતિઓ', ખંડ ૩, પ્રગતિ પ્રકાશન, મોસ્કો, ૧૯૮૩, પૃષ્ઠ ૧૧૪.

ડાબલાને ખેંચીને ફેંકી દેવામાં આવ્યા, મતાગ્રહી ચિંતનના બધા પૂર્વગ્રહોને ફગાવી દેવામાં આવ્યા—પહેલી જ વાર જગતને સિદ્ધાંતમાં બરાબર એવી જ રીતે રજૂ કરવામાં આવ્યું કે જેવું તે છે: અવકાશ અને સમયમાં અવિરત વિકાસની સમગ્ર જટિલતા અને આંતરવિરોધિતા સહિત. એ વિભાવનામાં માનવ સમાજ પ્રકૃતિના વિકાસના શિખર તરીકે રજૂ થાય છે અને નિશ્ચિત તથા અનુભૂતિક્ષમ પ્રાકૃતિક નિયમો અનુસાર પ્રગતિ કરે છે.

વાસ્તવિકતાની અનુભૂતિ પામવાની માર્ક્સવાદી વિશ્વ દૃષ્ટિકોણની કાર્યપદ્ધતિની દૃષ્ટિએ તેના સારતત્ત્વનું સંક્ષિપ્ત વર્ણન આપવાની કોશિશ કરવી હોય તો કહી શકાય કે તે તેના સુસંગત મતાગ્રહ-વિરોધ તથા સુસંગત ઐતિહાસિકતામાં અંકિત છે.

માર્ક્સવાદના એવા સારતત્ત્વને ન સમજતા લોકોને સામાન્ય રીતે આશ્ચર્ય થતું હોય છે કે માર્ક્સ અને એંગેલ્સ પ્રકૃતિ, સમાજ, તથા ચિંતનના સંબંધમાં તેમના વિચારોને "પૂર્ણ રૂપે" નિરૂપિત કરતી પદ્ધતિ આલેખતી કૃતિઓ નથી મૂકી ગયા, 'માર્ક્સવાદની પ્રશ્નોત્તરી' નથી મૂકી ગયા. તેમાંથી કેટલાક લોકોએ એ "ખાલી જગ્યા" ભરી દેવાની કોશિશમાં એવી 'પ્રશ્નોત્તરીઓ' ઘડી કાઢવાની મહેનત કરી છે, પરંતુ એવા સાહસમાંથી તો બેશક માર્ક્સવાદની કેવળ વિકૃતિ જ પરિણમી છે. માર્ક્સવાદ કંઈ બધી આકસ્મિકતાઓ માટે તૈયાર જવાબોનો સંગ્રહ નથી, વિશ્વનો સૈદ્ધાંતિક નમૂનો નથી, અને "સર્વસામાન્ય રીતે ફરજિયાત" ઐતિહાસિક પ્રયુક્તિ નથી. માર્ક્સવાદ તો જે સતત પ્રગતિ અને પરિવર્તનની સ્થિતિમાં અસ્તિત્વ ધરાવે છે તેની અનુભૂતિ પામવાની પદ્ધતિ છે, સામાજિક સંબંધોની ક્રાંતિકારી પુનર્ઘટનાનો કાર્યક્રમ છે, અને એવી પુનર્ઘટના માટેના સંઘર્ષનું

માર્ક્સ પૂર્વે પણ માનવીય પ્રતિભાએ અનેક પરિઘટનાઓ તથા પ્રકૃતિના નિયમોનું વૈજ્ઞાનિક અર્થઘટન પૂરું પાડ્યું હતું, પરંતુ ભૂતકાળના ચિંતકો સામાજિક સંબંધોના ક્ષેત્રમાં અંધારામાં અટવાતા રહ્યા હતા. માર્ક્સવાદે બધી સામાજિક પરિઘટનાઓનો આખરી ખુલાસો પૂરો પાડવાના ઠાલા દાવાઓને નકારી કાઢ્યા, પરંતુ તેમના પરીક્ષણ માટે ભરોસેદાર અને સાચી ચાવી પૂરી પાડી. તેના પરિણામે, પહેલી જ વાર સમાજના પરીક્ષણને ચોકસાઈભર્યા વૈજ્ઞાનિક આધાર ઉપર મૂકવામાં આવ્યું.

માનવજાતિના ઇતિહાસમાં ક્રાંતિકારી ઊથલપાથલો વિપુલ પ્રમાણમાં જોવા મળતી હતી, પરંતુ માર્ક્સ પૂર્વે તેમાં ખરેખરો ક્રાંતિકારી વિશ્વ દૃષ્ટિકોણ નહોતો. હવે લોકસમુદાયોનું ક્રાંતિકારી આંદોલન અને ક્રાંતિકારી ચિંતન એકસૂત્રે સંકળાઈ ગયાં. માર્ક્સવાદે ઇતિહાસના "એંજિન"નું સ્થાન લઈ લીધું, તેનો વેગ વધારી દીધો.

માર્ક્સવાદી વિચારોના ફેલાવાની ઝડપ જોઈને નવાઈ પામ્યા વગર રહી શકાય નહિ. 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' લખવામાં આવ્યું ત્યારે 'સામ્યવાદી સંઘ'માં કેવળ થોડાક ડઝન લોકો જ હતા. ૧૮૬૪માં 'આંતરરાષ્ટ્રીય કામદાર મંડળ', દુનિયાના સર્વહારા વર્ગનું પ્રથમ વ્યાપક જોશીલું સંગઠન, અસ્તિત્વમાં આવ્યું. સામ્યવાદ કામદાર વર્ગના આંતરરાષ્ટ્રીય આંદોલનમાં પલટાવા લાગ્યો. ૧૮૭૧માં ફ્રાંસના સર્વહારા વર્ગે સામ્યવાદી વિચારોને અમલમાં મૂકવાનો પ્રથમ પરાક્રમી પ્રયત્ન સત્તા માટેના ક્રાંતિકારી સંઘર્ષ તથા પૅરિસ કોમ્યુનની સંઘટના મારફત કર્યો. પૅરિસ કોમ્યુન ત્રણ મહિના અસ્તિત્વમાં રહ્યું હતું.

પ્રથમ ઇન્ટરનેશનલના સંતાન પૅરિસ કોમ્યુનના અનુભવની

સર્વહારા વર્ગની સરમુખત્યારી, જેમાં શ્રમની આર્થિક મુક્તિ શરૂ થઈ શકે એવા એકમાત્ર રાજકીય રૂપ, તરીકે પારખી લીધું. માર્ક્સે ભારપૂર્વક જણાવ્યું કે ખરી લોકશાહી સ્થાપવાની બાબત સર્વહારા વર્ગીય રાજ્યની ફરજના સ્થાને છે. તેમણે એ હકીકતને આવકારી કે કોમ્યુન નોકરશાહીની વૃત્તિને જ ખતમ કરી રહ્યું હતું, તેણે તમામ રાજ્ય સંઘટનોને લોકસમુદાયોના નિયંત્રણ હેઠળ મૂકી દીધાં હતાં, અને તે પોતાની પ્રવૃત્તિઓને મહેનતકશ લોકોના બહોળા સમુદાયો ઉપર આધારિત રાખવાની કોશિશ કરતું હતું.

અગાઉ જણાવવામાં આવી ગયું છે તે મુજબ, માર્ક્સ અને એંગેલ્સ જીવનના અંતના સમયે પોતાનું ધ્યાન વધારે ને વધારે પ્રમાણમાં રશિયા તરફ વાળતા રહ્યા હતા. રશિયા વિશ્વ ક્રાંતિકારી આંદોલનનું કેંદ્ર બની ગયું હતું. માર્ક્સની *Capital* કૃતિનો પ્રથમ અનુવાદ રશિયામાં થયો હતો. અને તે વિજયી સર્વહારા વર્ગના પ્રથમ દેશનું સ્થાન લેવાનું હતું.

માર્ક્સે ઝોર્ગેને લખ્યું હતું કે યુરોપના ઇતિહાસમાં નવો પલટો રશિયાની ઘટનાઓ સાથે સંકળાયેલો હશે. "રશિયા — મેં ત્યાંના સંજોગોનો અભ્યાસ માહિતીનાં બિનસત્તાવાર અને સત્તાવાર મૂળ રૂસી સાધનોમાંથી કર્યો છે, (સત્તાવાર સાધનો માત્ર થોડાક જ લોકોની પહોંચમાં હોય છે, પરંતુ મારે માટે પિટર્સબર્ગના મિત્રો મારફત મેળવી લેવામાં આવ્યાં હતાં) — લાંબા સમયથી ઊથલપાથલને ઉંબરે ખડું છે, તેનાં બધાં તત્ત્વો તૈયાર છે."*

રૂસી સત્તાધારી સમાજના બધા વિભાગો આર્થિક અને બૌદ્ધિક દૃષ્ટિએ તદ્દન સડાની હાલતમાં હોવાનો ઉલ્લેખ કરીને માર્ક્સે જણાવ્યું હતું: "આ વખતે ક્રાંતિ પૂર્વમાં, હાલ સુધી પ્રતિક્રાંતિના અખંડિત ગઢ અને અનામત સેના બની રહેલા પૂર્વમાં, શરૂ થાય છે."*

માર્ક્સને રૂસી ક્રાંતિ જોવા જીવતા રહેવાની આશા હતી. તેમણે અને એંગેલ્સે સર્વહારા વર્ગના વિજયોના સમય અને નિકટતાનો અંદાજ આંકવામાં ક્યારેક ક્યારેક ભૂલો કરી હતી, પરંતુ એ ભૂલોમાં ક્રાંતિને "આગળ ધકેલવાની" મંછાનું પરિણામ અંકિત નહોતું. એવું બ્લાંકીપંથી વલણ તેમના વિચારોથી તદ્દન વિપરીત હતું. લેનિને નિ:શંક સાચી વાત જણાવતાં લખ્યું હતું કે "**એવી** ભૂલો — ક્રાંતિકારી ચિંતનની વિરાટ હસ્તીઓની ભૂલો... સત્તાવાર ઉદારમતવાદના ચવાયેલા ડહાપણ કરતાં હજાર ગણી ઉમદા તથા ભવ્ય અને **ઐતિહાસિક દૃષ્ટિએ વધારે મૂલ્યવાન તથા વાસ્તવિક છે**."**

માર્ક્સના અવસાનના વરસે સુદૂર રૂસી શહેર સીમ્બીર્સ્કમાં તેર વરસના શાળાવિદ્યાર્થી વ્લાદીમિર ઉલ્યાનોવે ક્રાંતિકારી-લોકશાહીવાદી સાહિત્યનો અભ્યાસ શરૂ કરી દીધો હતો. તેણે પંદર વરસની ઉંમરે માર્ક્સની કૃતિ *Capital* વાંચી લીધી હતી, અને થોડા સમયમાં રશિયામાં માર્ક્સવાદના જોશીલા પ્રચારક તથા ક્રાંતિકારી કામદાર પાર્ટીના સંગઠકનું સ્થાન લઈ લીધું.

માર્ક્સવાદી વિચારોના સર્જનાત્મક વિકાસ તથા અમલનો

---

* Marx, Engels, *Selected Correspondence*, p. 289.

** V. I. Lenin, "Preface to the Russian Translation of Letters by Johannes Becker, Joseph Dietzgen, Frederick Engels, Karl Marx, and Others to Friedrich Sorge and Others". *Collected Works*,

નવો યુગ, અને સાથોસાથ કામદાર વર્ગના પોતાની મુક્તિ માટેના તથા 'કોમ્યુનિસ્ટ જાહેરનામું' કૃતિમાં આલેખિત દુનિયાના નિર્માણ માટેના સંઘર્ષમાં નવો યુગ, વ્લાદીમિર લેનિન (ઉલ્યાનોવ)ના નામ સાથે સંકળાયેલો છે.

ઓગણીસમી સદી વૈજ્ઞાનિક સામ્યવાદના સિદ્ધાંતના ઉદયની સદી હતી, અને વીસમી સદી નવા સમાજની, "પરિપૂર્ણ માનવતાવાદ તરીકે સામ્યવાદ"નું નિર્માણ કરી રહેલાં રાષ્ટ્રોની આખી બિરાદરીના ઉદયની, સદી બની ગઈ છે.

સમાજવાદ આપણા યુગમાં કેવળ મહાન સિદ્ધાંત પૂરતો જ સીમિત નથી રહ્યો. સમાજવાદ સોવિયેત યુનિયન ફરતે એકસૂત્રે સંકળાયેલા મોટી સંખ્યાના દેશોમાં વાસ્તવિકતા બની ગયો છે. સોવિયેત યુનિયનમાં એવા સમાજનું સર્જન થયું છે કે જે અગાઉ ક્યારેય માનવજાતિની જાણમાં નહોતો આવ્યો. એ સમાજ શોષણથી, સામાજિક અસમાનતાથી, અને માનવીય ગૌરવની અવનતિનાં બધાં રૂપોથી મુક્ત છે, સરળ રીતે અને ઝડપથી વિકસતું, તેમ જ કટોકટીઓ વગરનું અર્થતંત્ર ધરાવતા એ સમાજમાં મહેનતકશ લોકોની નિરંતર વધતી જતી ભૌતિક સમૃદ્ધિની સાથોસાથ તેમનું સાંસ્કૃતિક ધોરણ ઉત્કર્ષ પામતું રહે છે અને તેમની માનસિક સમૃદ્ધિઓમાં વધારો થતો રહે છે. એ સમાજમાં વૈજ્ઞાનિક—માર્ક્સવાદી-લેનિનવાદી—વિશ્વ દૃષ્ટિકોણમાંથી માર્ગદર્શન મેળવતા મહેનતકશ લોકો પોતે જ સામાજિક પ્રક્રિયાઓનું સંચાલન સભાન રીતે કરે છે, એ સમાજમાં મુખ્ય લક્ષ્ય વ્યક્તિના સર્વાંગી અસીમ વિકાસનું છે, "કોઈ પણ જાતની **પહેલેથી નિર્ધારિત મર્યાદાઓ** વગર સમસ્ત માનવીય પરિબળોના" વિકાસનું છે.*

---

* Karl Marx, *Grundrisse der Kritik der Politi-*

સમાજવાદી દેશોનો વિકાસ, તેમના સામર્થ્યમાં વધારો, અને તેમની નીતિની—શાંતિ અને સુમેળની નીતિની—વધતી જતી લાભદાયક અસરમાં માનવજાતિની સામાજિક પ્રગતિનું મુખ્ય વલણ, વિશ્વ ક્રાંતિકારી પ્રક્રિયાનું મુખ્ય વલણ, અંકિત છે. સામ્રાજ્યવાદ, ઇજારદારીઓના જુલમ, અને સાંસ્થાનિક વારસાની સામે તેમ જ શાંતિ, રાષ્ટ્રીય સ્વાધીનતા, અને સમાજવાદ માટે સંઘર્ષ લડતા મહેનતકશ લોકો, બધા દેશોના લાખોકરોડો મહેનતકશ લોકો, સતત એ પ્રક્રિયામાં ખેંચાઈ રહ્યા છે.

એ સંઘર્ષમાં માર્ક્સવાદ-લેનિનવાદ તેમના પંથે પ્રકાશ પાથરી દે છે.

મૂડીવાદી વિચારકો માર્ક્સવાદનું "ખંડન" કરવાની અને તેને "ખતમ" કરી નાખવાની પૂરી કોશિશો કરે છે. તેઓ આધુનિક કૂપમંડૂકોને સ્વીકાર્ય "વાદો" માર્ક્સવાદના સ્થાને ગોઠવી દેવાની, માર્ક્સવાદને નાકૌવત બનાવી દેવાની, અને વૈજ્ઞાનિક સમાજવાદના સ્થાને "ઉદારમતવાદી સમાજવાદને", માર્ક્સ અને એંગેલ્સે પોતાના જમાનામાં જેની એકદમ વેધક હાંસી ઉડાડી હતી એ સમાજવાદને, ગોઠવી દેવાની કોશિશો કરે છે.

આપણે જોઈ શકીએ છીએ કે એ બધી મહેનત નકામી છે. ઇતિહાસ તો માર્ક્સે નિર્ધારિત કરેલી દિશામાં કઠોરતાથી આગળ ધપી રહ્યો છે. વિશ્વ સામ્યવાદી આંદોલન વધારે મજબૂત બનતું જાય છે અને નિરંતર વધારે જોર પકડતું જાય છે.

આપણા ચેતનમય યુગમાં સામાજિક અને ટેક્નોલોજીકલ પ્રગતિ ખાસ ઝડપી વેગે થઈ રહી છે. લગભગ દરરોજ ભારે મહત્ત્વની નવી રાજકીય ઘટનાઓના તથા નવી વૈજ્ઞાનિક શોધોના સમાચાર મળે છે. સમાજની પ્રગતિની સાથોસાથ, માર્ક્સવાદી

તારવણી કરતો રહે છે અને દુનિયાની સામે નવી ક્ષિતિજો મોકળી કરતો રહે છે. તત્ત્વજ્ઞાન અને સામાજિક સંશોધન પોતાની સફળતાઓથી સંતોષ માનીને બેસી રહે, અને કેવળ પ્રચાર પૂરતાં જ સીમિત રહે, તો અનિવાર્ય રીતે તેમનાથી ઊલટાં રૂપોમાં પલટાઈ જાય, મતાંધતા અને મતવાદ બની જાય.

માર્ક્સવાદ-લેનિનવાદ આંગિક રીતે સ્થગિતતાથી વિપરીત છે. તે જીવનથી નોખો નથી પડી જતો, પોતાને સંકુચિતતાના માળખાની અંદર પૂરી નથી રાખતો. માનવજાતિના સમગ્ર સાંસ્કૃતિક વારસાની સામાન્ય તારવણી તથા ટીકાત્મક પુનર્ઘટના ઉપર ઐતિહાસિક રીતે આધારિત માર્ક્સવાદ નિરંતર વિકસતો રહે છે, માનવીય પ્રતિભાની સર્વોત્તમ સિદ્ધિઓને પોતાની અંદર સમાવી લેતો રહે છે.

માર્ક્સનું હિંમતભર્યું સર્જનાત્મક શોધક ચિંતન જીવંત છે અને આજની દુનિયામાં સંઘર્ષ લડતું રહે છે. તે વિજ્ઞાની, તત્ત્વજ્ઞાની, અને રાજકારણીના કાર્યમાં ભાગ લેતું રહે છે. તે દરેકને જીવનમાં તથા સામાજિક સંઘર્ષમાં પોતાનું સ્થાન શોધી કાઢવામાં મદદ કરે છે. તે દુનિયાને બધી સામાજિક ગંદકી તથા કચરાપટ્ટીથી છુટકારો મેળવવામાં, માનવજાતિને યુદ્ધો, વિપદાઓ, ગરીબી, ભૂખની પીડા, તથા ગેરઇનસાફથી છુટકારો મેળવવામાં, મદદ કરે છે.

તે **પૃથ્વી** ઉપરનું જીવન **માનવીને** લાયક બનાવવામાં મદદ કરે છે.

**વાચકોને**

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ, તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.

પ્રગતિ પ્રકાશન
૧૭, ઝુબોવ્સ્કી બૂલવાર
મોસ્કો (સોવિયેત સંઘ)

